A

# પ્રકાશક તરફથી.

આપણા સામાજીક જીવનનો મુખ્ય પાયો લગ્ન પર રચાયો છે. લગ્નની ભાવનાને અતિ પવિત્ર અને મંગળસૂચક ગણી છે, એનું સદાય સ્મરણ થાય, એના સુખઃદ સ્વપ્નોનો સદૈવ પડઘો પડે એ વધુ ઇષ્ટ છે. અને એવા શુભ ઉદ્દેશથી પ્રેરાઇનેજ 'મંગળસૂત્ર' નામક એક લગ્ન ગીત–પુસ્તક પ્રગટ કરવા અમે પ્રેરાયા છીએ.

મંગળસૂત્ર એટલે સ્ત્રીના સૌભાગ્યની નિશાની એની ઉપરજ સ્ત્રીની તમામ સુખ સમૃદ્ધિનો આધાર રહેલો છે. આપણી ગુજરાતણ બ્હેનોનું તો તે અમૂલ્ય સ્ત્રી ધન કહેવાય લાખ લાખ રૂપીઆ આપતાં પણ તે ન ખરીદાય, જીવનની ફનાગીરી કરતાંય તે ન સાંપડે એવું તે મોંઘેરૂં ધન છે, એ ધનની જાળવણીમાં સ્ત્રી જાતિ પોતાનો ઉત્કર્ષ માને છે.

'મગળસૂત્ર' નામક એક પુસ્તક પ્રગટ કરવાની અમારી ઘણાં લાંબા સમયની મુરાદ (સ્વસ્તિક ગ્રંથમાળાના "ઇશ્વરી ઇન્સાફ" નામના પુસ્તકમાં) જાહેર કરેલી હતી. પરન્તુ તે કાર્ય તરત ઉકેલાય એમ નહોતું. તેમાં ગમે તે આપી દેવું એ અમારી નીતિ વિરૂદ્ધનું હતું અને તેથીજ અમે સબુરી પકડી હતી. એજ અરસામાં અમારા સદ્દભાગ્યે કવિશ્રી, પાદરાકર સાથે અમારી મુલાકાત થઇ. 'મગળસૂત્ર' વિશેનો અમારો વિચાર અમે તેમની આગળ મૂકયો તેમણે તરતજ આ કાર્યમાં અમને પૂર્ણ સાથ આપવાનું કબુલ્યું, આમ મંગળસૂત્રના મણકા પરોવાયા.

પછી તો કવિશ્રીની કલમ ચમકી, લગ્નક્રિયાના પ્રથમ ચિન્હથી માંડીને તે અન્ત સુધીનાં બધાં ભાગો શ્રી પાદરાકરે એવી તો સૂરમ્ય સજાવટ અને ગાઇ શકાય એવી પદ્ધતિએ રચ્યાં છે કે તે જરૂર ગરવી ગુજરાતણ બ્હેનોને ગમ્યા વિના રહેશેજ નહિ.

કવિશ્રી પાદરાકરે મંગળસૂત્ર પાછળ પોતાની સમગ્ર કવિત્વ શક્તિનો પરચો બતાવ્યો છે એમ કહીએ તો તે જરાય ખોટું નથી. ટુંક સમયની અંદર અને વળી પ્રસંગને લગતાં ગીતો તો તેમના જેવા કુશળ સિધ્ધહસ્ત કવિજ બનાવી શકે.

આ સંગ્રહને પ્રાસાંગિક ચિત્રો, સુશોભન ચિત્રો અને ચિત્તાકર્ષક કવર ચિત્રથી વિભૂષિત્ કરનાર ગુજરાતના નવજુવાન ચિત્રકાર શ્રી કલાબ્ધિની મદદ અમારાથી ભૂલાય એવી નથી, તેમના એકના એક ભત્રીજાના અવસાનનો શોક હોવા છતાં પણ પોતાની બનતી ત્વરાએ આ પુસ્તક માટે ચિત્રો કરી આપ્યાં છે તે માટે અમે તેમના આભારી છીએ.

આમ શ્રી પાદરાકર જેવા કવિ અને શ્રી કલાબ્ધિ જેવા કલાકારના સુસંયોગથી આ પુસ્તકનું પ્રત્યેક પાનું લગ્ન જીવનની આરસી સમુ બન્યું છે.

અલબત "મંગળસૂત્ર" માટે પ્રેરણાં કરનાર [ સ્વસ્તિક ગ્રંથમાળાની શરૂઆતથીજ જેણે પોતાની શક્તિઓ તદન નિઃસ્વાર્થ ભાવે અને સહર્ષ અર્પી છે તે ] ભાઇ અરવિન્દ ન. શાસ્ત્રીએ સૂચવેલું "મંગળસૂત્ર બહાર પાડો" એ હાર્દિક લાગણી ભર્યા શબ્દો અને પ્રોત્સાહન બદલ ભા. અરવિન્દ ન. શાસ્ત્રીના પણ રૂણી છીએ.

અને

એજ રીતે શ્રીયુત, ભાઇ પાદરાકરે પણ કાંઇજ બદલાની આશા રાખ્યા વગર, ઉદારભાવથી જે મહેનત લીધી છે તેનો ઉપકાર તો કેમજ ભૂલાય?

અન્તમાં ગુર્જર બ્હેનો આ પુસ્તકને અપનાવી લઇ તેની ઉપયોગિતા પૂરવાર કરશે તો અમો અમારો શ્રમ સફળ થયો લેખીશું.

મુબઇ. તા. ૧૪-૩-૩૫

પ્રકાશક



# માથે ઘડુલા લઈને સજની



# પાણીડાં જઈએ રે.

## રા. મુળસુખલાલ દિવાન કૃત.

આ રાસ આજે ઘેર ઘેર ગવાય છે.

વનીતા વિશ્રામની બાળાઓ

હોંશે હોંશે ગાય છે.

આ રાસ એવી ખૂબીથી રજુ કર્યો છે કે રેકર્ડ સાંભળતાં પન ઘટનું રમણીય દ્રશ્ય નજર સન્મુખ રજુ થાય છે.



આ ગીતની ઓડીયન રેકર્ડ ટુંક સમયમાં બ્હાર પડશે.



# અ ◦ નુ ◦ ક્ર ◦ મ

| ગીત નં. | | પાન નં. |
|---|---|---|
| ૬૩ | પ્રેમદાન | ૧૪૮ |
| ૬૪ | દામ્પત્યઃ આત્માની એકતા | ૧૫૦ |
| ૬૫ | લગ્ન લ્હાવ | ૧૫૨ |
| ૬૬ | સાસરીમાં શણગાર | ૧૫૪ |
| ૬૭ | ગૃહીણી | ૧૫૭ |
| ૬૮ | સાસુ | ૧૫૯ |
| ૬૯ | સાસરીનાં જીવન લ્હાણુ. | ૧૬૧ |
| ૭૦ | દીયર | ૧૬૩ |
| ૭૧ | ભાભી | ૧૬૬ |
| ૭૨ | ન્હાની નણદલ | ૧૬૮ |
| ૭૩ | પ્રેમની પૂજારણુ. | ૧૭૧ |
| ૭૪ | સોણલાં | ૧૭૩ |
| ૭૫ | નવદંપતીનાં અમર યૌવન | ૧૭૬ |
| ૭૬ | પતીવત્સલા | ૧૭૮ |
| ૭૭ | વીછૂડી | ૧૮૦ |
| ૭૮ | કોટી | ૧૮૧ |
| ૭૯ | સોહાગણુ | ૧૮૩ |
| ૮૦ | લગ્નતિથી | ૧૮૫ |
| ૮૧ | કરમલડીનાં ફુલ | ૧૮૭ |
| ૮૨ | વીયોગીની | ૧૯૦ |
| ૮૩ | પીયુ સાંભરે | ૧૯૩ |
| ૮૪ | પ્રેમવ્રત | ૧૯૫ |
| ૮૫ | પ્રેમના પરાગ | ૧૯૯ |
| ૮૬ | રસરેલ | ૨૦૧ |
| ૮૭ | રસજ્યોત | ૨૦૩ |

## ચોખંવટ:—

Marriage is the nursery of heaven.
G. Taylar.

Beliene me man, there is no greater bliss,
Than is the quiet joy of Loving wife,
which who so waufs, helf of him self.
Triend without change, doth miss,
play fellow without strife.
Fool without fullness, connsel without Pride
Is this sweet donbling of our single life.
Sir philip sidney.

सन्तुष्टो भार्यया भर्ता, भर्ता भार्या तथैवच।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्रवै ध्रुवम्॥
ભર્તા સંતુષ્ઠ ભાર્યાથી, ભાર્યા ભર્તાથી તેમજ,
સદાયે કુળમાં જેહ, ત્યાંજ કલ્યાણ શાશ્વત.
(मनु स्मृति)

"પતિએ પત્ની વ્રત લેવું, ને પત્નીએ પતિ વ્રત લેવું, એવી પરસ્પરની પુણ્યપ્રતિજ્ઞા તે લગ્ન મહાપ્રતાપી માર્તંડરાજને સુધા ભરી શશિલેખા સતી પુરૂપ-સુન્દરીની બે તેજ કલાઓ અન્યો અન્યને શણગારે ને શોભાવે: આત્માનાં ઓજસ્ અને શરીરના સૌંદર્ય વિવસાવે ને વિકસાવે: અંધકારની ગુફાઓ અખંડ અજવાળે: સંસારમાં સ્નેહનાં સ્વર્ગ સરજાવે: એક બીજાની સફળતા સધાવે અને કલ્યાણ પંથની પ્રેરણાઓ સમા પરસ્પરને પ્રેમુતામાં પ્રેરે: આ લગ્નવ્રતની મહા દીક્ષા."
ઇન્દુકુમાર.

# લગ્ન એટલેજ સ્વાર્થત્યાગની પાઠશાળા:

લગ્નજીવનના લાખેણા લ્હાવ! એતો કોઇ અમુલખ ચીજ છે. ગુર્જરાષ્ટ્ર, સૌરાષ્ટ્ર, લાટ, મહારાષ્ટ્ર, મારવાડ, મેવાડ, પંજાબ; અરે! ભારતવર્ષ બધુંય-કહો કે સારાયે જગતમાં એ મહામાંગલીક પ્રસંગ! એને કયા દેશે-વા-કોણે ન ઉજવ્યો? કોણે ન સત્કાર્યો? કયા સુવાન હૃદયે એ પુનિત પ્રેમાળ પ્રભુતાભર્યો મંગળ પ્રસંગ માણવાના કોડ નથી સેવ્યા? કયા કોડભર્યા હૈયાએ એ પ્રસંગે તનમનાટ નથી અનુભવ્યો?. અને સાચેજ આત્મા સાથેનાં અમર બંધન બાંધનાર, ક્રમિક વિકાસ વિકસાવનાર. પ્રભુતામાં પગલી મંડાવનાર, લગ્ન એટલેજ, પરમપવિત્ર પ્રેમમંદિરમા જવા માટે, અભેદતાની પ્રતિતી આપનાર, સ્વાર્પણ શક્તિની સાબીતી આપનાર અને કૌમારવ્રત ઉજવાવનાર ધન્ય ઘડીને બતાવનાર પ્રમાણપત્રજ છે. પુછો, જગત્‌ભરના ઇતિહાસને અને ઇતિહાસકારોને! સન્તો અને સૂત્રકારોને! શાસ્ત્રો અને શાસ્ત્રકારોને! એની પવિત્રતા, પ્રભુતા, દિવ્યતા અને દેવદુર્લભતા સદા-સર્વદા સર્વત્ર અખંડીત અદ્‌ભુત અને અનેરીજ રહી છે. અને રહેવાની! છતાંયે જે દેશોમાં, તમામ મહાન્ તત્વોની સાક્ષીએ કરાયેલાં લગ્ન બંધનો, વા સ્વિકારાયેલાં લગ્ન જોખમોની સુવર્ણ-શ્રૃંખલાઓ છુટાછેડાના કાતીલ અને કુટિલ કુહાડીથી તો નાંખવામાં આવે છે, તેના કરતાં પુનિત ભારતવર્ષમાં કદીયે ન તુટી શકે એવી પ્રેમશ્રૃંખલાથી, ઉન્નત ઉજવલ નિઃસ્વાર્થ શુધ્ધ ભાવનાઓવડે જે લગ્નબંધનો બંધાય છે, જે "પ્રભુએ બાંધ્યાં બેલડીયાં" અને "પૂર્વ જન્મનાં બાંધ્યાં બેલાં" એ ભાવનાવાળાં લગ્નોની ઉત્કૃષ્ટતા વધુ મહત્તાવાળી-વધુ સુંદર અને વધુ શાશ્વત છે.

ગુજરાત! નંદનવન! પુણ્યભુમિ! એના લગ્નની ભાવના! એના લગ્નમંગલ કોડ! અને એ અમુલખ અવસરીયાં માણવાની

ધગશ, કોઇ અનેરીજ છે! અવિભક્ત કુટુંબની ભાવનાએ ઉપજાવેલ લગ્નની ભાવનાનાં કથન અનિવર્ચનીય છે! એવી અકથ્ય અકલ્પ્ય વસ્તુમાં અંતર્ગત રહેલા ભવ્ય ભાવોને સર્વાંશે સમજવા પશ્ચિમને તો હજી યુગો જોઇશે.

લગ્ન આવવાનાં છે! મંડપ રોપાવવાના છે! કુમકુમ પત્રિકાઓ લખવાની છે! સૌ વહાલાં સગાંઓને આમંત્રણ મોકલવાનાં છે! મોસાળીઆં, મિત્રો સખિઓ, સંબંધીઓ, સૌ આપણે ત્યાં અવસરીયે આવશે. અઠવાડીયાં અરે મહીનાઓ પહેલાં તો આ ભાવનાથી લગ્ન માણનારાઓ હર્ષ, મનોરથ, અને ભાવિનાં સ્વપ્નોમાં ફાલ્યા ફુલ્યા સમાતા નથી.

પરણનારનાં માતા પિતા બંધુ બ્હેનો અને મિત્રોને તો આ લગ્ન–અવસરના લ્હાવાની લગની એટલી બધી હોય છે કે તેને માટે તો કયાંક ક્યાંક જાણે યુગયુગની તરસો ન લાગી રહી હોય? અને ખુદ પરણનારના અતિ ઉજ્વલ આતુરતાભર્યા પ્રાણપુર્યા–અણજ્ઞેયા અણમાણગા અણઅનુભવ્યા પણ નિત્ય શુણ્યા રગરગ ઉછળતા અનેરા અભિલાપ! એ અભિલાપભર્યા અંતરાત્માના આનંદનાં માપ માનવ કલ્પનાનું કયું થર્મોમિટર કહાડી કે માપી શકે? આવા મંગળ પ્રસંગે સૌ જાતના યે આનંદમાં તે પ્રસંગને વધુ ઉજ્માળો, વધુ સુંદર આકર્ષક, ફળવતો કરવા, ગીતનાં ગુંજન એ ઉત્કૃષ્ટ સાધન જણાયું છે.

વર યા કન્યાના મંડપે ત્રણ સાત યા તેથીયે વધુ દિવસો પહેલાં ગોરિઓ ટોળે વળી હોંસે હોંસે ગીતો ગાય છે. ને લગ્ન–મંગળ પ્રસંગનો મહિમા, લગ્ન ક્રિયાના જુદા જુદા પ્રસંગોએ જુદા જુદા રાગોમાં ગોરિઓના મીઠા ભાવભર્યા લલકાર ગુંજી ઉઠે છે. તે લલકારના લયમાં કેટલી બધી ભાવનાઓ જન્મી–વિરમે છે તે વર્ણવી ન શકાય! અનુભવગમ્ય વસ્તુને નીર્જીવ વાણી સ્પષ્ટ નજ કરી શકે. વર કન્યા આપ્તજનો મિત્રો

સખિઓના અંતરના ઉંડાણમાં એ લગ્ન પ્રસંગે ગુંજી રહેતા લગ્ન-ગીતોના ઝંકાર શ્રવણે જે ભિન્ન ભિન્ન ભાવનાઓના મહાસાગર ઉછળે છે, હેલે ચઢે છે, રગરગમાં રેલાઈ રહે છે, તે તો તેના અનુભવનાર જાણી માણી સમજી શકે! આમ લગ્ન પ્રસંગના મહિમાના મર્મની ગીતા સમાન-દાંપત્યશાસ્ત્ર સમાન લગ્ન ગીતો કેટલા પવિત્ર મર્મભર્યાં ઉન્નત આશય અને આદર્શવાળા હોવા જોઈએ?

આ પવિત્ર લગ્નગીત-ગીતાના પ્રવચનને સ્થળે લાંબા સમયથી ફટાણાઓની ફોજ જામી હતી. અજ્ઞાન-દ્વેષ અને ઈર્ષા પ્રેર્યાં ગવાતા ફટાણાઓએ આ મહાન્ પવિત્ર આનંદભર્યાં અવસરોને અભડાવી તેને સ્થાને તકરારો મારામારી અને સગાઓના દિલમાં કટુતા ભરી મુકી હતી

જે મંગલ પ્રસંગે લગ્ન ક્રિયાના પવિત્ર મંત્રોચ્ચાર આવાહને મહાન્ તત્વો-દેવ દેવીઓ હાજર થાય, જે પ્રસંગે બે આત્માઓ એક થાય, જે પ્રસંગે અનેક હૈયાના બંધ બંધાય ને કેવળ આનંદનાજ વાતાવરણ ઉછળે તે પ્રસંગે તે સ્થળે બે પક્ષો સજ્જનો ન સાંભળી શકે, એવા ફટાણાના ગાન ગાય એ કાનને કેટલા કર્ણકટુ ને અપ્રિય લાગે?

પણ આજના પ્રગતીશીલ સંસ્કાર પામતા જતા સમયમાં જેમ સમાજમાં સેવા સંસ્કૃતિ અને શાંતિના નુતન સર્જન સરજાય છે તેમ જીવનના પ્રસંગો અને તે માણવાની રીતોમાંયે સંસ્કાર અને નવિનતાના પડ જામતા જાય છે, લગ્નગીતોનું યે પણ એમજ છે. આજના યુવાન યુવતી-અરે સમગ્ર સમાજ એ જરીપુરાણા કર્ણકટુ ફટાણાઓને ફગાવી દઈ આ મંગળ પ્રસંગ સંસ્કારભર્યાં સદ્ભાવ અને શૈલીથી ઉજવવા માગે છે અને ગુજરાતના મધમધુર ગીત જેવા લગ્નગીતો યે હવે તો ઉત્તરોત્તર સુસંસ્કૃતિને પામતા જાય છે નવિન રીતીમાં પ્રાચીન ગૌરવ અને ભાવના વ્યક્ત કરતા આજના ગીતો-સંસ્કારી બનતી જતી ગરવી ગુજરાતણો હૈયેને હાથે ઝીને છે,

ઝીલાવે છે, હવે તો કવિ હૃદય ગંગાઓના સ્રોત્રમાંથી પણ સુંદર ગીતો પ્રકટે છે, ગુજરાતની લગ્નગીત સમૃદ્ધિ સમૃદ્ધ થતી જાય છે.

લગ્ન એટલે બે હૃદયોનાં જોડાણ! ઉભય અંતરની એકતા! અનનુભુત ભાવનાઓને પોષતી પ્રબળ શક્તિ! અને એને માટે તો એટલુંજ કહીયે કે લગ્નનો સાચો સમર્થ અને પવિત્ર આશય એકજ છે કે લગ્ન વડે જીવન વિકાસને પરિણામે આત્માનો પરમાત્મા સાથે સંબધ થાય, અને સ્ત્રી, પુરૂષ સાથે રહી ધર્મ અર્થ કામ અને મોક્ષ સાધે.

સ્નેહથી લગ્નને યજ્ઞ, આત્મજ્યોતિ કલા પૂરે,
ઉજાળે ગૃહસંસાર, દંપતી રસસિદ્ધ એ.

લલિત.

આમ માનવબાળના ધર્મમાર્ગ સમાન, પ્રાણ વિકાસના વ્રત સમાન, પ્રભુતા પૂર્ણ-સ્વાર્થત્યાગની મહા પાઠશાળા સમાન લગ્ન, વરને વધુ ને વધુને વર આપે છે. 'આત્મા ઓળખે તે વર' એમ આત્માની સાચી પિછાનવાળી વ્યક્તિ મેળવી આપનાર લગ્ન છે; કૌમાર-વ્રતનું ઉદ્યાગન ઉજવવાનો મોંઘામૂલો પ્રસંગ તે લગ્ન. અને એવા અણમૂલા પુનિત પ્રસંગના ઉધાપન સમયે ગુર્જરી રસકોકિલાઓના ટહુકાર તે લગ્ન ગીતો.

ગુજરાતમાં વસંત અને કોયલ; શરદ અને ચંદ્ર, વર્ષા અને કલાપી એ જીવંત સૌંદર્ય અને સૌંદર્ય વિભુતિઓ છે, આ પદ્ સૌંદર્ય મુર્તિઓ ન હોત તો ગુજરાતના કવિઓનાં કાવ્યોધાનો સૂનાં સૂનાંજ લાગત. વસ્ત્રાલંકાર વિહોણાં શરીર જેમજ લાગત, અને એમજ લગ્નગીત વિના કૌમારવ્રતનાં ઉધાપન-લગ્ન અવસરીયાં ઝાંખાં ઝાંખાજ લાગત. માટેજ લગ્નગીતોનાં સાહિત્ય સર્જાયાં-ગવાયાં-ઝીલાયાં-વિકસાયાં અને સર્વદેશીય કરી દેવાયાં-લેવાયાં; લગ્નક્રિયા અને લગ્નસાહિત્ય એ

તો તે દેશના સમાજની સંસ્કૃતીનું થર્મોમીટર છે. એ જેટલું સમૃધ્ધ અને સંસ્કારી તેટલોજ તે દેશ અને સમાજ સમૃદ્ધ અને ઉન્નત.

ત્યારે સ્વભાવતઃ આપણને આપણા ગુજરાતના લગ્નગીત સાહિત્ય અને લગ્નક્રિયાઓ તરફ મીટ માંડવા મન થઇ જાય, અને એ મીટ મંડાતાં શું લાધે છે? ગુર્જરરાષ્ટ્ર અને સૌરાષ્ટ્રના લગ્ન–ગીત અને ક્રિયા વીધિ વિધાન સાહિત્યસાગરમાં ડુબકી મારતાં નીચેનાં મૌક્તિકો સાંપડે છેઃ—

## લગ્નવિધિ–તથા લગ્નગીતોના સંગ્રહો.

અઃ નાગરીક ગીતાવલી, ભાનુશંકર, ર. શુકલ, જુનાગઢ સને ૧૮૮૯
૧ જૈન વિવાહ પધ્ધતી શેઠ લલ્લુભાઇ ચોકસી, મુંબાઇ ૧૯૦૧
૨ જૈન લગ્નવિધિ અને જૈન વિવાહનાં ગીતો } મેસર્સ એમ. એ. બ્રધર્સ, મુંબઇ ૧૯૧૨
૩ લગ્ન મિતાક્ષરી ટી. કે. ગજ્જર, મુંબાઇ ... ૧૯૧૩
૪ માંગલિક ગીતો બ્હેન જસકોર કુંવરજી આણંદજી, ભાવનગર ૧૯૧૪
૫ લગ્નવૃત રા. કેશવ હ. શેઠ, અમદાવાદ ... ૧૯૧૭
૬ મંગલ ગીતાવલી (પ્રશ્નોરા જ્ઞાતિની) દેવશંકર વૈદ્ય ભટ, ભાવનગર ૧૯૧૭
૭ લગ્નાદિ પ્રસંગનાં કાઠીયાવાડી ગીતો હરિશંકર મા. ભટ, મોરબી ૧૯૨૦
૮ લગ્નગીત રા. પાદરાકર, પાદરા ... ૧૯૨૩
૯ લગ્નગીત મણિમાળા રા. પાદરાકર, પાદરા ... ૧૯૨૪
૧૦ જન વિવાહ વિધિ શ્રી. પન્નાલાલ બાકલીવાલા, જયપુર ૧૯૨૪
૧૧ પ્રશ્નોરામાં ગવાતાં ગીતો, અ. સૌ. લાભલક્ષ્મી ભટ, ભાવનગર ૧૯૨૫

१२ લગ્ન ગીતાવલી બ્હેન સરલા મ. દિવાનજી, સુરત ૯૨૬
૧૩ લગ્નાદિ પ્રસગે ગવાતાં માંગલીક ગીતો, જૈન સસ્તી વાચનમાળા, ભાવનગર ૧૯૨૯
૧૪ ચતુરવિલાસ ગરબાવલી, (ભા. ૧૮ મો) મ. રા. જાગુષ્ટે અમદાવાદ ૧૯૩૦
૧૫ ઉમા ગિતાંજલિ શ્રી. જ. ના. વર્મા, મુંબાઇ .... ૧૯૩૧
૧૬ ચુંદડી ભા. ૧ શ્રી. મેઘાણી, રાણપુર .... ૧૯૩૩
૧૭ ,, ભા. ૨ ,, ,, .... ... ૧૯૩૪
૧૮ જૈન વિવાહ વિધિ જૈન ધ. પ્રચારક સભા, ભાવનગર ૧૯૩૪
૧૯ મહિલા ગીતસંગ્રહ પા. જૈન કન્યાશાળા, જામનગર ૧૯૨૯
૨૦ જૈન વિવાહનાં ગીતો સ્વ. મગનલાલ ચુનીલાલ વૈદ વડોદરા.
૨૧ લગ્નગીત સંગ્રહ સા. બુ. અમદાવાદ.

લગ્ન વિધિવિધાન તથા લગ્નગીત સાહિત્યસાગરનાં ઉપરોક્ત (લાખ્માં તેટલાં) ૨૧ રત્નો ગુજરાતને ઠીકઠીમ લગ્ન ગીત સાહિત્ય પુરૂ પાડે છે. છતાં આજના યુવાનહૃદયોની લગ્ન–ગીત–સાહિત્ય પિપાસા તેથી તૃપ્ત થાય તેમ નથી એ હૃદયોની જુગ જુગ જુની હોય તેવી લગ્ન–ગીતોની પ્રબળ ક્ષુધા પિપાસા હજી તો બહુજ અતૃપ્ત છે.

માટેજ જુની માધવીની વેલી પર નવિન પુષ્પવલ્લિની કલમ ચઢાવતાં તે બંનેથી નીરાળાંજ પુષ્પોથી ફલવતી થાય તેમઃ લગ્ન–ની જુદી જુદી ભાવનાઓથી મઢાયલા જુદા જુદા ક્રિયા પ્રસંગોને અનુકુળ એવાં આજની ગોરિઓના કંઠ અને કાળજાંને માફક આવે એવી શૈલી ભાવના અને રાગોમાં આ મંગલસૂત્રનુ પ્રત્યેક ગીત આલેખાયેલ છે. સંસ્કૃતીની ટોચે પહોંચેલ ઉચી કેળવણીથી વિભુષિત અને માત્ર ચારજ ચોપડી શીખેલ સ્ત્રી વર્ગ આ ગીતો વાંચી સમજી ગાઇ ગવરાવી શકે એવી કાળજી રખાઇ છે. કારણ સૌ ગીતોનું મહાગીત તે

લગ્ન-સર્વ રસ રસાયણોનું મહાસત્વ જીવનના તત્વોનુ તત્વ-તે લગ્ન સ્વયં એક અનાદિ અનંત સંગીત છે.

હવે આપણે વિવાહનો વિચાર કરીએ.

વિવાહ શા માટે? નૈષ્ટિક બ્રહ્મચર્યવ્રતને નહિ જીરવનાર જનો માટે વિવાહ જીવનને જીવતુ રાખનાર છે. લગ્ન-જીવનના વિજયી વીરાત્મા આત્મ સાધનના પગથીયે ચઢવા પાત્ર બનેલ હોય છે. અને તેનો આધાર ગ્રહસ્થાશ્રમ પર ટકી રહ્યો છે. ને ગ્રહસ્થાશ્રમનો આધાર ગૃહિણી ઉપર છે. વિવાહ આટલા માટે ઉચિત ને આવશ્યક છે.

અને-વિ-વહન તે વિવાહઃ વિશેષવહન એ વિ-વહનઃ સસારમા દંપતીએ એક કાર્ય-એક જીવન રચી તેનુ વહન કરવુ તે વિવાહ:

એવા સુદર ભાવનાયુક્ત 'વિવાહ'ના પણ આઠ પ્રકાર છે. સાટુ, તેખડુ, ચોખડુ, વિક્રય, લખિત, કૃષ્ણાર્પણ, નીપજી કન્યાનો બદલો ને વરને પહેરામણી વડે કન્યા અર્પાય તે, આ એક મત છે.

બીજા મત પ્રમાણે વિવાહના આઠ પ્રકાર આ પ્રમાણે છે. બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ, અને પૈશાચ

સદ્ગુણી વિદ્વાન વરને તેના વગર માગ્યે "ફુલ નહિ તો ફુલની પાખડી" જે કાંઇ મળ્યું તે અલકાર આદિ આપીને કંકુ ને કન્યા કહેવરાની કન્યાદાન દેવુ એ 'બ્રાહ્મ' વિવાહ. ૧

યજ્ઞાદિમા જે ઋત્વિજ હોય એને કન્યાદાન દેવુ તે દૈવવિવાહ. ૨.

કન્યાને પાછી આપવા, કે યજ્ઞાદિ માટે એકાદ બે ગાય લઇને કન્યાદાન દેવુ તે આર્ષ વિવાહ. ૩.

'સાથે રહી ધર્માચરણ કરો' એવા વચન પુર્વક યથાશક્તિ અલંકાર સહિતનુ કન્યાદાન તે પ્રજાપત્ય વિવાહ. ૪

પૈસા લઇ કન્યા દેવી તે આસુરી વિવાહ. ૫.

એક બીજાના અનુરાગ અને અનુમતિથી લગ્ન થાય તે ગાંધર્વ વિવાહ. ૬.

મારામારીથી કે હરણુ કરી ને પરણુવું તે રાક્ષસી વિવાહ. ૭.

નિદ્રામાં પડેલી કે બે ભાન બનેલી હોય તેવી સ્ત્રીને ઉપાડી જવી તે પૈશાચ વિવાહ. ૮.

આજ ગુજરાત કયા પ્રકારના વિવાહ-લગ્નને સ્વિકારે છે? સત્કારે છે? આજ મહાગુજરાતનું લગ્ન-નાવડુ કઇ દિશાયે હંકારાય છે? આજ લગ્ન સંસ્થા કયા પાયા પર ખડી છે? જે દિવસે ગુજરાત શુદ્ધ સનાતન લગ્નપ્રથાથી બંધ હતું, લગ્ન સંસ્થા પૂર્ણપણે સત્કારાતી હતી, લગ્નએ પ્રભુ પ્રેર્યાં મંગલાશિર્વાદ પ્રાપ્ત મંદિર! એ ભાવનાના ભિતરમાં લગ્ને અર્પાયાં તે જીવનભર માટેજ; આત્મા શરીરથી જુદો ન પડે તેજ રીતે લગ્નનાં બધને બંધ દંપતી જુદાં ન પડી શકે એ ભાવના ભીના તે સમયના મહાગુજરાતમાં આજે કયાં પરિવર્તનો પ્રવર્ત્યાં છે? આત્મા આત્માને ઓળખી-પ્રભુતામાં પગલી પાડી અંતર એકાકાર કરી પ્રભુની બાંધી બેલડી જેમ દંપતી એક અભેદ થવાની ભાવના રગરગે વ્યાપી હોવાનો દંભ સેવનાર વિદ્વાનો શીરમુકો શ્રીમંતો યુવકો સાક્ષરો કવિઓ નીરક્ષરો રાય અને રંક આદિનાં આજનાં લગ્ન પ્રત્યે કેવાં માનસ છે, તે મહા.ગુજરાતથી કયાં હવે અજાણુ છે? સમાજ પણ હજી તો પશુતાથી મુક્ત નથી. જેને હૃદયો પારખવાની બુદ્ધિ, શકિત આંખ કે હૈયાં ન હોતાં ને નથી. કજોડાં બાળલગ્નો વૃધ્ધ લગ્નો ને વરવિક્રય-કન્યાવિક્રય જેવા અસુરો જીવંત છે. તે સામેની ડાહ્યાઓની લડત ચાલુજ છે. અને ઉપરથી આજના ઉપરોક્ત વર્ગનું વિકૃત માનસ સમજુ હૃદયોને થથરાવી રહાવે છે' ને અંતરના પોકાર ઉઠાવે છે કે હા! સમાજ!

છની કેળવાયલી સ્ત્રીએ ફરી લગ્ન કરતાં-તે સ્ત્રીને નિરાધાર કરી દેતાં-હૈયાનો દ્રોહ કરતાં, નવી આવતી, ગ્રહલક્ષ્મીના સૌંદર્ય દીપકની

આસપાસ બાર બાર ગાઉ અંધકાર દેખનારને લગ્ન યા પ્રેમ શબ્દ ઉચારવાનો શો હક્ક છે ? અરે ! અરે ! લગ્ને આપેલી સ્રીને છોડી દેતાં તો મુખ પણ કંપે ! જરા મિજાજ ન જળવાય, સવડ ન સચવાય, સ્રી ડોબુ યા બોઠ લાગે–ભારરૂપ યા અળખામણી લાગે એટલે પગરખુ બદલવાની પધ્ધતે સ્રી બદલવાની તમન્ના જાગે ત્યાં લગ્નની પવિત્રતા ક્યાં સમજાય યા સચવાય ? જે દેશ, પતી મૃત્યુ સાંભળતાં સતી થવાની તાલાવેલી સેવનાર સતીઓ વડે ઘનગનતો, તેજ દેશમાં પતીમૃત્યું થતાંજ નવા પતીની શોધખોળ ચલાવનાર, છડેચોક પરણવામાં મોજને સાર્થકય માનનાર પત્નીઓ પાકે ત્યાં લગ્નની પવિત્ર ભાવના ક્યાં ટકે ? આવાજ માનસના ગર્ભમાંથી રાજવીઓને લગ્નવિચ્છેદક કાયદા ઘડવા પડે ને ?

જો સમાજને આંખ હોય, હૈયું હોય, અરે મનુષ્યત્વ હોય તો લગ્ન બંધને બંધાયેલ કેટલાય યુવક યુવતીઓનાં નેત્રે વરસતી લોહીની ધારાઓ અંધકારમાં વરસી વહી જતી અને સાથે સાથે દેશના ગૌરવ સાથે લઇ જતી જોઇ શકશે.

પતિ મૃત્યુ સાંભળતાં હાય ! એટલાજ શબ્દે પ્રાણ કાઢી નાંખનાર જયદેવ કવિની પત્ની પદ્માવતીનો પતીજ એને સજીવન કરવા આસ અવની એક કરે ! એની યશગાથાઓ ગાનાર મહાગુજરાતમાં ટળવળી મરતી પત્નીના મૃત્યુના પડઘા અરણ્યરુદન થતાં પહેલાં લગ્ન–પુનર્લગ્ન યા યેનકેન પ્રકારેણુ પત્ની પામી જવાની ઉતાવળમાં મરતી પત્નીની ચીસોયે ન સાંભળી શકે ? તો તેને માટે બે આંસુ તો ક્યાંથીજ સારી શકે ? ત્યારે હવે આપણે મહાગુજરાતના મંગળ લગ્નમંદીરનાં પગથીયાં ક્યાં સુધી અભડાવીશું ? સુખી સંસાર અને સાચાં ભારતીય સંતાનો ક્યાંથી પામીશું ? પાછાવળો–મહાગુજરાતનાં મોંઘેરાં પરમધન સમાં ગુર્જર-રાષ્ટ્ર વાસી લગ્નના-પત્નીઓના-પતીઓના ઉમેદવારો ! દેશની સંસ્કૃતિ–સમૃદ્ધિ

શક્તિ-શાંતિ અને શાખને ખાતર પણ ! આંખો મીંચી મીંચીને જરા પાછા વળી થોડાંક વર્ષો પાછળ નજર નાંખો. ભૂતકાળનાં ભવ્ય સ્મરણો વડે ફુલાઇ રાચવાને બદલે તેને અપનાવો. જીવનમાં ઉતારો. તો તમારા માનસની વિકૃતિ દ્રષ્ટિમર્યાદામાં તરતીજ નહિં, પણ ઉછળતી નજરે આવશે ને તમને ધક્કા મારી મારીને સાચા રસ્તે-પવિત્ર લગ્નમંદિરના દિવ્ય દરવાજાના પુનિત પંથે દોરવી જશે. ત્યાં તે મંદિરમાં તો સ્વાર્પણ-પવિત્રતા-પ્રભુતા-પ્રેમ અને અભેદતાજ પ્રકાશે છે. ત્યાં પુનર્લગ્ન યા છુટાછેડા ( Divorce ) નાં દર્શન ન થશે. કન્યાવિક્રય-વરવિક્રય-વૃદ્ધ-બાળલગ્ન, પુનર્લગ્ન છુટાછેડા આ સૌ બલાઓથી મુક્ત એવા પુનિત મહાગુજરાતનાં દર્શન-ઇતિહાસમાં કરતાં જણાશે કે ત્યારેજ મહાગુજરાત તે સાચું મહાગુજરાત હતું. આજે વાણીમાં-કલમમા-ઇતિહાસમાંજ એ મહાગુજરાત છે. મહાગુજરાત બનાવનાર મહાગુજરાતીઓના લગ્ન-સાહિત્ય અને માનસ વડેજ એની મહત્તાનાં મૂલ્ય અંકાવાનાં ! પતિ દેવ અને દાસ બનતો-પત્નિ દેવી અને દાસી બનતી. એજ લગ્ન હતાં. ને ત્યારે તો-દંપતીનો અર્થ પણ કેવો સુંદર હતો ?

પતિ-પત્ની માટે સસકૃતમાં એક શબ્દ 'દંપતી' છે. એનો અર્થ-દમ : એટલે ઘર, અને "પતી" એટલે માલીક. એટલે ઘરનાં બે માલીક : આપણા પ્રાચીન કાળના રૂષિમુનિઓની પતિ-પત્નીના સંબંધની કેટલી ઉત્તમ ઉજ્વળ અને અખંડ ભાવના હતી ? અને ત્યારે પતિ-પત્નીના લગ્ન પ્રસંગે શી આશિર્વચનની ઝડીઓ વરસતી ?

સીતાજીનાં શીયળ પામી વધુ ! પૂજાજો !
ને રામની વિભૂતિયે વરજી ! સુહાજો !
તે ધર્મ, પ્રેમ તમ શાસનમાં સમાજો !
તે સત્ય નિજ કુળવાસ વિષે વિરાજો !

સંસારમાં સુર સમા સરજાવી સ્વર્ગ,
સંસારમાં તિમિરથી વિકસાવી ભર્ગ.
ભર્ગે તપો અચળ ! દંપતી ! દેવ ભાવે !
આશિષથી અમર યુગલને વધાવે !

આ આશિષો આજના સડેલા લગ્નો માટે સભવે છે ખરી ? આજની અર્ધદગ્ધ કેળવણી, ધાર્મિક સંસ્કારોની બાહ્યાવસ્થાથી રખાતી વડિલો તરફની ઉણપ, અને બેદરકારી, હલકુ કુટિલ પણ સસ્તુ વાચન, અને વિદેશી ફેશનની અક્કલ વિનાની નકલ આને માટે જવાબદાર છે. અને એ તરફ એટલીજ સમાજની બેદરકારી દોષપાત્ર ગણવી પડે છે. આમ હોવાથી જેમ નવુ અગર પાશ્ચાત્ય બધુંજ ખરાબ નથી તેમજ જુનુ યા પુરાણુ પણ બધુંજ ખરાબ ન સંભવે ! ગામડાના-વૃદ્ધોના-હૈયા તપાસો ત્યાંની મીઠાશ-કુદરત-પ્રેમ-વાત્સલ્ય અને હૈયાના ઉમળકા કથાય જડશે ખરા ? ત્યારે લગ્ન ભાવનાઓનુ પણ એમજ. સજન જુની-પ્રભુ પ્રેમી-શાસ્ત્રે ઓવેલી અને યુગયુગથી પૂર્વજોએ ઝીલેલી અખંડ મંગળ લગ્ન ભાવના-એ સામાન્ય તુચ્છ ફગાવી દેવા જેવી વસ્તુ નથી. એમાંથીયે લુપ્ત થતી જતી મીઠાસ-જેટલી ટકી તેટલીયે ઝીલવા હજી ચેતનવન્તા પ્રાણો તલસે છે મહાગુજરાતિ તો એ ભાવના-કાળના પરિવર્તને પલટાતી છતાં-ઝીલવામાજ ગૌરવ અને ઉન્નતિ જોયા છે ને જુવે છે

લગ્ન ભાવનાની પવિત્રતા-લગ્ન ક્રિયાઓનું ગાભિર્ય તેનુ મહત્વ ને આવશ્યકતા અવગણી ન શકાય એમ માનનાર વિશાળવર્ગ શહેરો કરતા ન્હાના ગામો, જે મહાગુજરાતના દેહ સમા ગણાય-ત્યા પથરાયલો પડયો છે અને શહેરોને પોતાનુ નિવાસ સ્થાન બનાવી રહેલો છે માટેજ લગ્નગીતો ક્રિયાઓ અને સાહિત્ય અને એની આવશ્યકતા સ્વિકારતો મોટો સમુદાય તેની સામે મીટ માડી રહ્યો

જણાયો છે અને હવે તો આપણો યુવાન સુશિક્ષિત અને રસીક વગ માને છે કે લગ્નની જુની ભાવનાઓ-ક્રિયાઓ-સાધનો-અને સાહિત્ય પલટો લે-નવી સસ્કૃતિ પામે-ફાને ફુલે અને તેમના રસ તરસ્યા હૈયા તૃપ્ત કરે

ફટાણા —લગ્ન જેવા મગળ પ્રસગને વધુ સુદર સુરસમય પ્રેમભર્યો આનદ પુર્ણ બનાવવા વરકન્યાના સ્વજનો સ્નેહિ સખિ મિત્રો સગાઓ હાજર રહે છે એમનુ સાનિધ્ય એ પ્રસગે વરકન્યા અને લગ્નાતા ઘરવાળા સૌને બહુ પ્રિય લાગે છે લગ્નના પ્રત્યેક પ્રસગ, પ્રત્યેક ક્રિયા, પ્રત્યેક અગ મહત્વના હોય છે એની ગુથણીજ પુર્વ પુરૂષોએ એવી સુદર સચોટ અને રસીક રીતે કરી છે કે તે જેટલી સ્વાભાવિક તેટલીજ મહત્વની લાગેજ દપતીના પરસ્પર અર્પણ થતા પહેલા-હસ્ત મેળાપ પહેલા ને પછી થતી તમામ ક્રિયા એ ઉભય દપતીને પોતાની ફરજો, અને શું કરી રહ્યા છે તેનુ સરસ ભાન કરાવે છે દપતી હૈયામા કર્તવ્ય પ્રતિપાલન જાગૃત થઈ-ત્યા કાઈક અતિ મીઠી મધુર સુરાળી લાગણીઓ પ્ર ગી-રગે રગે પ્રસરી રહે છે જાણે અજાણ્યે સુખના અમૃત સાગરમા પ્રવેશતા પોતાને જુએ છે, અને અવનવી કલ્પનાઓની પાખે ઉડી ભાવિના ભિતરમા ભુસ્કો મારતા જરાયે અચકાતા નથી તમામ વીધિ વિધાનમા પ્રભુની પ્રેરણા અને આદેશ તેમની દ્રષ્ટિએ તરવરે છે પવિત્રતા અને પ્રભુતાના અદ્દભુત આંદોલનો તેમને ઘેરી વળે છે અને લગ્ન કરતા પોતે નવિન સૃષ્ટિના સહચર પ્રવાસીઓ બનતા હોય-સૌ બનાવતા હોય એ નર્યું નગ્ન સત્ય તેમને પ્રતીત થતુ જાય છે, એકલા માનવ સ્વજનોજ નહિ પણ મહાન્ તત્વો અને દેવ દેવીઓ-જાણે પ્રભુ પોતે પણ ત્યા હાજર હોય એમ લાગે છે પોતે પરમ પુરૂષ અને પરમ નારી બની રહી છે, પોતાના જીવનમા અદ્દભુત અનેરો અને દિવિ રસ સિચાય છે અને હવે એકલ વિહારી નહી પણ સન્જોડીને જીવવાનુ-ભવ સિધુમા તરવાનુ અને

ઉજ્વળ આશા ભર્યાં ભાવિની દિવાલો ચીરી સફળ જીવન મંદિરે પ્હોંચવાનો પરવાનો પમાતો લાગે છે.

અતુટ-અખંડ-અનંત પ્રેમ બંધન-લગ્ન બંધનમાં તે જકડાય છે, તેને વિખુટા પાડનાર કોઇ શક્તિ વિશ્વમાં અસ્તિત્વમાં નથી, હઝારો સમજુ સ્વજનો વડિલો પોતેજ હાજર રહી આ-બે હૈયાં એક કરી દેનાર મહાન ક્રિયા કરાવે છે-પુર્ણ વિશ્વાસથી એક તેજસ ચંદ્રિકા પોતાના અંતર મંદિરે ઝળહળ જ્યોત પ્રકટાવવા-અંતર ઉજાળવા તેને મળે છે. એ ચંદ્રિકા એની-એનીજ સર્વાંશે એનીજ-અન્ય કોઇનીયે નહિ! એમ તે જાણે માને માણે અનુભવે છે, ત્યારે એમના હૈયાના થનગનાટ કલાસિદ્ધ કળાયલ મોરના થનગનાટને મ્હાત કરે એવાં હોય છે. કુમારી અને કુમારે સેવેલાં સ્વપ્નો, ઘડેલા આદર્શો અને વાંચ્છેલા અભિલાષની સફળતા તેમનાં હૈયાંને પ્રફુલ્લ અને હળવાં ફુલ કરી મૂકે છે; આ વખતે તેમનો લગ્નમંડપ સ્વર્ગ સમાન, સ્વજનો દેવ દેવિઓ સમાન, અને જીવન સ્વર્ગિય બની રહેલાં લાગે છે; ઘડિક ગંભિરતા, ઘડિક આનંદ વિનોદ તો ઘડિકમાં ધમાલ એવા વાતાવરણમાં જાણે તરતાં હોય તેમ થાય છે; આવા મહામોંઘામૂલા પ્રસંગને આવા સુંદર સ્થળને અને આવા વિભાવથી મદાયલ હૈયાંને કર્તવ્ય-આનંદ-એને રસીકતાથી શ્રૃંગારવા ગોરિઓ ગીત ગાય છે; અને પ્રસંગને વધુ રસપ્રદ માંગલીક ગૌરવવંતો બનાવે છે.

એક સમય વચ્ચે એવો વીત્યો કે જ્યારે આવા રસાળ પ્રસંગને મધુર પ્રેમભર આનંદપુર્ણ લગ્નગીતો વડે પૂજવાને બદલે તેને કુટિલ કર્ણ-કટુ દ્વેશભર્યાં ફટાણાથી અભડાવવામાં આવતો હતો. બન્ને વેવાઇનો સ્ત્રી સમુદાય પરસ્પર પ્રસંગ પ્રસંગનાં ગીતો ગાવામાં પરસ્પર અપ્રિય અશ્લિલ ગાળો વડે વિલુપીત] ગીતો (ફટાણાં) ગાઇ-પરસ્પર વેવાઇઓનાં મન ઉંચા કરાવતાં-તો કયાંક તો દંપતી ઉરકુંજોમાંયે કુસંપ-દ્વેશ અને

વેરઝેરનાં કાંટાળાં ઝાંખરાં ઉગાડી દેતાં અને એનાં પરિણામની પુર્ણતાને ભુંસતાં વર્ષો વિતતાં.

ફટાણામાં શરૂઆત ઓછાં ને આછાં મ્હેણાંથી થાય છે. આમાં ખાસ કરીને હકકથી મ્હેણાં ખનાર બનેવી-સાળા-જમાઇ-નણદોઇ આદિ મનાયલા છે ને એમના પર મ્હેણાં-(મા-ગાળો) વરસતાં વરસતાં છેવટે વરપક્ષવાળાં કન્યા પક્ષને ભાંડવા માંડે છે.

વરઘોડો આવ્યો, વર તોરણ થયા, ને ચૉરીમાં બેઠા પહેલાં તો વરપક્ષનો સ્ત્રી વર્ગ જાણે કેવાક હક્કથી, ગાજી ગાજીને, લાંબા હાથ કરી કરીને કન્યા પક્ષનાં બને તેટલાં સ્વજનોની સાત પેઢી ઉથલાવી નાંખવા માંડે છે.

પીઠી ચોળતાં વર પક્ષની સ્ત્રીઓ ગાય છે.

પહેલી પીઠી ચઢશે રે,
મારા જીયાવરને.

ઉતરતી ચઢશે રે,
ઓલી છોડીને.

જાણે મંડપમાં ભીડ બહુ છે. ઉન્હાળો છે (હોય કે ન હોય તો પણ) વરરાજા જાણે કેવાક કોમળ-રાજવંશી ન હોય તેમ તેમનાં ઓવારણાં લેતી વરપક્ષની સ્ત્રીઓ બોલવા માંડે છે—

આવા ઉન્હાળાના દહાડા-
કે છોડી વીંઝણુલો શેં ના લાવી
તારી માય ધરાણે મેલ્ય-
કે છોડી વીંઝણુલો શેં ના લાવી ?

પાછી તો કન્યાની માને-બેનને-બાપ-દાદા દાદી આદી સૌને ઘરેણે મુકાવે છે, તો કયાંક વર તોરણ થતાંજ જાણે દુશ્મનો ચઢી આવ્યા હોય તેમ વેવાણો તેમનાં વચનપુષ્પો (!) વેરવા શરૂ કરી દે છે. જે સાંભળતાં પુરૂષ વર્ગ શરમાઇ મુંઝાઇ અકળાઇ, ગુસ્સે થઇ આ દેવીઓની કિંમત આંકતો મૌન સેવે છે.

કંસાર જમતાં પણ આ મહાદેવીઓ—

લાડો લાડી જમે રે કંસાર, લાડીની માડી ટળવળે રે.

દીકરી મને આંગળી ચટાડ-કંસાર કેવો ગળ્યો લાગે રે. વિગેરે

વર તોરણ થતાં તો-સુરત જેવા સંસ્કારી શહેરની ગોરિઓ પણ—

વેવાણ ઉતરની તું હુંડી રે, તારે પેટ પડી છે બેડી રે.
તારા ચુલા પાછળ ગારો રે, તને દીકરી જણ્યાનો વારો રે.
તું તો દીકરી જણી જણી થાકી રે—આંબાની કેરી પેઠે પાકી રે.
× × × વિગેરે

તારા આંગણે તલાવડી રે, છબ છબીયાં પાણી.
ત્યાંથી × × × વેવાઇ લપસ્યા રે. છબ-
આવતે કેડ કચરાણી રે—છબ
× × ×

જેવી માછલી ગંધાય તેવા ××× ગંધાય,
જેવી માછલીનાં રૂપ એવાં ××× નાં રૂપ-
× × ×

મંડપ ઉપર આરસી વેવાણને લઇ જાય પારસી
મારી નવલી વેવાણ
× × ×

આથી આગળ વધતા ફટાણાની દુર્ગંધ વધુ ગાઢ અને બદમો મારતી બની ઉઠે છે

× × ×

મડપ ઉપર દીવો વરરાજા ઘણુ જીવો
મારી વેવાણુ દલાલુ તારે ઘેર છે
કેળા ને રોટલી કરી-વેવાણુને જમવા તેડી
મારી વેવાણુ-દલાલુ તારે ઘેર છે.
ખવાય એટલી ખાધી ઘાઘરાને નાડે બાંધી
મારી વેવાણુ દલાલુ તારે ઘેર છે.

× × ×

તમારા તે નાના મોટા મેલતા જા જો
××× કરતા બૈયર મોટી-હા જી રે! હરિ આ જી રે!
ચોખા કરતા કણકી મોટી-હા જી રે! હરિ આ જી રે!
આપી દીકરી-ખાધી ખીચડી—
તોય લડધા માડન હેઠ રે!
આપ્યો હીરો-ખાધો શીરો,
તોય લડધા માડના હેઠ રે

× × ×

આના આવા ફટાણુના ફાગ ખેલાતા હોય ત્યા સાચી લગ્ન-માણુનાની પ્રેમ ભાવનાની લહેરો કયાથી લ્હેરે? જ્યા કેવળ આનદ શાંતિ અને અભેદ ભાવનાના આરાધન દ્વારા બે હૃદયોને એક-અખડ-અભેદ-બનાવવાના મહાયજ્ઞ રચાય-તેની સફળતા માટે સૌ કાઇ કરવાના ભગીરથ પ્રયત્નો સેવાઇ રહ્યા હોય જ્યા કેવળ પ્રેમ-પ્રેમ-પ્રેમ પોતાના અપાર્થિવ-અદ્વિતીય-અદ્ભુત-દૈવિ આન્દોલનો વેગી રહ્યા

ાય ત્યાં ફૂટાણું-એ એક મહાન્ કલંકજ આ પવિત્ર લગ્નવીધિ પર હતું. એ દુર થતું જાય છે. તે પૂર્ણતયા દુર કરી-લગ્ન-પ્રસંગની પવિત્રતાને વધુ ઉજ્વળ કરવા આ મંગલસૂત્ર યોજાયું છે.

મંગલસૂત્ર ! દાંપત્યગીતા ! લગ્ન શાસ્ત્ર ! સૂજનજુની લગ્ન પ્રથાનાં ગૂઢ રહસ્યોનાં નિદાન કરી દેનાર લગ્ન સિદ્ધાંતોની સમિક્ષાનો પ્રવચનકાર (!) તે મંગલસૂત્ર !

લગ્ન પ્રસંગે દંપતીના અદ્વૈત સંકેત રૂપ તેમનાં કંઠમાં એકજ મંગળસૂત્ર નાખવામાં આવે છે તે મંગલસૂત્ર ! આ ભાવના આ પુસ્તકના નામથી ફૂલવતી થાય છે.

એક મંગલસૂત્ર સૌભાગ્યવતીના કંઠમાં પહેરવાનો દાગીનો પણ થાય છે તે ભાવના અત્રે નથી એ સ્પષ્ટ કરી લઉં છું.

હવે આપણે મંગલસૂત્રમાં ગુંથાયલ તારોની ચોખવટ કરશું કારણ આમાં લગ્નનાં વિધિ વિધાન અને મંગલ પ્રસંગ ઉજવવામાં લગ્ન પ્રસંગ પૂજવામાં-એને વધુ ઉજ્વળ બનાવવામાં મુખ્ય સહાયક પ્રસંગ પ્રસંગનાં ગીતો છે.

આદિ અનાદિથી સરજાયેલ માનવ બેલડી વિશ્વને અલંકૃત કરતી સંસારના વ્યહવારને ચલાવતી-વિહર્યા ને વિચર્યા.કરે છે. એ વિશ્વને આંગણે ઉતરી ગૃહજીવનના કલ્લોલ કલ્લોલતી ગૃહકુંજોમાં મધુર પરિમળ પ્રસરાવતી, માનવતાને વિકસાવતી-પ્રભુતામાં પદસંચાર કરતી-પ્રભુ સ્વરૂપ થવા મથે છે-અને વિરમે છે.

પશુ પંખીએ બેલડી ભુખ્યાં હોય છે. એ બેલડી ' વિધિનિર્માણને વશવર્તી સરજાય છે. બંધાય છે ને એ બેલડીને બાંધનાર બંધ એ લગ્ન.

જ્યારે યૌવન આવે છે, હૃદયનાં ઉંડાણમાં સહચરીની ભુખ જાગે છે, જીવન એકલવાયું-અટુલુ લાગે છે, ત્યાર કુમાર હો યા કુમારી;

તેને હૈયે અવનવા કોડ જાગે છેજ, ત્યારે તેના અંતરના અણુ ઉઘડયાં દ્વારોની તરાડોમાંથી જીવનસહચર-જીવનસહચરની માગણીનાં આન્દોલનો બહાર આવવા ઉછળી રહે છે અને ત્યારે એ સહચર કેવો જોઇએ ? એની વિચરણા જાગી ઉઠે છે.

કેટલાક સ્થળોએ કન્યાને સાત યા નવ વર્ષે પરણાવી દેવાની આગ્રહભરી અપીલો પ્રકટે છે, અને એક સમય એવો આવી ગયો કે જ્યારે કન્યાને વહેલી પરણાવી દેવી એ ઉચ્ચિત અને આવશ્યક મનાતું, ત્યારે બાળલગ્ન બેધડક શિષ્ટ ગણાતાં. એનાં પરિણામો ચાખ્યા પછી મહાગુજરાત સૌરાષ્ટ્ર બાળલગ્નની બેડી તોડવા તૈયાર થયેલ છે ઇતિહાસ તો પોકારે છે કે-બાળલગ્ને જોડાયેલ વરકન્યા ભાગ્યેજ આદર્શ દંપતી નીવડે છે. અને મોટી ઉમ્મર સિવાય-કન્યા પોતાને કેવો વર જોઇએ તેની કલ્પના યે કયાંથી કરી શકે ? આપણા જુનાં લગ્નગીતોમાંયે કન્યાયે માતાપિતા યા સખિઓને કેવો વર સારો એની વાતો-ગવાય છે. ત્યાં બાળ લગ્ન સંભવતાં નથીજ.

મંગળસૂત્રની કુંવારી કન્યા તો જગતના ચોકમાં આવી પોકારે છેઃ—

દિલના દરિઆવ અમે ગોતીએ રે લોલ.
અબોલે ઉઘાડે ઉર કુંજ જો !
નયને અમિ ઉરે પ્રીતિ ઝરે રે લોલ.
હૈયા તગે તેજ પુંજ જો- દિલના.
સ્થૂલને ભુલાવે આત્મા ઓળખે રે લોલ.
કરી દે નિજાત્મ ઓત પ્રોત જો !

આટલું સમજનારી, શોધનારી કન્યા સાત કે નવ વર્ષની નજ હોય એને તો-

વિશ્વને વિસારી વિશ્વે જીવતા રે લોલ.
રગ રગ ચેતન ચમકાર જો.
મુર્તિ પરમ પ્રેમ પરબ્રહ્મની રે લોલ.
કર્મયોગી જ્ઞાની અવતાર જો–દિલના.
(કુંવારી કન્યાના કોડ)

આવા આવા કોડ સેવતી કુમારીકા પરણવા–બેલડી બાંધવા આતુર છે, ત્યારે આપણો કુમાર! યોવનના આંગણે પગલી માંડતો, ઉંચા ઉંચા અભિલાષ સેવતો બ્રહ્મચારી ગુર્જરયા સોરાષ્ટ્રીય કુમાર! એને કેવી પત્ની જોઇએ છે? એનાં હૃદય મંદિરમાં સ્થાપવા–પધરાવવા કેવી સજીવ–દેવી–મુર્તિ જોઇએ છે? એના અભિલાષો વધુ ઉજ્વળ–ઉન્નત ઉત્કટ છે. એને તો—

ગુણિયલ રસસુંદરી ને ગોતીયે રે લોલ.
નયને લજ્જાના ઘેરાં ઘેંન જો!
છલકે ઉરે પ્રીતિ સરોવરો રે લોલ.
શશિવદન અમી ભર્યાં નેન જો!

એને તો ગુણિયલ–રસીક–સૌંદર્યશાલીની સુંદરી ખપે છે. એને લજ્જાળુ–મર્યાદાવાળી પ્રેમભર હૈયાવાળી! અને શશી વદની જ્યાં અમૃત છલકાતી આંખડીવાળી! આજનો કુમાર ઢીંગલા ઢીંગલીનાં ફારસ કરી–ગમે તેમ, ને ગમેતેવી કન્યા વરને ગળે વળગાડવામાં આવે તે સ્વિકારવા તૈયાર નથી, એ પોતાની પસંદગીની પત્નીનું મોડેલ પણ ઘડી રાખે છે. ઉચિત સ્વતંત્ર્યના દૈવિ વાતાવરણે વિશુધ્ધ કરેલ હૈયાના ધબકારે ધબકારે એ 'કોધની ગળે ઠોકી બેસાડેલી તોક' પોતાના ગળે ઓળવવા તૈયાર નથી, પરણવું છે એને, સાથે જીવન ગાળવું છે એને–અને કન્યા માબાપ, પસંદ કરી આપે એ આજના યુવાનને ન ગમે, વડિલોની મર્યાદા–તેમની આજ્ઞાનો સ્વિકાર અને એમના વર્ચસ્વને

શિરોધાર્ય કરવાનું ડાહાપણ યુવાનો નજ ભૂલે-તેમ કુમાર પુત્રની ઉચિત સ્વાતંત્ર પ્રિયતાને પણ વડિલો ન છેદે એ ન ભુલવા જેવુ નગ્ન સત્ય છે.

કુમાર, પત્નિને તાબેદાર ગુલામડી બનાવવા નથી માંગતો એતો એને પગલે પોતાને સોભાગી માને છે—

સોહે સૌ ભાગ્ય એને પાગલે રે લોલ.

× × × ×

પ્રેમ જીવન જીવીને જીવાડતી રે લોલ.

એ પત્નીના સહચારમાં પ્રેમજીવન જીવવા માગે છે એ એને—

માલણ ગ્રહ કુંજની મહા ભાગજો !

કુમાર પોતાના ગૃહકુંજની એને માલણ બનાવવા ઇચ્છે છે-વળી રાકડી-પતીના ગમે તેવા જુલમોને મુગે મ્હોડે સહી લેતી અગર પતી સામે અમર્યાદ કઠોર વચન બોલતી પત્ની નથી ખપતી એને તો

નિડર સત્ય મિષ્ટ વચન બોલતી રે લોલ.

એવી નિડર-સત્ય પથ્ય અને પ્રિય વચન ઉચ્ચારનારી જોઇએ છે. એમ છતા અનુચીત સ્વતત્રતા અને વિકૃત વિચારો વડે સ્વામિને પજવનારી પણ નથી માગતો, એ એને તો—

થાયે અનુકુળ આત્મા ઓળખી રે લોલ;

અનુકુળ ભાર્યા એ માંગે છે-અને

આત્મા ઓળખે તેવર-તેવીજ રીતે

આત્મા ઓળખે તે સ્ત્રી સુંદર=આ સૂત્ર એ સરજે છે સિધ્ધ કરવા મથે છે.

એને માયકાંગલી-મડદાલ-પામર-ખોટી સત્તા-લોભ-વિકારો યા પ્રલોભનોથી પરવશ બની જનાર નહીં પણ,

પાંગરે ન પામરતા સ્વપ્નામાં રે લોલ :

એવી છતાં એ એને ગુલામડી નથી સમજતો એકલી સેવિકા નથી સમજતો–એ પોતે પણ સેવાભાવવાળો છે,

કરીએ પરસ્પર સેવજો : અને એ પત્નીને ઘરની ઉંદરડી યા પગનુ પગરખુ નથી માનતો–એને તો એની પત્ની—

ગૃહરાજ્ય રાણી બની રાચતી રે લોલ,

અનંતાત્મ સાધન વિલાસ જો.

એને મન પત્ની–અનંતાત્મ સાધન વિલાસ : છે, વળી,—

દરિઆવ દિલ બહુ ગુણ ભરી રે લોલ.

મણિ એ અંતર અભિલાષ જો.

(કુમારના કોડ.)

સંકુચીત દ્રષ્ટિવાળી–કૃપણ–કોડીયાં જેટલા પેટવાળી નહીં પણ દરિઆવ દિલની : જેને આગણે અતિથીઓ, સંતો, વ્હાલાં સગાંઓ, નોકરો, રંકો પોસાય : તૃપ્તિ પામે; ગરીબીમાયે ટુકડામાથી ટુકડો આપી સામાને સતોષનારઃ એકલી પેટભરૂ નહિં પણ બીજાને સતોષી રાચનાર દયાળુ, મોટા મનની, અને બહુ ગુણવાળી પત્નીઃ કુમારના અભિલાષ આવી કન્યા પરણવાના છે.

આવા ઉર અભિલાષ સેવતી કન્યા કેવો વર ગમશે એ હૈયા સાથે નક્કી કરી પોતાની માતાને હવે તે કહેવા બેસે છે પણ સમાજની રૂઢિઓથી રૅવાયલી, વળી અચકી જાય છે. અરે ! આવી વાત કહેવાય? અનુભવે ઘડાયલી માતા કલાની કલાની–પુછે છે, ને દીકરીના પેટની ગુપ્ત વાત કઢાવી લે છે. એ માતાને દિલની વાત કહેતાં કેવો વર ગમે છે તે બતાવે છે.

માડી અમને એવા વરની હોંશ અમને
ભણ્યો ગણ્યો ને નિર્દોષ
જોતા કાળજ હિમાજલ જ્યમ ઠરે રે.

એકલો ભણેલો નહી–ગણેલો પણ–અનુભવી–ઠરેલ ડાહ્યો સમજુ વેદીયુ ઢોર નહી કાળજા ઠરે એનો, એને કાળો ન્હોંમી ન ખપે, દુર્બળ કદરૂપો ક્રોધી કેમ ગમે?

માડી વરજો માવડીયો હોય
એ શુ પુરે મારા કોડ
હૈયે આપકર્મી મોરનીયો રમે રે

કુળવાનનો કટકો હોય, પણ માવડીયો હોય એ વર શુ કરે? પણ ભલે ગરીબ હોય–કુળવાનનો કટકો ન હોય છતા આપકર્મી હોય તો એનો સસાર ઉજળો થશે કારણ—

માડી ગોતો ગરીબ દિલ દરિઆવ
તગે મુખ પ્રેમ ને પ્રભાવ
વર તો સાચો આત્માને ઓળખે રે

ગરીબ હોય પણ ઉદાર–વિશાળ હૃદયનો હોય, એના મુખપર પ્રેમના પ્રકાશ હોય, અને મ્હારા આત્માને ઓળખી શકે તે વર પરણાવ–છેવટે એ બોલી નાખે છે માતા વધુ શુ કહુ? એને તો—

માવડી એવા વરની ભુખ,
જોતા હરે ઉરના દુખ.
મણિ–સમોવડીયો વર ગોતજો રે
(સમોવડીયા વરની ભુખ)

એના હૈયા હારે એવો સમાન વયનો વર ગમે છે, નાનો ઢીંગના જેવો યા તો તાડનો ત્રીજો ભાગ–એવો ઉંચો નહી પણ સમોવડીયો વર ગમે છે.

આવો વર શોધ્યા પછી કન્યા વરને કાગળ લખવા બેઠી–કન્યા વરને પત્ર લખે એ સમયને હજી વિલંબ છે. આ પ્રથા–કુમારી કુમારને પરણવા માટે પત્ર લખે એ અયોગ્ય નથી. છતાં એ રીત પ્રચલીત ન હોવાથી નિંદ્ય નથી. રૂકમણીએ શ્રી કૃષ્ણને પરણવા આવવા પત્ર લખ્યો–ઓખાએ અનિરૂદ્ધને શોધવા સખી મોકલી–અને સીતાજીએ રામચંદ્રજીને સ્વયંવરમાં આવવા પત્ર લખ્યાનું ગીતો અને ગ્રંથો કહે છે. આ પ્રથા પુર્વે હતી. જુનાં પ્રશ્નોરા ગીતોમાંનાં ગીત જોઇએઃ—

લાડલી તે લખ્યો કાગળ મોકલે, રસ વરણા રે,
રાયા'વર વેગે પધારો લાડણુ રસ વરણા રે;
હું કેમ આવું એકલો–રે, વ.

મારો દાદોજી શીખન દે રે લાડણુ ર, વ.
જો વર નાવો એકલા. ર, વ.
તમારા દાદાજી સહિત પધારો લાડણુ ર, વ.

વળી આ પત્રો લખાતા હશે તે જમાનામાં તાર ટપાલ કે રેલ ન હોતા ત્યારે બેપીઆ સાથે મહામુશીબતે આવા પત્રો પહોંચી શકતા. એવુંજ બીજુ ગીત જોઇએઃ—

લગન બાજોઠીડો મોતીડે જડીયો.
કુંવારી કન્યાને કાગળ લખી રે મોકલીયો
વહેલેરા આવે ચોરાશીના રાજા
હું કેમ આવું સકળનીરે રાણી.
આડા છે દરિઆને સમુદ્ર ભરીયા.
ભર્યા રે સમુદ્ર વચ્ચે વ્હાણ છીપાવો
વહાણે બેશીને વહેલા આવો વરરાજા વિગેરે

(મંગળ ગીતાવલી–પ્રશ્નોરા)

આવુંજ ગીત ચુંદડીમાં જોઇએ.

ઘડીયે ઘડીયે લાડણુ વહુ કાગળ મોકલે,
રાયવર વહેલેરો આવ!
સુંદર વર વહેલેરો આવ!
તારાં ઘડીયાં લગન રાયવર વહી જશે.

* * *

લાડડા! લાડલી છાના કાગળ મોકલે
વેવારીયા વર વેલો આવ્ય!
રવળા મોઢાની રઢયું લાગશે.

જવાબ—

લાડકલી! હું કેમ આવું એકલો!
મારા હાથીડા હોય રે હઝાર.
રવળા મોઢાની રઢયું લાગશે.

આમ વર કન્યા પરસ્પર પત્રો લખે છે.

મંગલસૂત્રની કન્યા પણ વરને પત્ર લખે છે—

વહેલા વહેલા આવો વરણાગીયા રે.
મ્હારા નાથ સલુણા સોહામણા રે.
જોઉં વાટય હું લગ્ને પ્રાણ રે!
સુકુળવંત, વહેલેરા પધારજો રે

× × ×

પછી એ લખે છે,

જાન જોડી એ જીવન આધાર રે–સુકુળવંત!

× × ×

વળી વરને સાથે માતા પિતા ભાડુઓ સગાંવહાલાને સાથે લાવવા લખતાં વરના મિત્રોનેયે તેડતા આવવા લખે છે

માત તાત બધુ બ્હેનો લાવજો રે,
સગા વ્હાલા સબંધીને કહાવજો રે
સરખા સોબતીઓની સાથ રે.
સુકુળવંત—

જોયા મુહુરત જોશીડે ટીપણે રે,
શુભ લગ્ન નિર્ધાર્યા આગણે રે.
આવો બેઠી ધરી તમ ધ્યાન રે.
સુકુળવંત—

વળી એ વરને પત્ર પહોંચેથી જવાબ લખવા પણ સૂચવે છે. ન્હાની ઉમરની કન્યા પ્રત્યુત્તર માગે એ અસભવીત છે–એ લખે છે—

પત્ર પહોંચે ઉત્તર ઝટ આપજો રે
ચઢી ચૅારીએ હસીને ચાપજો રે.
મણિમય કાંઇ મોકલો એધાણુ રે.
સુકુળવત—

( કન્યાયે વરને લખેલ આમંત્રણપત્ર. )

એ ઉત્તર સાથે વળી પતિપ્રેમની નિશાનીરૂપ કાંઇક માગે છે. પુખ્ત વયના લગ્નોમાજ આ સભવે છે

ઉજ્વળ ભાવિની મનોરથ સૃષ્ટિમા વિચરતા કુમારને અમૃતના સાગર સમાન કન્યાનો પત્ર મળે છે એના મનોરથ ને મ્હોર આવ્યા છે. એના રોમ રોમ વિકસ્વર બને છે એની નજર સામે કન્યા અવનવા રૂપે અદ્રશ્ય છતા સાક્ષાત્કાર કરાવતી રહે છે અને રૂબરૂ મળતા સુધી આશ્વાસન દાતા સખા સમાન પત્ર લખી એને ધીરજ આપે છે ને પત્રમાં પોતાનું હૈયુ ખોલી નાખે છે.

મળી પત્રિકા પ્રેમભરી આજ ! કુલીન કુમારી રે,
શાણી ! સાચુ આમંત્રણ ખાસ ! લગ્નનું ભારી રે !

કુમાર પ્રત્યુત્તર લખતાં કુમારીને લગ્ન-ના મર્મો સમજાવતાં લખે છે—

જીવન રથ જગ પંથે જોડી, યૌવન અશ્વ પલાણુ રે,
પ્રવાસ વિકટ ઉભય રથ ચઢ્યા, તું ને હું સુખખાણુ-કુલીન.
હૈયે હૈયાં એક કરીને અભેદ આત્મ વિકાસરે,
શુધ્ધ હૃદયને પવિત્ર જીવન રગ રગ પ્રેમ પ્રકાશ-કુલીન.

અને છેલ્લે કુમારીને લગ્નમાં આવવા કબુલ કરતાં પોતાનાં લગ્ન નિર્વિઘ્ને સફળ થાય તે માટે કુળદેવતાની આશિષ યાચી લે છે—

અમે આવશું લગ્ન પ્રસંગે જોડી જલદી જાન રે,
મંગળ કરશે કુલદેવડીયાં મણિમય શ્રી ભગવાન-કુલીન.

(કન્યાને વરનો પ્રત્યુત્તર)

આ પત્ર પોહોંચતાં કન્યાને પોતાના લગ્નની ખાત્રી થાય છે અને એ દિવસ રાત્રી લગ્નનાંજ સ્વપ્ના જોતી પુલકીત હૈયે લગ્નઘડીની વાટ જુવે છે.

જાન:—

જાનનો રીવાજ ઘણો જુનો લાગે છે. વર પક્ષ પોતાનાં સગા સંબંધીઓમાં જાન નીકળવા પહેલાં ૪૮ કલાક અગાઉ જાનનું ન્હોતરૂ ફેરવે છે. વરપક્ષના માણસો ચોખા અને સોપારીઓ લઇ ન્હોતરાં દેવા નીકળે છે. અને જેને ત્યાં જાનમાં આવવા આમંત્રણ આવવાનું હોય તેને ઘેર તેના ઉમરા પર ચોખાને સોપારી મુકે છે. આ માટે કેટલીક વખત લઢવાડમાં બોલાય છે—"ત્હારે ઉમરે કોણ ચોખા મુકવા આવ્યું હતું ?"

વરના આંગણે (રેલ્વે નહતી ત્યારે) ગાડીઓ અને ગાડાં ખડકાય સગાઓ-જાનૈયાઓને "ચાલો ચાલો ભાઈઓ-વખત થઇ ગયો"-આમ કહી કહી સન્માન પુર્વક તેમના બચકાં સહિત ગાડાંમાં બેસાડી-વાજતે ગાજતે ગામના પાદરમાં (ભાગોળે) જાન આવે ત્યાં સૌ ઉભા રહે. જાનમાં ન આવનાર પણ વળાવવા આવે અને આવજો સંભાળીને જજો લગ્ન નિર્વિઘ્ને ઉકેલજો શાંતિ રાખજો આદિ શીખામણ પ્રેમ પુર્વક આપે છે. તેમને સોપારી વિ. લ્હાણી અપાય છે. વરને માટે માફો યા સુખપાલ હોય યા રથ હોય અગર ઘોડા ગાડી પણ હોય વરની સાથે ખાસ કરીને તેના મિત્રો બેસે કે જેથી વરને રસ્તે આનંદ આવે રસ્તે જાનૈયા મઝા કરતા કરતા અને જાનૈડીયો ગાતી ગાતી મરત બને ધુળ ઉડતી હોય રસ્તે જમવાનો ટાઈમ થતાં કેટલાકોમાં વાકળ જમાડવાનો યા ભાથુ (લાડવા ચવાણું) વહેંચવાનો રિવાજ હોય છે.

તળાવ યા નદીકિનારે વડ રાયણ કે બીજા ઝાડ નીચે જાજમ શેત્રંજી પથરાય-મોટાં ઠામમાં પાણી ભરાય સૌ જાનૈયા ભેગા મળે અને વરપક્ષ સૌને જમવાની, ચહાપાણીની સવડ આપે જાનૈયા હકથી માંગે ને ખાય, રગશીયાં ગાડા ચાલે, કન્યાનું ગામ નજીક આવતાં સૌથી પહેલા જે ગાડુ યા ગાડી કન્યા મંડળે પહોંચે તેને અને વરના વાહન ( માફો યા ગાડી ) ના બળદોને નાળો ભરી ઘી પાવામાં આવે અને ગોળ ખવરાવાય, એ વાહનના બળદો વખણાય.

જાન કન્યા મંડપે આવતાં અગાઉ ગામ બાહાર અટકે છે. ત્યાં કન્યા પક્ષવાળા વાજતે ગાજતે વરપક્ષનું બહુ માન કરવા સામૈયુ કરવા આવે છે, ત્યાં સૌ પરસ્પર મળે ભેટે ખુશી ખબર પુછે : કેટલાકોમાં કસુંબા પીવાય-પવાય-અને સૌ ભેગા મળી વાજતેગાજતે કન્યાપક્ષે જાનીવાસો રાખ્યો હોય ત્યાં જઇ ઉતરે જાનીવાસામાં ગોદડાં પાણી, દીવાબત્તી, વિગેરે જાનૈયા તથા વરને માટે હાજર હોય છે. કયાંક

તે સવડમા ખામી આવે તો જાનૈયાઓ હકકથી એ સવડ મેળવવા મથે છે, તો કયાંક તકરારો પણ થઇ પડે છે. થાકયાપાકયા જાનૈયા જમવાના તથા વર પરણવાના વિચારોમાં ડૂબી જઇ આરામ લેતા પડે છે.

પાટીદારો અને બીજી કોમોમાં જાનમાં સ્ત્રીઓને લઇ જવાની બધી હોય છે. તો કેટલાકમાં સ્ત્રીઓ હોય છે. પણ સ્ત્રીઓ વિનાની જાન ગભતી નથી. અને લગ્નમાં મઝાહ આવતી નથી એમ ઘણાંકો માને છે.

જાની વાસામાં વર પક્ષ પોતાની ગોત્રજ ચીતરે છે ને ત્યાંજ પોતાનું સાડાત્રણ દિવસનું ઘર બનાવે છે.

વરને ગામથી કન્યાને ગામ જવા જાન નીકળે છે ત્યારે વર ઘલાવો* થાય છે. ઘેરથી વરઘોડે ચઢે છે. સગા સ્વજનો ગામના સ્નેહી ડેરાઓ તેમાં સામેલ થાય છે. હવે વર–વરરાજા થાય છે. ઘોડા પર તેને યઢવાનું હોય છે. આને વર ઉઘલાવો કહે છે. ઘોડા પર બેઠેલા વરરાજાને નઝર ન લાગી જાય તે માટે તેની નાની બેન વરની પાછળ ઘોડા પર ણ ઉતારવા બેસે છે. એ એનો હક છે. એ માટે એને દાપુ મળવાનું . લુણ ઉતારવામાં વરની બહેન પોતાના હાથમાં ન્હાનકડી લોટીમાં કરી મીઠું નાખી તે રૂમાલમાં વીંટાળી વરના માથા પર હલાવ્યાં કરે . લોટીમાં મીઠું (લુણ) હોવાથી વરને કોઇની નજર ન લાગે એમ નાય છે. (દાપુ=હકથી લેવાનો લગ્ન યા અવસરનો કર Tax) આમ પા ઉઘલાવાનો વરઘોડો વાજતે ગાજતે ગામ બહાર આવે છે ને ન ઉપડે છે.

જાન જોડી જવાની બાબતમાં ઇશ્વર પારવતી વિવાહ, શ્રી ષ્ણનાં લગ્ન આદિ પ્રસંગો ગીતોમાં ગવાય છે એટલે જાન લઇ કન્યાને

* ઉઘલવું ઉલ્લંઘન વર પોતાના વતનથી કન્યાને ગામ સેમોલ્લંઘન કરી) જાય છે માટે ઉઘલવો કહેવાય છે.

ત્યાં વર સ્વજનો સહિત જાય એ એ પ્રથા પુરાણી લાગે છે. ત્યારે રેલ્વે ન હતી ત્યારે—

દ્વારકાથી ચાલ્યા જાદવરાય-રૂક્મિણીને પરણવા રે.
રથમાં સારા બળવીર રૂક્મિણીને પરણવા રે. વિગેરે

વળી દશરથ રાજાએ શ્રી રામચંદ્રજીને લગ્ને રાજા જનકરાય ને ત્યાં જવા જાન જોડેલી તે વર્ણવતા કવિ કહે છે—

દશરથ તણી જાન જાય, હસ્તીનો બેઉ કળ ન માય રે.
લીલા પીળા ને રાતા ઘણાં, સુંદર છે મહારાજા તણા.
લીલા રે તંબુ તાણ્યા, ત્યાં તો અધુગજ મધુગજ બાંધ્યાં.
રાજવાળી રાજ રચના ઘણી, જાન વખાણું રાજા રાઘવ તણી

આવી જાન રાજા દશરથની ને તેમના વેવાઇ રાજા જનક તેમને સન્માનવા સામૈયે આવે છે.

ભારે રે શેષ પાતાળે ગયા, ખેહે ચાંદા ને સુરજ ઝાંખા પડયાં.
એક ક્ષણમાં પહોંચ્યા રે દશરથરાય, સામૈયે રાજા જનક જાય.

આ પછી ચાકયા પાકયા વર તથા જાનૈયાને ગળ્યાં એલચી મેળવ્યાં પાણી કયાંક કયાંક પવાય છે.

આવ્યા જનક બોલ્યા વાયક, નાણું લઇ ચાલો નાયક.
એલચી વાસ્યાં રે જળ આણીયાં; ખાંડ પાણી પાઇ જાણીયાં.

જ્યારે જાન ઉપલી કન્યાના ગામ તરફ નીકળે છે. ત્યારે આપણે કન્યા મંડપની ખબર લઇએ.

અહિં તો કન્યાના માતા પિતા દીકરીનાં લાખેણાં લગન નિરધારી બેઠાં છે. તેમણે વ્હાલાં સગાંઓને આમંત્રણો મોકલ્યાં છે. વરના બાપ કરતાં કન્યાના બાપને કામનો બોજો ને ચિંતા વધુ રહે છે. કારણ વર પક્ષને તો તૈયાર સામગ્રી પર કન્યાના ઘેર નિરાંતે મ્હાલવાનું જ્યારે

જાનની સેવા ને વરરાજાને સાચવવાનું કામ કન્યા પક્ષને માથે હોય છે. આથી કન્યા પક્ષવાળા વ્હાલાં સગાઓ–માંડવે કમર બાંધી કામ કરનાર સ્નેહી સગાઓ કન્યાનાં મોસાળીયા કન્યાના પિત્રાઇ ગોત્રાઇઓ સૌને આગ્રહ કરી તેડાવવામાં આવે છે ને તેઓ વધુ સંખ્યામાં આવે તેમ બહુ સારૂ લાગે છે ને મનાય છે. આવાં આમંત્રણ લખતાં લખાય છે.

અમે લાખેણાં લગ્ન નિરધારીયાં રે.
આમ દુર દેશાવરમા રહ્યાં રે.
સુના સુના મંડપ અમ આજ રે.
સ્નેહી ! લગ્ને વહેલેરા પધારજો રે.

વળી બધાં કુટુંબીઓને તેડતા આવવાનું પણ લખતા ભુલતા નથી.

સ્નેહી પત્ની બાળકોને લાવજો રે.
ભાઇ ભાંડુને તુર્ત બોલાવજો રે.
સ્નેહી મંડળ વિસારો ન ખાસ રે.—સ્નેહી.

અને છેવટે વ્હાલાં સગાઓને બોલાવવામાં ખાસ સ્વાર્થ નથી પણ સ્નેહીની વૃદ્ધિ અને આનંદમાં સહચાર લેવાદેવાનીજ ભાવના છે, અને તેમને સાચા દિલથી બોલાવાય છે એ દર્શાવતાં લખે છે—

તમ સ્વાગતે સ્વાર્પણ આપશું રે.
મળી સ્નેહ વધારી મગન થશું રે.
આવો મણિમય લગ્ને રાજ રે.—સ્નેહી.

---

૧ વરરાજા–સાડાત્રણ દિવસના રાજા ત્રણ દિવસ જાન રહે તે, અર્ધો દિવસ રસ્તાનો જાન ચલામણીનો હકના ૩ દીવસનો રાજા તે વરરાજા.

૨ સાચવવા વરરાજા જેવા મોટા માણસને કન્યાના માંડવે ખાવા પીવા વિ. સૌ બાબતોમાં શ્રેષ્ઠતા આપેલી હોવાથી તેમનું બધું ખાસ ખાસ હીસાબે સચવાય છે. તેથી વરને સાચવવા–એમ બોલાય છે.

આમ આમંત્રણ-કું કુંગ પત્રિકા-કંકોત્રીઓ લખાઇ છે. અને કોણ કોણ આવશે ? કયા ઉતારશું ? આ વિચારોના આંદોલનો કન્યાના પિતાના આંગણામાં અવનવી ભાવનાઓ ઉછાળે છે.

હવે લગ્નાતાં ઘરમા લગ્ન નિર્વિઘ્ન ઉકલી જાય તે અર્થે કેટલીક શાંતિદાયક ક્રિયાઓના વિધાન છે. તેમા મુખ્ય ગણેશ સ્થાપન છે. કલ્યાણના અધિષ્ઠાતા ભોળા અને ભદ્રીક ભગવાનના વર પામેલા અને વિઘ્નવિદારક એવા શ્રી ગણેશનું સ્થાપન પૂજન થાય છે. શ્રી કૃષ્ણનાં લગ્ન પ્રસંગે પણ ગણેશ પૂજન થયા એમ ઇતિહાસ બોલે છે. ગણેશનું સ્થાપન કરતાં શા ભાવ ઉછળે છે ?

શુભ મંગળ લગ્નને અવસરીયે.
સખિ ! આજ ગણેશ નમું હું નમું.
ફરી સ્થાપન અંતર મંદિરીયે ! સખિ !
ટળે વિઘ્ન વિનાયકના વરથી-સુખશાંતિને આનંદની અવધિ.
શુભ લગ્ન સમ અન્ય પ્રસંગ નથી.—સખિ.

× × ×

મારે આંગણુ આવ્યાં અવસરીયા—
હરો વિઘ્ન ગણેશ મહેશ બધાં.
મણિ મંગલ લગ્ન કરો સુખદા—સખિ.
(ગણેશ સ્થાપન.)

સુંદરીમાં પણ—

પરથમ ગણેશ બેસારો રે !
મારા ગણેશ દુંદાળા.
ગણેશ દુંદાળાને મોટી ફાંદાળા,
ગણેશજી વરદાન દે જો રે.
મારા ગણેશ દુંદાળા.

આમ ગણુશ સ્તવંતાં ગણેશજી રીસાઇ જતા હશે કે નહિં તે ખબર નથી પણ ખાસ કરીને

વીના અધરણીને જગન જનોઇ
પરથમ ગણેશ બેસાયરે
મારા ગણેશ દુંદાળા

આથી સ્પષ્ટ થાય છે કે મંગળ અવસરનો પ્રારંભ ગણેશ સ્થાપન પૂજનથીજ થતો આવ્યો છે.

નાગરોમાં પણ—

લાછ જનાર જન પુછે તમે-કોને રે ગણપત દેવને
કીયા દેવ વૃદ્ધ સણી આવ્યા ને-કીયાં વર ભેટવા કાજ.

અને—

દુંદાળોને દુઃખ ભંજન નામ-શંભુ કુંવર સુખ ધામ રે
રૂડો ગણેશ દુંદાળો.
ગૌર વદન ગજવદનો અવિનાશી-સર્વ સુખનો રાશી રે...રૂડો.
× × + ٨
ચૌદ વિદ્યા ગુણ જાણુ સુજાણુ-સુર મુનિ કરે છે વખાણુ રે...રૂડો.
પ્રેમાનંદ કહે આનંદકારી પુજો ગણુપતી બિહારી રે....રૂડો.
(નાગરીક ગીતાવળી.)

ગણેશ સ્થાપન પછી ઘરમાં વડી પાપડ કરવા માંડે છે. એ વડી અને પાપડ જાનને જમણુ આપે ત્યારે તેમાં વાપરવાના હોય છે. સાસુને, જમાઇને, ને જાનને જમાડવામાં વડી પાપડ મુદ્દાની ચીજ લાગે છે. પકવાન કરનાયે તે વખતે તે વધુ મોંઘાં મનાય છે હવે લગ્નનાં વડી પાપડ શેર બશેર ન હોય વધારે પ્રમાણુાં હોય આથી સગાઓ સ્નેહીઓ ને શેરી મોહોલ્લાની કુળવંતી સૌભાગ્યવંતીઓને આમંત્રણે બોલાવાય છે. શેરી વચ્ચે ચોકમાં યા ઘર પાછળ ખુલ્લા વાડામાં જાજમ બિછાવી વચ્ચે શણુનો ખાટલો મુકી તે ખાટલાના

આમ આમંત્રણ-કુંકુંમ પત્રિકા-કંકોત્રીઓ લખાય છે. અને કોણ કોણ આવશે ? ક્યાં ઉતારશું ? આ વિચારોના આંદોલનો કન્યાના પિતાના આંગણામાં અવનવી ભાવનાઓ ઉછાળે છે.

હવે લગ્નાતાં ઘરમા લગ્ન નિર્વિઘ્ન ઉકલી જાય તે અર્થે કેટલીક શાંતિદાયક ક્રિયાઓના વિધાન છે. તેમાં મુખ્ય ગણેશ સ્થાપન છે. કલ્યાણના અધિષ્ઠાતા ભોળા અને ભદ્રીક ભગવાનના વર પામેલા અને વિઘ્નવિદારક એવા શ્રી ગણેશનું સ્થાપન પૂજન થાય છે. શ્રી કૃષ્ણનાં લગ્ન પ્રસંગે પણ ગણેશ પૂજન થયા એમ ઇતિહાસ બોલે છે. ગણેશનં સ્થાપન કરતાં શા ભાવ ઉછળે છે ?

શુભ મંગળ લગ્નને અવસરીયે.
સખિ! આજ ગણેશ નમું હું નમું.
કરી સ્થાપન અંતર મંદિરીયે। સખિ!
ટળે વિઘ્ન વિનાયકના વરથી-સુખશાંતિને આનંદની અર્ચા
શુભ લગ્ન સમ અન્ય પ્રસંગ નથી.—સખિ.

× × ×

મારે આંગણુ આવ્યાં અવસરીયા—
હરો વિઘ્ન ગણેશ મહેશ બધાં.
મણિ મંગલ લગ્ન કરો સુખદા—સખિ.
(ગણેશ સ્થાપન.)

ચુંદડીમાં પણ—

પરથમ ગણેશ બેસારો રે!
મારા ગણેશ દુંદાળા.
ગણેશ દુંદાળાને મોટી ફાંદાળા.
ગણેશજી વરદાન દે જો રે.
મારા ગણેશ દુંદાળા.

આમ ગણુશ સ્તવંતાં ગણેશજી રીસાઇ જતા હશે કે નહિં તે ખબર નથી પણ ખાસ કરીને

વીવા અધરણીને જગન જનોઇ
પરથમ ગણેશ બેસાયરે.
મારા ગણેશ દુંદાળા

આથી સ્પષ્ટ થાય છે કે મંગળ અવસરનો પ્રારંભ ગણેશ સ્થાપન પૂજનથીજ થતો આવ્યો છે.

નાગરોમાં પણ—

લાછ જનાર જન પુછે તમે-કોને રે ગણપત દેવને
કીયા દેવ વૃદ્ધ સણી આવ્યાં ને-કીયાં વર ભેટવા કાજ.

અને—

દુંદાળોને દુઃખ ભંજન નામ-શંભુ કુંવર સુખ ધામ રે
રૂડો ગણેશ દુંદાળો.
ગૌર વદન ગજવદનો અવિનાશી-સર્વ સુખનો રાશી રે...રૂડો.
× × + ×
ચૌદ વિદ્યા ગુણ જાણ સુજાણ-સુર મુનિ કરે છે વખાણ રે...રૂડો.
પ્રેમાનંદ કહે આનંદકારી પુજો ગણપતી બિહારી રે....રૂડો.
(નાગરીક ગીતાવળી.)

ગણેશ સ્થાપન પછી ઘરમાં વડી પાપડ કરવા માંડે છે. એ વડી અને પાપડ જાનને જમણ આપે ત્યારે તેમાં વાપરવાનાં હોય છે. સાસુને, જમાઇને, ને જાનને જમાડવામાં વડી પાપડ મુદ્દાની ચીજ લાગે છે. પકવાન કરતાયે તે વખતે તે વધુ મોંઘાં મનાય છે હવે લગ્નનાં વડી પાપડ શેર બશેર ન હોય વધારે પ્રમાણાં હોય આથી સગાઓ સ્નેહીઓ ને શેરી મોહોલ્લાની કુળવંતી સૌભાગ્યવંતીઓને આમંત્રણે બોલાવાય છે. શેરી વચ્ચે ચોકમાં યા ઘર પાછળ ખુલ્લા વાડામાં જાજમ બિછાવી વચ્ચે ત્રણેનો ખાટલો મુકી તે ખાટલાના

ઉપર સફેદ ચાદર પાથરી તેની વચ્ચે કંકુનો સાથીઓ કરી ચોખા સોપારી મુકી તેની આસપાસ ગોરિઓ કુંડાળે બેસી થોક, થોક વડી મુકવાનુ ખીરૂ હાથમા લઈ લગ્ન પ્રસગના આગમનનાં મગળગીતો ગાતી ગાતી વડીયો મુકે છે. ને વચમા વચમા વર, કન્યા તેના સગાઓ વેવાઇ, જમાઇ બનેવીઓને મીઠી મશ્કરી મિશ્રીત ગીતોદ્વારા તેમને સળવળાટ ઉપજાવે છે ને ગોરિઓ પાપડ વણવાનું પણ એવાજ ભાવથી શરૂ કરે છે. જમવાની કાસાની થાળીઓ ઉંધી વાળી તે પર પાપડનાં ગુલ્લાં લઇ વેલણ વડે દબાવી રોટલીની પેઠેજ વણે છે. વણનારીઓને ગુલ્લાની લ્હાણી અપાય છે. વણનારીઓ વિનોદમાં ઉંધી થાળી ઉપર વેલણની ચકરડી ફેરવી 'આ તારી સાસુનુ નાક, આમ કહી કન્યાને જરા ટોળમા હસાવી લ્યે છે આવા વિનોદાત્મ પ્રસગે ગીતો ગવાતા જાય વડીઓ મુકાતી જાય પાપડ વણાતા જાય અને આવતા મંગલ લગ્ન પ્રસંગના આછા દર્શન ક્ષીતિજમા થતાં જાય.

જીરે ! આજ મેં તો ચોળા ચોપે ન્હોતર્યા રે.
ચોળા ચતુરા હાથે વડીયો મેલવા જોગ.
મારે આગણ સ્વજન ટોળે મળ્યા.
જીરે આજ મેતો, અડદા હોંશે નોતર્યા રે.
અડદા મોઘા મારા પાપડ વણવા જોગ
પાપડ વણવા સ્વજન સૌ આવીયા.
( વડી પાપડ )

હવે વિવાતા ઘરમા લગ્નનીજ વાતો થાય છે. આવતા અવસરીયાને સફળ બનાવવા, વર્ષો સેવ્યા કોડ પુરવા ઘરવાળા રાત દિવસ દત્તચત્ત બને છે. વડી પાપડ માટલે ભરાય છે. આમ તો આડે દહાડે પણ વડી પાપડ વણાય. પણ આ મગળ પ્રસગના વડી પાપડ પ્રત્યે પણ જુદી અવનવીજ ભાવનાઓથી જોવાય છે, એ પ્રસગની જુદીજ વાત છે ના ?

હવે રોજ આવતા લગ્નને સત્કારતાં હોય તેમ વીવાતા ઘેર રોજ રાત્રે ગીત ગાવાનું ચાલુ થાય છે. ઘર ન્યાતિ સગા સ્નેહિઓના ઘરનો સ્ત્રી સમુદાય રોજ રાત્રે વીવાતા ઘેર ચોક યા આંગણામાં ગીત ગાવા ટોળે મળે છે. ગીત ગાય છે અને છેવટે પુર્ણાહુતીમાં તમામને બદામ પતાસાં અગર એવીજ લ્હાણી વ્હેંચાય છે. આ ગીતો લગ્નથી પુર્વે પંદર દશ સાત કે છેવટે ત્રણ દિવસ અગાઉથી ગવાય છે. તેને વરધ કહે છે. વરધ એટલે લગ્ન પુર્વના દિવસો. હવે લગ્નને સાત વરધો રહી એમ બોલાય છે. હવે ગીત ગાનાર ગોરડીઓ જામે છે, ગાય છે.—

આવો આવોને શાણી બ્હેન, ગીતડા ગાવાને.
ભર્યાં નયનોમાં લગ્નનાં ઘેન, ઘેલાં થાવાને.
અમૃતના અવસરતો લગ્નો, રસસાગર ઉભરાય રે.
નવલા ચેતન રગરગ પ્રકટે, લોચનીયા લ્હેરાય.
ગીતડાં ગાવાને.

× × ×

અવસર આજે ઉજળો ઘેર આવ્યો.
હૈયે હોંશ ધરીને વધાવ્યો—અવસર.

ઘર આગણે ઉજળા અવસર આવે ત્યારે કેવી ભાવનાઓ વીવાતાં ઘરવાળાને હૈયે ઉભરાય છે? કેવા અવનવા અભિલાષ જાગે છે?

સખિ! સહિયર સૌને બોલાવો,
સગાં વ્હાલા ટોળે મળી આવો,
હોય રીસાયા સૌને મનાવો—અવસર.

ખરેજ! જેમને આગલી પાછલી સંભારી જરા ભારેખમ થવું હોય તેમને લગ્ન પ્રસંગજ લાધે ને? આ અવસરીયે રીસાયલાં વ્હાલાં સગાંઓને ગમે તેમ કરી મનાવી લેવાય છે.

કંકુ છાંટી કાગળીઆં લખાવો.
સગે વ્હાલે સંદેશડા કહાવો.
લેવા મોઘેરા લગ્નનો લ્હાવો—અવસર.

(મંગળ અવસર)

આમ આનંદ મંગળથી ગાજતું ઘર જાણે કોઇ અવનવા લ્હાવા લેવા લાયક પ્રસંગનું પ્રત્યક્ષ ધામ બની રહે છે.

હવે લગ્નને સાત વરધ રહી છે, ત્યારથી તો, ક્યાંક ત્રણ વરધ પહેલાંથી રોજ સવારે પ્રભાતીયાં ગવાય છે. લગ્નાતું ઘર, સૌ કામગરાં બની રહેલાં, કામનાં ઢગલા પડયા છે. સ્હવારનો મંગળ પ્હોર છે ઘરમાં ઓરડે ઘરની કુલ કામીનીએ ગોરસ વહ્લોવતાં ધમધમાટ મચાવી રહેલ છે. ત્યાં પ્રભાતને પ્હોર પ્રભાતીયાનાં મીઠા મંજુલ ગુંજન એ ઘર વીવાતું છે એ જાહેર કરે છે.

પરભાતીયાં કયાંક કયાંક તો ખરા બપોરે પણ ગવાય છે ને તે પ્રભાતીયાં ગણાય છે, એમાં માત્ર લ્હાણી લેવાનોજ આશય હોય છે, આવાં પરભાતીયાં કોમવાર કે રૂઢિ પ્રમાણેનાં પ્રથક્ પ્રથક્ હોય છે. તેમાં નાગરોમા—

સુખે થયાં સંતજનને સ્હવારાં કે, શ્રી હરી સુરજ ઉગીયા.
તાહારે માયાના અંધકાર કે, શ્રી હરી સુરજ ઉગીયા.
હરખે ઉઘડયાં રે સંતજન રૂપી કમળ કે, શ્રી૦ સુ૦ ઉ૦
બીડયાં બીડ્યાંરે કુમતી કુમોદીની ખળ કે, શ્રી૦ સુ૦ ઉ૦

× × ×

સુરજ ઉગ્યો રે કેવડીયાની કરણે કે,
વેણુલાં ભલે વાયાં રે.
સુતા જાગો રે લક્ષ્મીજીના કથ કે, વેણુલાં.

(નાગરીક ગીતાવળી)

પ્રશ્નોરા નાગરોનાં પરભાતીયાં—આ ગીતો ઘણાં જુનાં છે એટલે કે જાણવા પ્રમાણે અર્ધી કે પોણી સદી ઉપરાંતની વૃધ્ધાઓ પાસે સંગ્રહકાર શ્રી રમાબ્હેન પટ્ટનીએ સાંભળી ઉતારી લીધેલાં છે. એટલે તે સૈકા જુનાં સંભવે છે. જો કે અત્યારે એ ગીતો જુદા જુદા લેબાસ પહેરી આપણા વચ્ચે નવી મ્હોર છાપો લગાવી પરિભ્રમણ કરે છે.

આજ શમણામાં મેં તો ક્ષીરસર સમુદર દીઠો રે.
વ્હેતીને ગંગા રે જોશીડા મેં દીઠી.
આજ શમણામાં મેં તો શ્રીફળ આંબો દીઠો રે.
વન ફળને વાડી રે જોશીડા મેં દીઠી.
આજ શમણામાં મેં તો ઘેમર હાથી દીઠો રે.
ઉપરને અંબાડી રે જોશીડા મેં દીઠી.
આજ શમણામાં મેં તો તાઢાં બેઢાં દીઠાં રે.
ઉપરને ઝુઝારાં રે જોશીડા મેં દીઠાં.
આજ શમણામાં મેં તો ઝળહળ દીવો દીઠો રે.
હસતી રે સુવાસણ જોશીડા મેં દીઠી.
આજ શમણામાં મેં તો પારસ પીપળો દીઠો રે.
તળશીનો ક્યારો રે જોશીડા મેં દીઠો.
શમણું ને વિચારો રે જોશીડા જોધપુરના રે
શમણુંને વિચારો રે જોશીડા રાજગઢ રાહોલના.
ક્ષીરસર સમદર દાદાજી તમારારે.
વહેતીને ગંગારે માતાજી તમ તણા રે.

(પ્રશ્નોરા મંગળ ગીતાવલી)

સિંદુરી વર્ણીના સુરજ ઉગીયા રે.
ચાંપલીયા વરણી કાંઇ ચાંદલીએ પેલી તીરે

× × ×

ડુંગરડાની કડલે રે સુરજ ઉગીયા.
ઉગ્યા છે રાણો બીનલે વાન રે.
કંકુડાના વરણા રે દણીયલ રવ ચઢયા.
જગાડો રે મારે કઇ વહુના કંથરે.

× × ×

સુરજ ઉગ્યો રે કેવડીયાની ફણસે
કે વાણેલાં ભલે વાયાં રે.

× × ×

વ્હાણેલાં વાયાં ને સૂરજ ઉગીયા.
જયમલ શું કરે રે કોયો ભાઈ પાન વિના.
જઇને જગાડો રે કોયા વહુના ના હોલા.

× × ×

( પ્રસ્નોરા લગ્ન ગીતાવલી )

આજની ગોરિઓ મંગળસૂત્રનાં પ્રભાતીયાં ગાઇ વીવાતાં ઘરને ગજાવતાં ગાય છે—

સૂરજ ઉગ્યો રે વાયાં વાયાં પ્રભાત કે—વીવાતા ઘર મ્હારાં રે !
સાસુ જાયારે ઉઠો થઇએ રળિયાત કે—વીવાતાં.
દાતણ કરીયે રે મ્હારા જીવન વિશ્રામ કે—વીવાતાં.
મુખડુ ધોજો રે પ્રેમામૃત જળધાર રે—વીવાતાં.
પીજો પીજો રે કઢીયલ દુધ સવાર કે—વીવાતાં.
લીધાં લીધાં રે ઘડીયાં લગ્ન અમધામ કે—વીવાતાં.
સુતા ઉઠો રે મણિમય મ્હારા શ્યામ કે—વીવાતાં.

( મંગલ સૂત્ર-પ્રભાતીયું )

× × × ×

સુરજ ઉગ્યો રે સવાલાખ કળાયે
કે વ્હાણેલાં ભલે વાયાં રે,
સુતા ઉઠો રે સગી સાસુના નંદ
કે વ્હાણેલાં ભલે વાયાં રે.

× × × ×

લેજો લેજો રે મણિ જડીયા જળ લોટા
કે વ્હાણેલાં ભલે વાયાં રે.
દાતણ કરજ્યોરે હૈયાને ઓવારે
કે વ્હાણેલાં ભલે વાયાં રે.

× × × ×

ન્હાવણ કરજો રે, નમનામૃત નીર
કે વ્હાણેલાં ભલે વાયાં રે.
મણિ મોંધા રે! જાગો જાગો લગીર!
કે વ્હાણેલાં ભલે વાયાં રે.

આવાં આવાં પ્રભાતીયાંના મંગળ અને સુંદર સુરશ્રવણે જાગી ઉઠવું એ મહદ્‌ભાગ્યજ ગણાય—પત્ની પોતાના પતીને હમેશાંજ આવા સુંદર સુકોમળ કંઠમાંથી ગવતા સંગીત વડે ઉઠાડે તો તે અસ્વાભાવીક નથી બલકે એ ભાગ્યશાળી પતીની દેવીઓ ઇર્ષા કરે.

હવે ટુંક વખત રહ્યો માંડવા મુહુરત કરવાનો નક્કી દિવસ આવે છે. કેટલાંક ઘણા નીકટનાં સગાં દીકરીઓ બ્હેનો જમાઇઓ બનેવી, અંગત મિત્રો તો સપરિવાર આવી ગયા છે. જુદા જુદા ઓરડાઓમાં અગર ખાસ મકાનોમાં તેમને ઉતારા અપાય છે. તેમનાં માટે ખાનપાન વિગેરે તમામ વ્યવસ્થા ખાસ કાળજી પુર્વક થાય છે. મંડપ મુહુર્ત થાય તે દિવસથી ગામનાં ને ન્યાતનાં સગાંઓ કન્યાના ઘેર જમે છે—જો કે

કન્યાને અને વરને પણ દશ પંદર વર્ષ પર વાનોળા જમવા મળતા હતા. સિમંત વખતે સિમંતીની ને સગાએ જમવા તેડે તેને વાયણું કહેવાય છે, જ્યારે સગાએ લગ્ન પહેલાં વર કે કન્યા ને જમવા તેડે તેને વાનોળા કહેવાય છે. પણ મોટા શહેરોમાં તો હવે વાનોળા નીકળી ગયા છે. અને તેને બદલે સગાઓ લાલ લાડુનાં ડોઘલાં અગર તે નીમિતના રોકડા રૂપીઆ ૧-૨ આપે છે.

હવે ચઢતે પહોરે મંડપ મુહુરત ( માંડવા મુરત ) છે. પરગ દિવસે તો લગ્ન જાન આવશે. મંડપ મુહુર્ત ગોરદેવતા વિધિપુર્વક કરાવે છે. કન્યાના માતા પિતા અગર મોટા ભાઇ ભોજાઇ અગર નીકટના સગાને હાથે તે વિધિ થાય છે. માંડવા મુહુર્તમાં સગાં વ્હાલાં ભેળાં મળે છે. ઘર આંગણામાં એક વળીનું પુજન કરી ચાર પરણેલા-ઓના તથા વિધિ કરનાર દંપતીના હાથે તે દટાવવામાં આવે છે. એ માડવો બાંધવાની શરૂઆત થઇ તેજ પ્રમાણે માણેકસ્તંભ ( જુઓ ચિત્ર પૃ. ૩૭ ) રોપવાનો પણ વિધિ થાય છે. હવે આજથી ખરેખર લગ્નના પુરા વાતાવરણવાળું ઘર બને છે. આજથી તવી અગર કલેડુ ઘરના ચુલે ન ચઢે. રોટલી રોટલો પુરી ન બનાવી શકાય. હીરાગળજ ખાવાનું. ને વ્હાલાં સગા આજથી વીવાતા ઘેર જમે, એજ પ્રમાણે ગૃહશાંતી પણ વિધિ પુર્વક કરવામા આવે છે. સૌ ગ્રહોને ગૃહપતી નોતરે છે કે જેથી તે પ્રસન્ન થતાં લગ્નમાં વઘ્નિકર્તા ન બને.

સમય ગ્રહશાંતિનો સખિ આજે,
પ્રભુ મેર કરો મને છાજે! સમય.
મ્હારે આંગણુ સૌ ગ્રહ આવો
શુભ શકિતઓને વરસાવો.
કૃપા કરજો મળે મને લ્હાવો! સમય.

આમ ગ્રહદેવતાઓને નિમંત્રી તેમને સ્થાપી પૂજન કરતાં.

રવિ ચંદ્ર મંગળ બુધ મળીઆ.
ગુરૂ શુક્ર શની કેતુ ભળીઆ.
રાહુ નવ ગૃહ મંડપે વહીઆ! સમય.
× × ×
અમે માનવ સ્વાગત્ શાં કરીએ?
સાચી શાંતિની કામના કરીએ!
હરો વિઘ્ન ચરણ શિર ધરીયે! સમય.
× × ×
ગ્રહદેવતા સૌ મળી આવો.
શાંતિ શાંતિ બધે પ્રસરાવો.
મણિમય સખી ગ્રહને વધાવો. સમય.

અટલભાવપુર્વક લગ્ન નિર્વિઘ્ન કરવા ગ્રહને સ્થાપવા, પુજવા. પછી તેજ દિવસથી વર-કન્યાને પીઠી ચોળવાની શરૂ થાય છે. જુદાં જુદાં કીમતી વસાણાં તેલ અત્તરોને મુળીઆંની બનાવેલી પીઠી વરને લગ્ન પહેલાં થોડા દિવસથી ચોળવામા આવે છે. શરીરમાં સ્ફુર્તિ શાંતિ શકિત અને તેજ વધારનાર તે હોય છે. વરને તથા કન્યાને પોતાના સ્વજનોની સૌભાગ્યવતીઓ તે ચોળે છે અને ચોળતાં ચોળતાં વિનોદપૂર્ણ ગીતો ગાઇ સૌ વર યા કન્યાને આનંદ આપવા પ્રયત્ન કરે છે.

* * *

સજની મોરી લગ્ન મંડપ છે રચાવ્યા રે,
સજની મોરી પીઠી કન્યાના વીરા લાવ્યા રે.
'સજની મોરી કેસર કસ્તુરી ઘોળાવ્યાં રે.
સજની મોરી અત્તર અગર સુહાવ્યાં રે.
સજની ભેળા કપુર બરાસ સાથે લાવ્યા રે.
× × ×

સજની વાળે વાનને તેજ વધારે રે
સજની પીઠી કુડાં વિઘનને નિવારે રે!

× × ×

સજની પીઠી સાત
સૌનેયે સવાશેર રે.

× × ×

સજની એતો ભાગ્યશાળીને અંગે ચોળે રે!
સજની ચોળો સૌભાગ્યવતી મળી ટોળે રે!

આમ કીમતી પીઠી ચોળાય છે.

હવે લગ્નનો વખત–જાન આવવાનો વખત જેમ જેમ નજીક આવતો જાય છે તેમ તેમ કન્યા મંડપે ધમાલ આતુરતા વધે છે. પરણનારના હૈયાંના ધબાકાની ગતી અનિયંત્રીત બની રહે છે. કોઈ અણદીઠ–અણજાણી અણઅનુભવી મીઠી મુંઝવનારી લાગણીની થરેરાટીયો તેમના હૈયામાંથી નીકળી જતી હોય છે. ઉજાગરા સહેજે કરાઈ જવાય છે. આવતા દીવસની ગોઠવણો, લાવવા મુકવાની વાતો, જાનના ઉતારા, તેમની સૌ સગવડ, જમણની ગોઠવણો સૌ ભાંજગડો સામટી એ સ્વરૂપે ખડી થઈ જાય છે.

લગ્નનો દિવસ! તમામ તૈયારી થઈ ગઈ, થઈ જાય છે. કન્યા બ્હેની પીઠી ચોળેલાં ઓરડામાં રાજ્ય જમાવી બેઠેલાં હોય છે, તેની સખિઓની મીઠી મશ્કરીઓ સહન કરવાનો તેનો એ દિવસ! આજ એને પરણવાનું, નવા સહવાસીની સહચરી થવાનું, પિતૃગૃહ તજી સાસરે જવાનું, એના જીવનમાં અનેક પરિવર્તન થવાનાં. એ કન્યા મટી પત્ની થવાની:

લગ્નના દિવસે ઉકરડી નોંતરવાની ક્રિયા કરવાની હોય છે. ઉકરડી નોંતરવાનો રિવાજ–એ પણ એક ક્રિયાજ બની રહેલ છે. ઉકરડી એ

ગ્રામ્ય દેવતા યાતો ગામના અધિષ્ઠાયકનું યા ઉચ્છિષ્ટ ગણપતીનું સ્વરૂપ કેટલાક બતાવે છે. પણ ઉકરડીમાં–પૃથ્વિ–જળ આદિ જીવનદાયક મહાતત્વોનો નિવાસ છે, પ્રાણ ટકાવનાર અન્ન પેદા કરનાર જીવંત રસાયણસમા ખાતરનો સંચય છે. આ અપેક્ષાયે ઉકરડીને મોટું માન અપાયલું લાગે છે. નહિં તો ગોરિઓ સુંદર વસ્ત્રાભૂષણ વિભૂષિત બની રામણદીવો લઇ ગંદાગોબરા ઉકરડાને માનપૂર્વક આમંત્રણ આપવા જાય એ અસ્વાભાવીક લાગે. પણ ના ! એ ક્રિયા મહત્વની ને અર્થ-સૂચક હતી ને છે. ન્હોતરનારીઓ ગાય છેઃ—

ઉકરડીને નોંતરો, મેઘાડંબર ગાજે,
જુવો ઉકરડો ગોબર ભર્યો—મે૦

ઉકરડીના નોંતરે બહુ ભેદ ભરેલા.
શા શા કારણ એને નોંતરો–કહો ડાહ્યાં દરેલાં.
ઉકરડી પૃથ્વિ તત્વ છે–મે૦
સંસાર સારતું સત્વ છે–મે૦
પૃથ્વિ તત્વમાં માટી છે–મે૦
છાણ ને રજ ઇત્યાદિ છે–મે૦
પંચ તત્વ એમ પુજ્યાં–મે૦
માટે ઉકરડીને ન્હોતર્યાં–મે૦
આવો ગોરિ ગાઓ ગીતડાં–મે૦
મણિમય નોતરી ને વળ્યાં–મે૦

(ઉકરડી નોતરવાનું ગીત)

ઉકરડી નોંતરતાં સૌભાગ્યવતીઓનું ટોળુ જાય. મોવડી હોય તે માથે મોડ (મુગટનું સ્વરૂપ) મુકે. હાથમાં રામણદીવડો બળતો રાખે–હાથમાં જળ–પુજન વીધીનો સામાન હોય છે. સાથે ક્યાંક ક્યાં

ગોર પણ હોય. ઉકરડી નોંતર્યા પ્રમાણે વીવાહ વીત્યે તેને વિદાય પણ દેવાય છે. તેને ઉકરડી ઉઠાડી-ઉકરડી વળાવી એમ કહેવાય છે.

જાન આવી ગયા પછી તરતજ વરને કલવો ખવરાવવાનો વિધિ કન્યા પક્ષની સૌભાગ્યવતીઓ કરે છે. કલવો વરને થાકયો પાકયો ભુખ્યો હોવાથી શીરામણ માટે દહીંયરા વિગેરે (તીખુ ખાટુ નહિં) ગળ્યુ મોળુ ખાવાનું લઇ જવામા આવે છે. (कवल) કોળીઓ: કોળીઆ દેવાય છે તેને કલવો કહેવાય છે.

હવે સાંજ પડી છે. થોડા વખતમાં વર ઘોડે ચઢી વરરાજા પરણવા જવાના. કન્યાને માંડવે તમામ તૈયારીઓ થઇ ગઇ છે. કન્યાના મામાને ત્યાંથી કન્યાચુડો–કપડાં વિગેરે આવે છે. વરને પોષાક (ધોતીયુ–ઝામો યા કોટ–ટોપી યા મંદીલ વિગેરે) આવે છે. તે પહેરી પરણવાનું હોય છે. વરઘોડો ચઢતાં પહેલાં નમણું કરવામાં આવે છે. નમણું એટલે વર–સ્નાન.

વરરાજા તેમજ કન્યા બ્હેની લગન માટે તમામ વસ્ત્રાલંકાર પહેરતાં પહેલાં પીઠી ચોળ્યાં શરીર સ્નાન કરી શુદ્ધ કરે છે. આ સ્નાન–મોંઘામુલુ–જીવનમાં કવચિત્ જ આવતી તક જેવું ન્હાવણુ–એને નમણું કહેવાય છે.

વર યા કન્યા પોતાના ઘેર (વર–જાનીવાસે) ચોકમા બાજોઠ પર બેસે છે. ને સુંગધી જળ વડે સૌભાગ્યવતીઓ તેમને ન્હરાવે છે. જીવનમાં આ એક અનેરો લ્હાવ છે. મીઠી મજાકભરી–વિનોદપુર્ણ વ્યંગ ભાષામાં ગીતો ગવાતાં હોય, વરજી યા કન્યા બ્હેની દિલમાં ગુલગુલીયાં પેદા કરે તેવી ભાવનાઓ ભર્યા વાતાવરણમાં ન્હાય છે.

કન્યાના સ્નાનનું જળ વરને ત્યાં લઇ જવામાં આવે છે તે સ્નાનજળમાં વરજીના ત્યાંના શુધ્ધ સુવાસીત જળ ઉમેરી વરસ્નાન કરે છે.

નિર્મળીઆં કાંઇ પાણીડાં મંગાવો કે
રાયવર ન્હાવણીયે ઉભા રહ્યા—
ન્હાવણીયે કાંઇ બાજોઠ મંડાવો—કે
જીયાવર ન્હાવણુ ન્હાવણુ કરી રહ્યા.

× × ×

આમ રાયવર અને કન્યાને સ્નાન કરાવવામાં આવ્યા પછી સ્વચ્છ કપડે ડીલ લુછી લગ્નનાં કપડા પહેરાવવમાં આવે છે. આ વસ્ત્ર પરિધાનમાં વર-કન્યાના મિત્રો સાહેલીઓ ખાસ કામે લાગી જાય છે. કન્યા વસ્ત્રાલંકારે વિભૂષિત બની ચોરીમાં જવાને-વર વરઘોડે ચડવા તૈયાર થતાં પુર્વે તો કેટલીયે વાર ઉતાવળીયા ગોરને સ્વજનો કેટલી વાર છે ? ઉતાવળ કરો ! એવા પોકારે એ પ્રસંગનું મહત્વ વધારી મુકે છે.

હવે વરઘોડો ચડે છે. ગજા પ્રમાણેનો આડંબર-સાજન અને સ્થળ સમય ને સંયોગ પ્રમાણે વરઘોડો ગામમાં ફરી કન્યા મંડપે હાજર થાય છે. કન્યાના મંડપે તો સાજનને સત્કારવા બિછાયત બિછાવી કન્યા પક્ષનું સાજન તૈયાર હોય છે. વરને તોરણે ઉભો રાખવામાં આવે છે. સાજન મંડપમાં ગોઠવાઇ જાય છે. કન્યાની માડી વરને પોંખવા, કન્યાની બ્હેની ગાગરબેડીમાથી આવકાર આપવા અને ગોર બીજો વિધી કરી લેવા આવે ત્યા સુધી આજના પ્રસંગના નેતા-વરરાજાને ખડે પગે શિક્ષા ખમતા અપરાધીની માફક તોરણે હાથમાં શ્રીફળ સોપારી સહીત જાણે કન્યા માગવા આવ્યા હોય એમ ઉભા રહેવાનું થાય છે. અને ત્યારે કોઇને યે ઉતાવળે તેને પેંકવા મા માદીએ બેસારવાની ભાગેજ પડી હોય છે. વર સાથે અણુવર ( એટલે વરની પાછળ ચાલનાર વરનો નાનો ભાઇ ) ( અનુવર ઉપરથી ) એ વરનો એઠીકાં-હોય એવી ફરજ હોય છે. તે તથા વરરાજાના મિત્રો

વરને પડખે રહે છે અને મીઠી મજાકો સાથે તેની તમામ સવડો સાચવી લે છે. તેને પાન ખવરાવતા જાય છે અને પોતે અણુવર તથા વર મિત્રો હોવાનું અભીમાન જાણે ગૌરવ પુર્વક લે છે.

હવે વર તોરણુ થાય છે કે તુર્તજ કન્યાપક્ષમાંથી એક નાની છોડી (કન્યાની ન્હાની બ્હેન ઘણું કરીને) માથે કળશ ઉપર શ્રીફળ મુકી વરના સામે જાય છે. (આ વખતે વરના આગળ અંતર પટ રાખવામાં આવે છે) અને તેના કળશમાં વરપક્ષ તરફથી રૂપીઆ નાંખતા તે પાછી વળી જાય છે. આ પછી કન્યા મુખમાં તાંબુલ ચાવતી આવે છે અને અંતર પટ પર તાંબુલનો રસ છાટે છે. આમાં અમારા માનવા પ્રમાણે વર કન્યા પરસ્પર પીછાની શકે ને જે છે તે તેજ એમ ખાત્રી કરવાની રસીક યોજના ઘડાયેલી લાગે છે. ને વરવધુ પરિક્ષામાંયે તાંબુલ છંટાવી તાંબુલના રસરંગ જેવો આપણો પરસ્પર પ્રેમરસ–રંગ અચળ રહો આ ભાવના પણ અંતર્ગત હોય છે.

વર તોરણુ આવે છે તે વખતે જાણે લગ્નનું વાતાવરણ જામતું હોય તેમ લાગે છે. બન્ને પક્ષનો સ્ત્રી વર્ગ ગીતની ધુમ મચાવે છે. સંસ્કારી કુટુંબોમાં સુંદર અને મંગળ ગીતો ગવાય છે. અસંસ્કારી કુટુંબોમાં ફટાણાંથી મંડપ અને મંગળ અવસર અભડાવી કલહ–કલેશ ઉછળે છે.

ગોરીઓ ગાય છે. આ વખતે જાણે રામચંદ્રજી સીતાના લગ્ન પર આવ્યા હોય એવો ભાવ લાવી સ્ત્રીઓ—

સીતાને તોરણુ રામ પધાર્યા,
લેજે પનોતી પહેલું પોંખણું.

તોરણુ ચઢીયા છે વરરાય રે. પોંખે છે ઉમીયાની માય રે,
ધોંસળ મુસળને રવિ ત્રાક રે, વર પોંખી તાણ્યાં છે નાક રે.
(ઇશ્વર વિવાહ)

હવે સાસુ વરને પોખવા આવે છે તે પુજન સામગ્રી સાથે હળ, મુસળ, ત્રાક, રવૈયો, વિગેરે લાવે છે અને વરપુજન કરી વરને ત્રાક હળ મુશળ રવૈયો બતાવે છે, અને કાષ્ટની સળીઓ વરને માથે ઉતારી ચાર દિશાએ નાખી દે છે.

આ માટે કેટલાકના મતે વરને આ વસ્તુ દ્વારા તમારા ગળે સંસારરૂપી ગાડાનું ધુંશળ મુકાય છે, મુશળ પેડે ખડાશો ત્રાકથી વિંધાશો અને રવૈયા પેડે વલોવાઇ જશો માટે જો હજી ચેતવું હોય તો આ ચોરીના ચાર દરવાજા નાસી છુટો નહીં તો પછી પોકતી વખતે સાસુ જમાઇનું નાક તાણીને કહે છે કે નકટા બની પરણે.

અમારા નમ્ર મત પ્રમાણે આ બધા સાધનો બતાવી તે તે સાધનોની વ્યવહારમા જરૂર પડશે તેમા નિષ્ણાત બનજો હળ વડે ખેતી, ત્રાક વડે કાંતવાનું, જીવન ઉજાળવાનું છે પરાયા આશ્રયે રહેવાનું નથી ઉદ્યોગ ધંધોજ ઉત્તમ છે ઘર આગળ ગાય ભેંશોનું ગોરસ નીપજાવજો ને તમારા ઘેર વલોણા કરજો જેથી બજારના ઘી દુધ મલાઇ માખણ છાશ ખાવા ન પડે અને નફટ નોકરી કરવા જશો તો નાક ખોશો અને બીજાઓના મેણા ટોણા ખાઇ વૈતરા કરી ખાડણીયે મુશળ પેરે ખડાશો અને વ્યવહારીક કુશળતાથી જીવન વિતાવતા ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ સાધવાના છે તે ચોરીના ચાર છોડ અને ચાર દરવાજાથી બતાવે છે આમ સુંદર કલ્પનાયુક્ત પોખણું કરતા વરના પગ પાસે સંપુટ મુકવામા આવે છે (સંપૂટ જુવો ચીત્ર ૫ ૮૪) સંપુટ એટલે માટીના કોડીયામા ચોખા તથા બીજા દ્રવ્યો મુકી ઉપર બીજુ કોડીયુ ઉંધુવાળી તે પર લાલ નાડા છડી બાંધી તૈયાર કરવામા આવે છે. તે સંપુટ ને વરના પગ પાસે મુકવામા આવે છે વર તે પર પગ મુકી તેના ચુરા કરી નાખે છે તે સુચવે છે કે જેમ આ સંપુટ ભાગી

ચુરા કર્યા તેમ સંસાર વ્યવહારમાં કર્તવ્ય બજાવતાં આવતી ઉપાધીઓ મુશ્કેલીઓ ચુરી નાંખી આગળ વધીશ.

આ વખતે પરણુનારના હૈયામાં શું શું ભાંજગડો ચાલતી હશે તે પરણુનારાજ જાણે. તેને એક નવો સાથી-જીવનભરનો સહચર લાધે છે. કેટલી જવાબદારી તેને માથે પડે છે તેનો ખ્યાલ કરવાનો હોય છે. આમ વિચારમગ્ન ગંભિર મુદ્રાવાળો વર માંયરા તરફ પગલાં માંડે છે. માંયરામાં ગોત્રજ હોય છે. ત્યાં માંયા માટલું ભરેલું હોય છે. ત્યાં યોગ્ય વિધિ થયા બાદ વરને ચૉરીમાં બેસાડવામાં આવે છે.

ચૉરીનાં ચાર ત્રીક-(ત્રણુ ત્રણુ વાંસ વચ્ચે ચીત્રેલી, ૭ માટલીઓ બાંધી ચારે બાજુ તેવા છોડ ઉભા કરવામાં આવે છે તે ) વચ્ચે માટી વડે વેદીકા બનાવી તેના ઉપર અગ્નિ પ્રકટાવી તેમાં ઘી નાંખવામાં આવે છે. બે પાટલા પર વર કન્યા બેસે છે. વામ ભાગે કન્યા-જમણા ભાગે વર બિરાજે છે. વર કન્યાના માતા પિતા બે પાટલે બેસે છે અને પરણાવનાર ગોર પણુ ત્યાં હાજર હોય છે. વરના પડખે તેના મિત્રો તથા વરની પાછળ લુણુ ઉતારનાર તેની બ્હેન. જ્યારે કન્યાની સખિઓ કન્યાના પડખે હાજર રહે છે. ઉપરાંત નાણાં કોથળીવાળો કેશીયર તથા હીસાબ લખનાર હાજર હોય છે.

વેદીકાની આસપાસ આ પ્રમાણે સૌ બેસે છે. ગોર મંત્રોચ્ચાર વડે લગ્નની શરૂઆત કરાવે છે, ગોરીઓ ગીત ગુંજન ગુંજવા લાગે છે. દેખાવ-સુંદર બની રહે છે. આ પ્રસંગની ભવ્યતા પવિત્રતા ગાંભિર્ય અને વૈવિધ્ય ભારતવર્ષ શિવાય અન્ય સ્થળે ભાગ્યેજ જોવા મળે.

*આ પ્રસંગે કન્યાના પિતા માતા, વરના તથા વરનાં માતા પિતાના* પગ દુધ અને દહીના મીશ્રણુ વડે સાતવાર ધુવે છે અને તેમને

બહુમાન આપે છે અને વર કન્યા વેદિકા આસપાસ ફેરા ફરવા માંડે છે ને ગોરિઓના ગીતની રમઝટ ઉછળે છે.

ચૉરી રચના કનક રત્ને જડી—
બેઠાં દંપતી સૂર્ય સન્મુખ–મંગળ ફેરા ફેરવે,
વામ ભાગે કન્યા છે બિરાજીયાં—
જમણે વરરાય સોહાય,
સાસુ હરખાય—મંગળ ફેરા ફેરવે.

દરેક ફેરે વરનો સાળો સુપડામાંથી ધાન્ય આપે છે તે લઇ ગોર વેદિકામાં હોમતા જાય છે અને સાળો કટારી મા તલવાર લઇ બાજુમા ઉભો રહે છે તેને સાળા કટારી કહે છે. મુસ્લીમ અમલમાં કન્યાઓને ઉપાડી જવામાં આવતી તે વખતે કન્યા રક્ષણ માટે કન્યાનો ભાઇ રક્ષણ માટે ઉભો રહેતો હશે એમ લાગે છે. આ વખતે નવ ગ્રહનું પૂજન કરવામાં આવે છે. આ પ્રસગે પંચતત્વ–વર કન્યાના વડીલો સ્વજનો સૂર્ય ચંદ્ર ગુરૂની હાજરી હોય છે. તેમની સાક્ષીથી હસ્તમેળાપ થાય છે. દરેક ફેરે વર કન્યા જે પહેલા પાટલા પર બેસી જાય તેનુ રાજ્ય ગૃહરાજ્યમાં ચવાની ભવિષ્યવાણી ઉચ્ચરાય છે અને ચાર ફેરા ફરી હસ્તમેળાપ થયા બાદ વર તથા કન્યાપક્ષની ચાર ચાર સુવાસણો કન્યાને 'અખંડ સૌભાગ્ય' ના આશિર્વચન તેના કાનમાં સંભળાવી જાય છે. જ્યારે બીજી બાજુ મંગલાષ્ટકના બુલંદ સૂરો ગાજી ઉઠી વર કન્યાને શિરે અનેરા ભાવભર્યા આશિરવાદો વરસાવે છે. આજ વખતે સપ્તપદી પણ યોજાયલી હોઇ વર કન્યા પરસ્પર પ્રતિજ્ઞાદ્વારા જીવનપર્યંતનાં બેહા બાંધે છે. સમજુ વર કન્યા હોય તો સમજે છે ને અણસમજુ માટે બધુ ઢોંગ જેવું લાગે છે. અત્રે વર કન્યાને એક્જ થાળમા કંસાર જમાડવામા આવે છે.

હસ્તમેળાપ પતી જતાં ગોત્રજ પાસે જઇ ત્યાં કેટલાક વિધી વિધાન કરવામાં આવે છે અને પછી કન્યાના પિતા તરફથી વર કન્યાને આપવાની પહેરામણી ( યા શીખ ) આપે છે અને સૌને પગે લાગી આશિરવાદોની વૃષ્ટિ વચ્ચે કન્યાને વરની સાથે વિદાય અપાય છે.

આ પ્રસંગ અતિ કરૂણાજનક થઇ રહે છે. કન્યાના પિતા માતા અનેક આશિષો સહિત કન્યાને શીખામણના શબ્દો કહેતાં ગદ્ ગદ્ કંઠ બની દીકરીના ભાવિ વિયોગે દુખ પામે છે. જે ગાડીમાં કન્યા વિદાય થાય છે તેનું પૈડુ સિંચવામાં આવે છે. પૈડા નીચે શ્રીફળ મુકી તેને ફોડી નાખવામાં આવે છે, વિઘ્નવિદારક પૈડા સિંચનની ક્રિયા બાદ સૌની વિદાય લઇ સાજન જાનના ઉતારે જાય છે. કન્યાના સગાં વિદાયગીરી આપી શેરીના નાકેથી ભારે હૈયે આંસુ લુછતાં પાછાં વળી ઘેર આવે છે.

બીજે દિવસે કન્યાના માંડવે વરને પંચોલું જમાડવામાં આવે છે. વરના પાંચ મિત્રો તેના થાળમાંજ ભેગા જમવા બેસે છે. (પંચોલુ શબ્દ. (पंचवल्लभ) ઉપરથી પંચવલું–વર સાથે વરના પાંચ ગોઠીયા જમવા બેસે તે) આ પ્રસંગે આખી જાન કન્યાના માંડવે જમવા આવે છે.

આમ જાનીવાસે આવ્યા પછી વરની ગોત્રજ પાસે કાંકણદોરા છોડવાની એકીબેકી રમવાની સાટકા મારવાની ક્રિયાઓ થાય છે; વર–કન્યા વરતાં વડીલોને ચરણે પડે છે અને આશિર્વાદ પામે છે.

પ્રથમ લગ્ન કરી વર–કન્યા જાનવાસે આવે ત્યારે ટોળ–મજાક પ્રણય કલહનાં ગીતો ખાસ ગવાતાં તે સમયનાં અનેક ગીતો પૈકીનો એક નમુનો આપીએ છીએ.

આગીત સૈકા જુનું સંભવે છે. તે નાગરીક ગીતાવળીમાં ૧૮૮૯ ના ચૈત્રમાં છપાયેલું છે. જેમાં પ્રકાશકો સાફ જણાવે છે કે આ નાગરી ગીતાવળીમાંનાં ગીતો સૈકા જુનાં છે. કારણ કે તે વૃદ્ધ ડોશીઓ કે જેમણે તેમના વડીલો પાસે સાંભળી કંઠસ્થ રાખેલાં તે સાંભળી

પ્રકાશકે આમાં મહાપરિશ્રમે લીધાં છે.

લવંગ કેરી લાકડીયે, કંઇ પીયુડે ધણને મારી રે,
ફુલ કેરે દડુલડે વળતાં વેર વાળ્યાં રે.
પીયુડાં તમારા અવગુણીએ હું છાની મહિયર જાઓશ રે,
તું જો જાઓશ છાની મહીયર; હું સાસરીયે આવેશ રે.
પીયુડા તારે અવગુણીયે હું દેવપુતળી થાઓશ રે,
તું જો થાઇશ દેવપુતળી, હું પુંજારો થાઓશ રે.
સુખડ ઘસી ચંદન ચડાવીશ સેવાનાં ફળ લ્યોસ રે,
ઉપર ચઢાવીશ પાતરીને પુજાનાં ફળ લ્યોશ રે.
પીયુડા તમારે અવગુણીયે હું જળ માછલી થાઓશ રે,
તું જો થાઇશ જળ માછલડી. હું કાચબો થાઇશ રે.
પીયુડા તારે અવગુણીયે હું કાળી કોયલ થાઇશ રે,
તું જો થાઇશ કાળી કોયલ હું સુડલો થાઇશ રે.
પીયુડા તારે અવગુણીયે હું ઝબક વીજળી થાઇશ રે,
તું જો થાઇશ ઝબક વીજળી હું મેહુલો થાઇશ રે.

આ અને બીજાં આવાં અનેક પુરાણાં ગીતો નવાં લેબાસમાં અવનવી મ્હોર છાપો લગાવી હમણાં ગુજરાતી સાહિત્યમાં દર્શન દઇ રહ્યાં છે.

મંગલસૂત્રમાં લગ્નના પ્રસંગ પ્રસગને લગતાં ગીતો માત્ર ચારજ દીવસમાં લખી નાંખેલાં છે અને રાગ તમામ લગ્નનાજ લીધા છે.

ચોખવટ (પરતાવના) લખવા માંડી ત્યારે અનેક અભિલાષ હતા. ચોખવટની ચોખવટ કરવાના અભિલાષ અધુરા રહ્યા. તબીઅત સુધારવા મુંબઇ છોડી રાજકોટ રહ્યો હતો. તબીઅત નરમ, બીછાનામાં

૧૦૪-૧૦૫ ડીગ્રી તાવમાં પબ્લીશરના ઉઘરાણીના કડક પત્રોને વશ થઈ આ ચોખવટ અધુરી-નીરશ-બની ગઈ એ ચોખવટ કરી લઉં છું. પ્રુફો સુધારવામાં પણ અનેક ભૂલો રહી છે. વળી બીજી આવૃતીમાં વધુ ચોખવટ :

પ્રકાશકો એ મ્હારા મંગલ સૂત્રને સુંદર રૂપે પ્રકટ કરવા લીધેલા પરીશ્રમ અને તેના સુશોભન માટે મન મુકી ખરચેલાં નાણાં માટે તેમને ધન્યવાદ.

છેવટે વિશ્વના તમામ પરણનાર દંપતીઓને મ્હારા અંતરનાં ઉંડાણમાંથી આશિષ દઈ લઉં કે,

જ્ઞાનને લક્ષ્મીનીમાળા, દંપતી મંગળ કરો,
પ્રભુની ભદ્ર આશિષો, દંપતી જીવન ભરો.

રાજકોટ-સીવીલ સ્ટેશન
ઉત્તમ નિવાસ.

પાદરાકર.



# ઘડી પળનું જોખમ

કુટુંબી જંજાળી પુરૂષ પોતાના ધનનું રોકાણ ગમે તેવી સરસ જગાએ કરે તો પણ જ્યાં સુધી એણે પોતાની જીંદગીનો પુરતો વિમો લીધો નથી ત્યાં સુધી એ સમયની સાથે અને પોતે જેને ચાહે છે તેના ભવિષ્યની સાથે સટ્ટો ખેલે છે એમ ચોખ્ખું કહી શકાય.

## આ પ્રમાણે કહેવાનું કારણ એમ નથી

કે બીજી જગાએ કરેલું ધન રોકાણ જોખમવાળુંજ હોય છે, પણ બચાવીને તેમજ સારી રીતે ધનરોકાણ કરીનેજ એસ્ટેટ એકઠી કરતા ઘણાં વરસો વહી જાય છે. આવતી કાલ અનિશ્ચિત છે એટલે પ્રિમિયમ ભરી પોલીસી ચાલુ કરી પોલીસી રકમની એસ્ટેટ એકદમ નક્કી કરી લો.

# શ્રી લાઇફ એસ્યુરન્સ કું, લી.

ફોર્ટ ચેમ્બર્સ ૯-૧૦ ડીન લેન, મુંબઇ નં. ૧

**સારા ગુજરાતમાં એજન્સીઓ છે.**



# પ્રેમદેવનાં આરાધન

**લ**ગ્ન એટલે? લગ્ to Join જોડવું. બે આત્માનાં જોડાણ તે લગ્ન. પ્રેમ સિવાય બે આત્માનાં જોડાણ કદી ન બને–પ્રેમની મહત્તા વિશાળતા–પવિત્રતા–અને પૂર્ણતા સર્વ કાળમાં, સર્વત્ર અવનત શિરે અને ઉભરાતા હૈયે સ્વિકારાયાં છે. દેવો યોગીઓ માનવો પશુ પક્ષિ સ્ત્રી યા પુરૂષ, બાલ યા વૃદ્ધ, રાય, રંક સૈ પ્રેમદેવની આણ સદા કબુલે છે. પ્રેમના સામ્રાજ્યથી ચઢીયાતું કોઇ સામ્રાજ્ય સરજાયું નથી. એ દેવનાં બાંધ્યાં બંધાયલાં છુટી શકયાં નથી. એ દેવનાં રંગાયલાં અનોખા સ્વર્ગમાં માણેછે. દંપતી ઉરમાંયે આજ પ્રેમના ઉદ્દ્ભવ પ્રકટે તોજ સાચુ દાંપત્ય જીવન ચનગને–Love is God and God is Love એ સૂત્રાનુસાર પ્રેમ એ પ્રુદ્દ પ્રભુજ છે. અરે! ઇશ્વરના અવતારો પણ પ્રેમદેવના ચરણે લોટયા છે. પોતાનાં હૈયામાં આ દેવને રમતા જોવા પ્રાણીમાત્ર અતિ આતુર રહે છે. અધિરા બને છે. વિશ્વની મહાન્ સત્તા–મહાન્ તત્વ–અકળ અચળ અલખ અનંત છતા સત્ય, મહાન્ તત્વ પ્રેમ–એને લગ્ન જેવા મહામંગળ પ્રસગે લગ્નાતાં ઘર આંગણે સ્થાપવાં, એ સૂઝે એ મહાભાગ્ય–અને માટેજ મંગલસૂત્રનાં ગુંથનનો મંગળ પ્રારંભ પ્રેમદેવના આરાધને કરી દેવાય છે.

# પ્રેમદેવનાં આરાધન.

( ભમરાના વધાવાનો...ઢાળ )

નમું પ્રેમ પરમ પરબ્રહ્મને !
જેના અગમ અગોચર રૂપ !
લગ્ને આરાધીયે પ્રેમદેવને !

પ્રેમ ચૈતન્યે સચરાચર ચનગને !
જેના જ્યોતિ જ્વલંત ને અનૂપ !
લગ્ને આરાધીયે પ્રેમદેવને !

યુગે યુગે અચળ એની નામના !
દેવો માનવો યોગીયે તદ્રૂપ !
લગ્ને આરાધીયે પ્રેમદેવને !

ઉરમંદિરીયે સિંહાસન રાજતાં.
પ્રભુ પોતે વિરાજે પ્રેમસ્વરૂપ,
લગ્ને આરાધીયે પ્રેમદેવને !

દેવ ! દમતી ઉર નૂર આપના—
ઝગે-ઝૉમે ને થાય ચિદ્રૂપ.
લગ્ને આરાધીયે પ્રેમદેવને !

મ્હારે આંગણ્યુ ઉત્સવ પ્રેમદેવના !
તમ ચરણે સ્વાર્પણ્યુ ધર્યાં ધૂપ !
લગ્ને સ્વાગત મણિ-પ્રેમદેવને !



માગી રાજસદંગી—સામર મરવર ચાલીયાં રે

વ્હાલી અંતર લક્ષ્મી—દીકરી થાઓ વિદાય

શાણી સામરીયું સોહાવજે રે.

પુત્રીને વિદાય

પાન નં. ૧૨૧

## મંગળસૂત્ર



મંગળસૂત્ર ! દાંપત્યગીતા ! લગ્નશાસ્ત્ર ! સુજનજૂની લગ્નપ્રથાનાં ગૂઢ રહસ્યોનાં નિદાન કરી દેનાર; લગ્નસિદ્ધાંતોની સમીક્ષાનો પ્રવચનકાર તે મંગળસૂત્ર !

બે આત્માને એક કરનાર પરમતત્વની ભાવના એ લગ્ન, પ્રભુતામાં પગલી મંડાવનાર, આત્મવિકાસનું સાધન અને દંપતી-વ્યવહારનું શિક્ષણ દેનાર મહાપાઠશાળા તે લગ્નઃ ત્યાગ, તપ ને સ્વાર્પણ મંત્રની સાધના સધાવનાર મહાસાધ્ય તે લગ્નઃ જીવન કર્તવ્યમાં પ્રભુતા પુરી કુલવટ ને શિલવટનો સોહાગ સજાવનાર તે લગ્નઃ અને વિશ્વના આદિઅનાદિ કારણરૂપ પરમોજ્વલ પરમતત્વ તે લગ્નઃ

આવા આદર્શલગ્નની ઉજ્વલતા, ચેતનતા, અભિનવતા–અનંતતા–સહમજાવનાર આ મંગળસૂત્રઃ

લગ્ન પ્રસંગે દંપતીના અદ્વૈત સંકેતરૂપ તેમના કંઠમાં એકજ મંગળસૂત્ર નાંખવામાં આવે છે. એ દંપતી માત્રનું મંગળ કરો :

o o o o

(ઝીણા ઝરમર વરસે મેહ–ઢાળ)

અમર યૌવન રસામૃત રસાળ,<br>
મંગળસૂત્ર સખિ!

આત્મઐકય દેહદિલડાં રસથાળ,<br>
મંગળસૂત્ર સખિ!



પ્રભુ દીધાં જે પ્રેમ પરમધન, ઉદ્ભવ–સ્થાન વિશાળ રે,
અનંતયુગની તૃષા છીપાવે, દિલ–દિલ પ્રાણે–પ્રાણ. મંગળ–

પરમ પ્રેમ પરબ્રહ્મ પરાત્પર, દંપતીના વ્યહવાર રે,
સ્વાર્પણ તપ ને ત્યાગ મંત્રના–બજવે ઉભય સિતાર. મંગળ–

પ્રભુતામાં પગલી લગ્ને તો, દેતાં નર ને નાર રે,
કુળાચાર કર્તવ્ય ગુંથાયાં, સૂત્રજ તારે તાર. મંગળ–

આત્મવિકાસ જીવન રસજ્યોતે, ઉઘડે દિલનાં દ્વાર રે,
અનંત આશિષ પુલડાં ગ્હોરે, દેવ કરે જયકાર. મંગળ–

કમનીય કૌમાર્યે જ્યાં નિતરે, પુનિત પ્રેમ રસધાર રે,
ભરો જીવન કર્તવ્ય પ્રભૂતા–શિલવટ કુળ આચાર. મંગળ–
સૃજન જુની એ લગ્ન ચંદ્રિકા કરે કલા વિસ્તાર રે,
અજવાળાં દંપતી ઉરકુંજે, હો મણિમય સુરસાળ. મંગળ–





કુંવારી કન્યાના કોડ

કટુ વચન સાંખનાર નથી ખપતો – દિલનો પુજારી, શરીરનો નહિ કારણ ભાવનામાનો–"દિલનો પૂજારી ચર્મ ના ચહેરે લોલ" [ પૃષ્ટ ૫ સામે



# કુંવારી કન્યાના કોડ

માનવ માત્ર વિવિધ કોડ કલ્પતું જીવે છે ને એ કોડની સફળતામાં રાચી ફાલે ફુલે છે. કુંવારી કન્યાયે એમજ કરે છે. એનેયે એના આખા જીવનનો સાથી-સહચર મેળવવાનો હોય છે. તે ચેતનના ધબકારે ધબકારે પોતાના કોડની અવનવી સૃષ્ટિ રચી રાચે છે. કેવો વર સારો? કેવો વર હોય તો ગમે? એવા મનોરથોના કિલ્લા કન્યાવસ્થામાં તે સદૈવ રચતીજ હોય છે. એને તો દિલનો દરિઆવ-વીર મર્દ-વાસનાને બદલે આત્મૈક્ય સાધી સંધાવનાર-પૂર્ણ પ્રેમી-હૈયે હિંચોળે એવો-ચેતનના રાસ ખેલી ખેલાવનાર-પ્રભૂતામાં પગલી પાડી હું-તું ના ભેદભાવ ભૂલી-પરમ પ્રેમ પર બ્રહ્મની મૂર્તિ સમો બની રહે તેવો, દયા, દેશ અને ધર્મના દાસ સમોવડીયો વર જોઇએ છે. એના માટે એ ઘેલીતુર બની ઉઠે છે.

અબોલે ઉઘાડે ઉર કુંજ જો!—

અને

વચને વેરાય પુષ્પ પાંખડી રે લોલ—

—એને કટુ વચન બોલનાર નથી ખપતો. દિલનો પૂજારી-શરીરનો નહિં-કારણ એની ભાવનામાં તો—

દિલનો પૂજારી ચર્મ ના ચહે રે લોલ!

વળી એ માંગે છે

કર્મયોગી જ્ઞાની અવતાર જો!



એને આવો વર ગમે છે ને તેવાનેજ—

દિલની ન્યોછાવરી તે દિલને રે લોલ-
કરશું બનીને ઘેલાંતૂર જો :

અને

આવા આવા કોડ કઇ કન્યાયે નથી સેવ્યા ?

o o o o

(જનનીની જોડ સખી-ઢાળ)

દિલના દરિઆવ અમે ગોતીએ રે લોલ,
અબોલે ઉઘાડે ઉર કુંજ જો;
નયને અમી ઉરે પ્રીતિ ઝરે રે લોલ,
હૈયાં તગે તેજપુંજ જો. દિલના

રગરગ રસામૃતોને સિંચતો રે લોલ,
નયને ભરી દે ઘેરાં ઘેનજો;
વચને વેરાય પુષ્પ પાંખડી રે લોલ,
ફોરે પ્રેમના પરાગ દિન રે'નજો. દિલના

સ્થૂળને ભુલાવે આત્મા ઓળખે રે લોલ,
જગવે પ્રભૂતા રસ જ્યોત જો;
જીવનનાં વ્હાણુ લઇ અર્પતો રે લોલ,
કરી દે નિજાત્મ ઓતપ્રોત જો. દિલના



પાઠવે પયગામ મહા બળ ભર્યા રે લોલ,
અનંતાત્મબળનાં એંધાણુ જો;
જેની દિલાવરીમાં ડુબતાં રે લોલ,
વણુમૂલે તનમન ધન પ્રાણુ જો. દિલના

દિલનો પૂજારી ચર્મ ના ચહેરે લોલ,
હૈયાં હિંચોળવાના કોડ જો.
સાધે સહચાર પ્રાણુ પ્રાણુના રે લોલ,
શોધે ન વાસનાની સોડય જો. દિલના

મહાબળ હઠાવે ફોજ કામની રે લોલ,
ખેલાવે ચેતનના રાસ જો;
સાચો પુરૂષ વજ્ર દેહનો રે લોલ,
દયા દેશ ધર્મ પ્રેમ દાસ જો. દિલના

વિશ્વને વિસારી વિશ્વે જીવતા રે લોલ,
રગરગ ચેતન ચમકાર જો;
મુર્તિ પરમપ્રેમબ્રહ્મની રે લોલ,
કર્મયોગી-જ્ઞાની અવતાર જો. દિલના

પગલી પ્રભૂતામાં પાડતો રે લોલ,
હું-તુંના ભેદ કરે દૂર જો;
દિલની ન્યોછાવરી તે દિલને રે લોલ,
મણિ-કરશું બનીને પેલાંતૂરજો. દિલના



## કુમારના કોડ



થનગનતા લોહીવાળો, યુવાનીનાં આંગણે ઉભેલો અનેરા આદર્શમાં ખેલતો કુમાર ઘરમાં–કોલેજની બોર્ડિંગમાં–કે મિત્રોના વૃંદમાંયે, ભવિષ્યની પોતાની થનાર પત્નીની. કલ્પના મુર્તિ ખડી કરી કાળજું મઢતો હોય છે. પ્રત્યેક માનવ હૈયે હાથ મુકી જોશે તો પોતે અનુભવેલ આ સત્ય ત્યાં હસી ઉઠશે. એની કલ્પના સૃષ્ટિમાં એને કેવી પ્રમદાના સહચારની ભુખ હોય છે ? એને તો રસ સુંદરી ખપે પણ તે શુચિયલ. લજ્જા ઘુંઘટડામાં નહિં પણ નયનમાં રાખનાર, પ્રીતવાળી–પુષ્પ પરાગ વેરતી વાણીવાળી–કઠોર હૃદયની નહિં પણ કરૂણાવાળી છતાં કલાભરી અને પોતાના હૈયે ઓતપ્રોત બની રહેનારી ઝંખે છે. અને એને પગલે પોતાને સૌભાગી માને છે. સ્વાર્પણ અને સેવાના મંત્ર ગુંજતી ને સુખ દુઃખમાં સ્થિરઃગૃહકુંજની માલણ છતાંયે—

નિડર સત્ય મિષ્ટ વચન બોલતી રે લોલ.

નિડર–ભીરૂ નહિં : સેવિકા બની શકે તેમ સ્વામીની પણ બની શકે એવી–સત્ય અને મિષ્ટ ભાષી :

પાંગરે ન પામરતા સ્વપ્નમાં રે લોલ.

એને તો સિંહણ સમી–સ્વરક્ષણ કરે તેવી–દાંપત્યના કિલ્લાની રખેવાળ જેવી, એવી સ્ત્રી મળે તો—

કરીએ પરસ્પર સેવ જો.



એ એકલી સેવિકા નથી શોધતો, એ તો એનીયે સેવા કરવા તત્પર છે. સ્ત્રી એટલે પગનું પગરખુ ને ઘરની ઉંદરડી નહિં-પણ આજનો યુવાન પોતાના સંસારનાં બેઉ ચક્રો સમાન માંગી રહ્યો છે. એને તો—

ગૃહ રાજ્ય રાણી બની રાચતી રે લોલ.
અનંતાત્મ સાધન વિલાસ જો:

ગૃહની ગુલામડી એ નથી શોધતો—ગૃહ રાજ્ય રાણી ગોતે છે. એને અનંતાત્મ સાધનના વિલાસ વિલસાવનાર ખપે.

આવા મહાભિલાષ સેવતા આપણા કુમારને સંસ્કારી ગુણીયલ-પોતાનો મલાજો ને દરજ્જો સાચવનાર, સાંકડા મનની નહિ-કલેશ ને ક્રુરતાભરી નહિ પણ દિલની દરિઆવ પત્નીની ભુખ છે. અને રગરગમાં એકજ મનોરથ છૂપાવી રાખે છે કે—

ગુણિયલ રસસુંદરીને ગોતીએ રે લોલઃ

* * * *

ગુણિયલ રસસુંદરીને. ગોતીએ રે લોલ,
નયને લજ્જાનાં ઘેરાં ઘેનજો;
છલકે ઉરે પ્રીતી સરોવરો "રે લોલ,
શશિ વદન અમી ભર્યાં નેન જો— ૩



ટહુકે વેરે પરાગ પુષ્પના રે લોલ,
દિલડે કરૂણા–કલાની જ્યોત જો;
સૌદર્ય બુધ્ધિ તણા કામણે રે લોલ,
હૈયે મુજ હોય ઓતપ્રોત્ જો! ગુણિ૰

સોહે સૌભાગ્ય એના પાવલે રે લોલ,
સ્વાર્પણે અજવાળે ઉર કુંજ જો!
પ્રેમજીવન જીવીને જીવાડતી રે લોલ,
સેવાના મંત્રે તેજપુંજ જો! ગુણિ૰

વૃત્તિ અચળ સુખ દુખમાં રે લોલ.
માલણ ગૃહ કુંજની મહાભાગજો.
નિડર સત્ય મિષ્ટ વચન બોલતી રે લોલ.
ધરતી દિલ ઐકયતા સોહાગજો. ગુણિ૰

થાયે અનુકૂળ આત્મ ઓળખી રે લોલ.
અંતર મંદિર અધિદેવ જો
પાંગરે ન પામરતા સ્વપ્નમાં રે લોલ
કરીએ પરસ્પર સેવ જો. ગુણિ૰

ગૃહરાજ્ય રાણી બની રાચતી રે લોલ,
અનંતાત્મ સાધન વિલાસ જો.
દરિઆવ દિલ બહુ ગુણ ભરી રે લોલ,
મણિમય એ અંતર અભિલાષ જો ગુણ૰




## સમોવડીયા વરની ભુખ



મીઠો મહેરામણસમો માવડીનો ખોળો: વ્હાલસોઇ દીકરી એ ખોળે ડાળીપરના ગુલાબ સમી બેઠી છે. કોયલ ટહુકતી હોય તેમ કાલાઘેલા બોલડીયે માનાં હૈયાં હસાવે છે. એવે એકાએક બોલતી બંધ થતી દીકરીને જોઇ અધિરી માતા આ અબોલનું કારણ પૂછે છે. ત્યાં દીકરી હૈયું ખોલે છે. એક મા ને બીજી સખ્ખી, ત્યાંજ હૈયાના ગુપ્ત પટારા ઉઘડે ને ? મા ! મારે માટે કેવો વર શોધશો ? મને પૂછો તો–મને તો ભણેલો ને સાથે ગણેલો પણ–જેને જોતાં કાળજાં ઠરે એવો, કાળો ભુત કે વ્હેમી ન જોશો, પણ રૂપાળો અને પ્રભાવશાળી મુખવાળો, એકલા ધોળા તો કોઢીયા પણ હોય ! વળી હાડપીંજર સમો દુર્બળ, કદરૂપો અગર ક્રોધીતો નજ જોશો હો ! વળી રખે કોઇ ખાનદાનીના નામે પૂજાતો માવડીયે ગોતતી ! એ મ્હારા હૈયામાં બાંધી રાખેલા મનોરથ શું પુરશે ? મારા કોડ તો મહાસાગર સમા છે હો ! ભલે ગરીબ હોય છતાં આપકમી ને દિલનો દરિઆવ ને જેના મુખપર પ્રેમના પ્રભાવ રમતા હોય ને જે આત્માને ઓળખે એવો વર પરણવાની મને હોંશ છે. આત્માને એવા આત્માની ભુખ છે કે જે મ્હારા હૈયાનાં દુખ ટાળે. હૈયું ઓળખે ! ઓ માડી ! મારા માટે એવોજ વર જોજો હો !

o o o o

વ્હેની બેઠાં માડી ખોળા માંઇ–બેઠાં—
કાલા ઘેલા બોલે કોયલ ટહુકતી રે :
વ્હેની બોલતાં રહી રહી જાય ! (૨)



માવડી મનમાં મુઝાય! (૨)
વ્હેનડી! અબોલા કયમ ધારીયા રે!
માડી અમને એવા વરની હોંશ—અમને.

ભણ્યો ગણ્યો ને નિરદોષ,
જોતાં કાળજ હિમાજળ જ્યમ ઠરે રે!

શ્યામળો વર વ્હેમી નવ જોય (૨)
તેજલ રૂપે મઢયો હોય (૨)
દુબળો કદરૂપો ક્રોધી ના ગમે રે,

માડી વર જો માવડીયો હોય (૨)
એ શું પૂરે મારા કોડ? (૨)
હૈયે આપ-કર્મી મોરલીયો રમે રે!

માડી ગોતો ગરીબ દિલ દરિઆવ. (૨)
તગે સુખ પ્રેમને પ્રભાવ. (૨)
વર તો સાચો આત્માને ઓળખે રે.

માવલડી એવા વરની ભુખ. (૨)
જોતાં હરે ઉરનાં દુખ. (૨)
મણિ-સમોવડીયો વર ગોતજો રે.



# કન્યાએ વરને લખેલ આમંત્રણ પત્ર



લગ્ન પહેલાં કન્યા વરને પત્ર લખે એ પ્રથા પહેલા હતી એમ ઇતિહાસ કહે છે–વચલો સમય આ પ્રથા વડિલોએ ફગાવી દીધી હતી—પણ હમણાં એ પ્રથાના પગલાં મંડાતા લાગે છે. એ કલ્પના આ ગીતમાં દોરવા પ્રયત્ન છે. આવા ભાવ વાળું હૃદય ૮ કે ૧૦ વર્ષની બાલિકામાં ન ખીલ્યુ હોય. એથી બાળલગ્નો નજ સંભવે: આટલુ સમજવા જેટલી વય વાળી કુમારીકાજ પરણવા યોગ્ય ગણાય, ને તેજ આવા પત્ર પરણનાર પતિને લખી શકે પત્રનો જવાબ પણ માંગે છે એ એતું ઉચિત સ્વાતંત્ર્ય દર્શક છે.



(તમે અજાણ્યા અમે જાણ્યાએરે—ઢાળ)

વ્હેલા વ્હેલા પધારો વરણાગીયા રે!
મ્હારા નાથ! સલુણા સોહામણા રે!
જોઉં વાટય હું લગ્ને પ્રાણ રે!
સુકુળવંત, વહેલેરા પધારજો રે!

લીધાં લગ્ન લાખેણાં ઓ નાથજી રે!
મ્હારા હૈયામાં હોંશ માતી નથી રે!
જાન જોડી ઓ જીવન આધાર રે! સુકુળવંત



માવડી મનમાં મુઝાય !
વ્હેનડી ! અબોલા કયમ ધારીય
માડી અમને એવા વરની !

ભણ્યો ગણ્યો ને નિરદે
જોતાં કાળજ હિમાજળ જ્યમ ઠરે

શ્યામળો વર વ્હેમી નવ જોય (ર
તેજલ રૂપે મઢયો હોય (ર
દુબળો કદરૂપો ક્રોધી ના ગમે રે,

માડી વર જો માવડીયો હોય (ર)
એ શું પૂરે મારા કોડ? (ર)
હૈયે આપ-કર્મી મોરલીયો રમે રે!

માડી ગોતો ગરીબ દિલ દરિઆવ. (ર)
તગે મુખ પ્રેમને પ્રભાવ. (ર)
વર તો સાચો આત્માને ઓળખે રે.

માવલડી એવા વરની ભુખ. (ર)
જોતાં હરે ઉરનાં દુખ. (ર)
મણિ-સમોવડીયો વર ગોતજો રે.





## કન્યાયે વરને લખેલ આમંત્રણ પત્ર



લગ્ન પહેલા કન્યા વરને પત્ર લખે એ પ્રથા પહેલા હતી એમ ઇતિહાસ કહે છે-વચલો સમય આ પ્રથા વડિલોએ ફગાવી દીધી હતી—પણ હમણાં એ પ્રથાના પગલા મંડાતા લાગે છે એ કલ્પના આ ગીતમા દોરવા પ્રયત્ન છે. આવા ભાવ વાળું હૃદય ૮ કે ૧૦ વર્ષની બાલિકામા ન ખીલ્યુ હોય. એથી બાળલગ્નો નજ સભવે: આટલુ સમજવા જેટલી વય વાળી કુમારીકાજ પરણવા યોગ્ય ગણાય, ને તેજ આવા પત્ર પરણનાર પતિને લખી શકે પત્રનો જવાબ પણ માગે છે એ એતું ઉચિત સ્વાતંત્ર્ય દર્શક છે.

o o o o

(તમે અજાણ્યા અમે જાણીએરે—ઢાળ)

વ્હેલા વ્હેલા પધારો વરણાગીયા રે!
મ્હારા નાથ! સલુણા સોહામણા રે!
જોઉં વાટય હું લગ્ને પ્રાણ રે!
  સુકુળવંત, વહેલેરા પધારજો રે!

લીધાં લગ્ન લાખેણાં ઓ નાથજી રે!
મ્હારા હૈયામાં હોંશ માતી નથી રે!
જાન જોડી ઓ જીવન આધાર રે! સુકુળવંત



માત તાત બંધુ બ્હેનો લાવજો રે !
સગાં વહાલાં સંબંધીને કહાવજો રે !
સરખા સોબતીઓની સાથ રે ! સુકુળવંત

જોયાં મુહુરત જોશીડે ટીપણે રે !
શુભ લગ્ન નિર્ધાર્યાં આંગણે રે !
આવો બેઠી ધરી તમ ધ્યાન રે ! સુકુળવંત

પત્ર પહોંચે ઉત્તર ઝટ આપજો રે !
ચઢી ચોરીએ હાથને ચાંપજો રે !
એંધાણ રે ! સુકુળવંત



## કન્યાને વરનો પ્રત્યુત્તર



કન્યાએ વરને આપેલ આમંત્રણનો જવાબ વર આપે છે. વર કેળવાયેલ-પુખ્ત ઉમ્મરનો-જણાય છે. પત્નીને કુલીન કુમારી કહી સંબોધે છે. વિકટ સંસાર પંથ વટાવવા જીવન રથ જોડયો છે-યૌવન અશ્વો એને ખેંચે છે અને એ રથનાં બે ચક્રો-તેઓ બન્ને-બને તે માટે હૈયે હૈયાં એક કરી અભેદ ભાવથી આત્મવિકાસ કરવા શુદ્ધ હૃદય અને રગરગમાં પ્રેમ પ્રકાશ ભરવાનું અને એવું મોંઘામુલું, જીવન રચના માટે પવિત્ર લગ્ન પ્રબંધ યોજાયાનું સૂચન કરે છે કે એવા લગ્ન માટે અમે જરૂર આવશું અને કુળદેવડીયાના મંગલાશિર્વાદ માંગી લે છે.



(ઝીણા ઝરમર વરસે મેહ—ઢાળ)

મળી પત્રિકા પ્રેમભરી આજ! કુલીન કુમારી રે!
શાણી! સાચું આમંત્રણ ખાસ! લગ્નનું ભારી રે!
કુળવંતી તમે કુશળ કુમારી, પ્રભુ આજ્ઞા શિર ધારીરે!
મુજ હૈયાની મોહનમાળા, લગનઘડી બહુ પ્યારી. કુલીન

જીવનરથ જગ પંથે જોડયો, યૌવન અશ્વ પલાણ્યું રે,
પ્રવાસ વિકટ ઉભય રથ ચક્રો, તું ને હું સુખખાણ. કુલીન



હૈયે હૈયાં એક કરીને, અભેદ આત્મ વિકાસ રે.
શુદ્ધ હૃદય ને પવિત્ર જીવન, રગરગ પ્રેમ પ્રકાશ! કુલીન

એવાં અનુકુલ જીવન રચવા, પવિત્ર લગ્ન પ્રબંધ રે!
એક પ્રાણ-તન અનંતતાના, સહચારે મતિમંત! કુલીન

અમે આવશું લગ્ન પ્રસંગે, જોડી જલદી જાનરે!
મંગળ કરશે કુળદેવડીયાં, મણિમય શ્રી ભગવાન. કુલીન





## લગ્નમાં આમંત્રણ

લગ્ન પ્રસંગ ઘેર આવ્યા છે. ગુજરાત, સૌરાષ્ટ્ર આગણે લગ્ન આવ્યાં એટલે તેનાં હૈયા લગ્નના મોંઘાં અવસરીયા માણવા થનગને છે. વ્હાલાં સગાંઓને તેડાવવા અગાઉથી કાગળો લખાય તેમના ઉતારાની તજવીજો થાય. જમવા જમાડવાની પેરવીઓ ચાલે. લાખેણાં લગ્નમાં વ્હાલાંઓ દૂર દેશાવરમાં છે. તેમની ગેરહાજરીમાં લગ્નમંડપ સુના પડે માટે વહેલા આવવા આ હૈયાના ઉભરાતા વ્હાલનાં આમંત્રણ છે. તેમને સત્કારવા લગ્નમાં તેમનો સહકાર મેળવવાના અવનવા કોડ સેવતા વ્હાલાંઓને સહકુટુંબ પરિવાર મિત્રમંડળ સહિત પધારવા વિનવતા તેમને આવવાની સગવડો પણ લખી નાખે છે. લગ્ન પ્રસંગ વ્હાલાં સગાંઓ વિના ન શોભે એ ભાવનાની વિશાળતા સુજન જુની હોઇ હજી તેવીજ જવલંત છે પણ મોટે ભાગે તેની તિવ્રતા શહેરો કરતાં યે નાનાં ગામોમાં વધુ ચમકે છે.



(તમે અજાણ્યાં અમે જાણીયે રે...એ ઢાળ.)

અમે લાખેણાં લગ્ન નિરધારીયાં રે,
આપ દુરદેશાવરમાં રહ્યાં રે;

સુના સુના મંડપ અમ આજ રે,
સ્નેહી! લગ્ને વહેલેરા પધારજો રે.



અમે ઉતારા મોટે ઉતારશું રે,
વળી સાધન સર્વ વસાવશું રે;
તમ આવ્યે રહેશે અમ લાજ રે—સ્નેહી.

તમે મોંઘા મ્હેમાનો અંતરતણા રે,
મારા મનમાં મનોરથ છે ઘણા રે;
વહેલા આવોએ અંતર અવાજ રે—સ્નેહી.

ઉન્હી ઉન્હી રસોઈઓ જમાડશું રે,
હૈયા હાર ગણીને હુલાવશું રે;
મોંઘા મૂલા દેશું મુખવાસ રે—સ્નેહી.

સ્નેહી-પત્નિ બાળકોને લાવજો રે,
ભાઈ ભાંડુ ને તુર્ત બોલાવજો રે;
સ્નેહી મંડળ વિસારો ન ખાસ રે—સ્નેહી.

તમ સ્વાગતે સ્વાર્પણ આપશું રે,
મળી સ્નેહ વધારી મગન થશું રે;
આવો મણિમય લગ્ને રાજ રે—સ્નેહી.




# ગણેશ સ્થાપન



કોઈપણ મંગલ પ્રસંગ નિર્વિઘ્ને પૂર્ણ થવાની ભાવના કોને ન હોય ? તેમાં પણ લગ્ન જેવો અણમૂલો કવચિત્ત આંગણે આવતો મહામંગલ પ્રસંગ-તેમાં કોઈ દુભાય નહિં-વેવાઈઓમાં સ્નેહભાવ કાયમ રહી, આનંદ અને શાંતિપૂર્વક લગ્ન ક્રિયા ઉકલી જાય-કોઈ માંદુ ન પડે-કોઈની આંખનો ખૂણો લાલ ન થાય-વ્યહવાર ક્રિયાઓ, આપવા લેવાનું દાપા-દાયજા-શિરપાવ શીખ સૌ આનંદપૂર્વક ઉકલે એ માટેની તિવ્ર ભાવનાવાળા આંગણે લગ્ન માંડનાર-શ્રી ગણેશ સ્થાપન પ્રથમ પગલેજ કરી-તેની કૃપાથી પોતાને સલામત માને છે. અને શ્રી ગણેશને પોતાના અવસરીયે પધારવા વિઘ્નો નિવારવા અને લગ્નમાં મંગળ કરવા ભક્તિપૂર્વક વિનવે છે. કહેવાય છે કે ભગવાન શ્રી કૃષ્ણ જેવાના લગ્ન પ્રસંગે પણ મંગલમૂર્તિ શ્રી ગણેશને પધરાવવા પડેલા.

o o o o

*( એક જવાલા જલે તુજ નેનનમાં...એ ઢાળ. )*

શુભ મંગળ લગ્નને અવસરીયે,

સખિ ! આજ ગણેશ નમું હું નમું.

કરી સ્થાપન અંતર આંગણિયે. સખિ !

ટળે વિઘ્ન વિનાયકના વરથી-સુખશાંતિને આનંદની અવધિ.

શુભ લગ્ન સમ અન્ય પ્રસંગ નથી. સખિ !



ઘર આંગણ કુમ કુમ પૂર્યાં—સગાં સ્વજનથી આગણીયાં છે ભર્યાં,
રોપ્યા મંડપ શેરી સોંસરવા. સખિ!

સખિ! ધવલમંગલ ગાતી ગોરડીયો, પરભાતીયાં ટહુકે સુંદરીઓ,
પહેરી પટકુળ ને ચીર ચુંદડીઓ. સખિ!

મારે આંગણુ આવ્યા અવસરીયાં—હરો વિઘ્ન ગણેશ મહેશ બધાં,
મણિ મંગલ લગ્ન કરો સુખદા. સખિ!



## વડી પાપડ



લગ્ન પ્રસંગે પ્રારંભમાં કેટલોક વિધી કરાય છે. તેમાં લગ્ન અગાઉ કેટલાય દિવસો પૂર્વેજ લગ્ન માણવાના અમોલા કોડ સેવતી કન્યા યા વરની માતા બ્હેનો વિગેરે ફાલીફુલી સમાતી નથી. વડી પાપડ વાસ્તવીક રીતે ગમે ત્યારે કરી શકાય છે પણ આ તો લગ્ન નિમિત્તે ખાસ લગ્નોના જમણો માટેનાં વડી પાપડ. ને વડીઓ મુકવામાં ન્યાત ગામ શેરીની સ્ત્રીઓને ખાસ આમંત્રણે બોલાવી મંગલ ગીતો ગાતાં ગાતાં–આવતા લગ્નની મીઠી ડેકડીઓ કરતાં કરતાં વડીઓ મુકાય છે. એમાં પણ ખાટલામાં સારી સ્વચ્છ ચાદર પાથરી તેની વચ્ચે કંકુનો સ્વસ્તિક કરી તે પર સોપારી–ચોખા મુકી તેની આસપાસ ગીતો ગાતાં ગાતાં બૈરાં વડીઓ મુકે તેજ ભાવનાઓ ભરી કુલકામીનીઓ પાપડ વણવા ટોળે મળે. ને ગાતાં ગાતાં–મીઠી મજાકો ઉડાવતાં–હસતાં વદને પાપડ વણે. ને એ ગીત ગવાતાં સાંભળી આંગણીયે લગ્ન માંડનારાના ઘરનો સ્ત્રી પુરૂષ સમુદાય હર્ષથી રાચી ઉઠે. પાપડ વણાઇ રહ્યા બાદ દરેક પાપડ વણનાર સ્ત્રી ને થોડાંક "ગુલ્લાં" પાપડ વણવાની વસ્તુ ઘેર લઇ જવા ભેટ યા લ્હાણી તરીકે અપાય છે. આ ગીતમાં મગ, અડદ, ચોખા, ઘઉં જેવી નીર્જીવ ચીજોને પણ ન્હોંતરવાની ભાવનાઓ–લગ્ન માણવાની ભાવનામાંથી જન્મી લાગે છે. પણ તે મીઠી લાગે છે.





જીરે! આજ મેં તો ચોળા ચોંપે નોતર્યાં રે,
ચોળા ચતુરા હાથે વડીયો મેલવા જોગ;
મારે આંગણુ સ્વજન ટોળે મળ્યાં.

જીરે! આજ મેંતો અડદ હોંશે નોતર્યાં રે,
અડદ મોંઘા મારા પાપડ વણુવા જોગ;
પાપડ વણુવા સ્વજન સૌ આવીયાં.

જીરે! આજ મેંતો સક્ષઇ મગલા નોતર્યાં રે,
મગલા તમો હુમારે પીઠી ચોળવા જોગ;
પીઠી ચોળણુ સૌ ટોળે મળ્યાં રે.

જીરે! આજ મેંતો ગરવા ઘઉંલા નોતર્યાં રે!
ઘઉંલા તમે છો મ્હારા પકવાન કરવા જોગ;
પકવાન ખાશે સ્વજન ટોળે મળી રે.

જીરે! આજ મારે કઇ બા બ્હેની નોતર્યાં રે,
બ્હેની તમે છો મ્હારે સ્વજન મેળાવા જોગ;
લગ્ને આનંદ મંગળ વાધીયો રે.

જીરે! આજ મેંતો કયા ભાઇ લગ્ન નોતર્યાં રે,
ભાઇ તમે છો મારે લગ્ન મહાલણુ જોગ;
મણીમય લગ્ન અમુલખ આંગણે રે.




## લગ્નમાં મંગળ ગીત



હરેક શુભ પ્રસંગ કાર્યમા ઇષ્ટદેવ-કુલદેવ-ને વંદન કરીનેજ તે કાર્ય આરંભાય એ પ્રાચીન પ્રથાઃ લગ્ન-પ્રસંગ નિર્વિઘ્ને સફળ કરવા પ્રભૂ, ગુરૂદેવ, શારદા માત-સ્વદેશ અને કુળદેવતાને ભક્તિ ભાવપૂર્વક સ્મરી મંગળ આશિષ ઉચ્ચરાય છે.

❁ ❁ ❁ ❁

(ભમરાના વધાવવાનો-ઢાળ.)

સજની! પ્રથમ નમું શ્રી પ્રભુ પ્રેમથી.
જેનાં સ્મરણોથી વિઘ્નો જાય.
મેંતો લગ્ન અમુલખ નીરધારીયાં
સજની બીજે નમું શ્રી ગુરૂદેવને.
સઉ મંગળના કરનાર.... .... ....મ્હેં તો.
સજની ત્રીજે નમું શ્રી શારદ માતને.
બળ બુદ્ધિ અંતર ભરનાર .... ....મ્હેં તો.
સજની ચોથે નમું હું મ્હારા દેશને.
મ્હારી જન્મભુમિ સુખકાર .... ....મ્હેં તો.
સજની પાંચે પરમેષ્ટી કુળદેવતા.
જેથી લગ્નમાં હોય જયકાર .... ....મ્હેં તો.
સજની મંગળ લગ્ન સુખદાયજો.
આશિષ મણિમય એ ઉચરાય..... મ્હેં તો.



## લગ્ન ગીત



આંગણે લગ્ન આવ્યાં છે. વ્હાલી સખિઓને વીવાતાં ઘેર ગીત ગાવા બોલાવાય છે. લગ્નગીત ઘેલી રસીકાઓનાં નયનોમાં ઘેલા બનાવનાર ઘેન ઉભરાય છે. કારણ લગ્ન એ તો અમૃતના અવસર, એમા તો રસના સાગર ઉભરાય, લોચનીયાં લ્હેરાય: લગ્ન એ તો અંતરના બંધન બાંધનાર અને અનંતતાની ઉજ્વળ દોરીથી અંગો અંગ એક કરી દેનાર મહા મોંઘા મૂલી વસ્તુ છે. લગ્નથી વર કન્યા હૃદયના સુંદર સદ્દચાર સાધી ભવાટવી તરવા જીવન રથ જોડે છે. ઉત્તમ માનવ અવતાર તો શિલ ને કુલવટથીજ શોભે. અને ખરેજ પતિ પત્નિના સાચા પ્રેમામૃતથી ત્રિવિધ તાપ તપ્ત સંસાર પણ સ્વર્ગ સમોવડિયો બની રહે. આવાં અનુપમ લગ્ન પ્રસંગનાં ગીત ગાવાનું સૌ લગ્નગીત ઘેલી ગોરિઓને આમંત્રણ છે.



(ઝીણા ઝરમર વરસે મેહ—ઢાળ.)

આવો આવોને શાણી બ્હેન, ગીતડાં ગાવાને,
ભર્યાં નયનોનાં લગ્નનાં ઘેન, ઘેલાં થાવાને.

અમૃતના અવસરતો લગ્નો, રસસાગર ઉભરાયરે,
નવલાં ચેતન રગરગ પ્રકટે, લોચનીયાં લ્હેરાય–ગીતડાં.





અંતરનાં બંધન બંધાવા, અનૂપમ લગ્ન પ્રસંગરે,
અનંતતાની ઉજ્વળ દોરી, બાંધે અંગો અંગ-ગીતડાં.

સુંદર શા સહચાર હૃદયના, સાધે વર કન્યાયરે,
ભવ સાગર તરવા જીવન રથ, જોડે બેઉ સદાય-ગીતડાં.

કનકરત્ન જડિયો માનવભવ, શિલકુલ વટ સોહાયરે,
પતિ પત્નિના પ્રેમામૃતથી, વિશ્વ સ્વર્ગ થઈ જાય-ગીતડાં.

ધર્મ નીતિ ને સ્વદેશ પ્રીતિ, પતિ ભક્તિ સંગાથરે,
પાળે કુળ વધુને કુળ દીપક, સ્મરી ત્રિભૂવન નાથ-ગીતડાં.

શાંતિ પ્રકટે દિલ દિલ દૈવી, ઉજ્વળ પ્રેમળ જ્યોતિરે,
જીવનને અજવાળે મોંઘાં, પવિત્રતાનાં મોતી-ગીતડાં.

શશી કિરણ શી શાંતિ ઉછળતી, મંગળ અવસર માંહ્ય રે,
મણિમય મંગળ ધર્મતરૂની, સદાય શિર હો છાંય-ગીતડાં.



## મંગળ અવસર



લગ્ન સમાન બીજો મંગળ અવસર કયો હોઇ શકે? એ પ્રસંગ ઉપર સૌને આમંત્રણ અપાય છે. સગાવ્હાલાં કદી રીસાયાં હોય તો મનાવીને પણ બોલાવાય છે. કંકુ છાંટીને કુંમકુમ પત્રિકાઓ લખાય છે. વળી કયાંક કયાંક સગેવહાલે સંદેશા પણ મોકલાય. લગ્નના ઘરનાં આંગણીયાં ધોવરાવી કંકુ ને ચોખા વડે ચોક પુરાવાય. સાથીયા પડાવાય. મંડપ રચવાની તૈયારીઓ થાય. પાણી છંટાવાય. ગાલીચા બિછાવાય. ચંદરવા બંધાવાય. તરીયા તોરણ લટકાવાય. ઘર આંગણે વાજાં વાગે અને આ પ્રસંગમાં સ્વદેશી વસ્ત્રો વપરાય એવા લગ્નનો લ્હાવો લેવો એ પણ સદ્‌ભાગ્યજ ગણાયને?



( માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરો...ઢાળ. )

અવસર આજે ઉજળો ઘેર આવ્યો.
હૈયે હોંશ ધરીને વધાવ્યો! અવસર.

સખિ સહિયર સૌને બોલાવો,
સગાં વ્હાલાં ટોળે મળી આવો;
હોય રીસાયાં સૌને મનાવો. અવસર.

કંકુ છાંટી કાગળીઆં લખાવો,
સગે વ્હાલે સંદેશડા કહાવો;
લેવા મોંઘેરા લગ્નનો લ્હાવો. અવસર.




આજે આંગણીયાં ધોવરાવો,
કંકુ અક્ષતે ચોક પૂરાવો;
રૂડા સ્વસ્તીક કુમકુમ કરાવો. અવસર.

મોંઘા મંડપ વહેલા રચાવો,
જળધારા શિતળ છંટાવો;
સાજણુ કાજ ગાલીચા બિછાવો. અવસર.

ચોંપે ચંદરવાયે બંધાવો,
તરીયાં તોરણ તો લટકાવો;
મહોત્સવ મંદિરીયે કરાવો. અવસર.

વાજાં હોંશ ધરી વગડાવો,
રૂડાં વસ્ત્ર સ્વદેશી સોહાવો;
મોંઘા મણિમય લગ્નનો લ્હાવો. અવસર.



# પ્રભાતીયું



લગ્નનાં દિવસોમાં, લગ્નના દિવસ સુધી રોજ વિવાતા-લગ્નાતા-ઘેર આગણે સવારમાં પ્રભાતીયાં ગવાય છે. મંગળ દિવસોનું પ્રાથમિક કાર્ય મંડાણુ મંગળ પ્રભાતીયાંથી કરાય છે ત્યારે બહુજ સુંદર ભાવભીનું વાતાવરણુ જામે છે. પ્રાતઃકાળનો સુંદર મીઠો સમય હોય-આંગણે ગોરિઓ સુંદર વસ્ત્રાભૂષણમાં સજ થઇ મધુર કંઠે પ્રભાતીમાં ગાય ત્યારે જાણે આંગણે ટકોરખાનું વાગતું લાગે છે. અને લગ્ન જેવો પ્રસંગ છે એવી પ્રતિત થાય છે. ઘણીવાર આ પ્રભાતીયાં-નામ માત્ર રહી બપોરના પણ પ્રભાતીયાં ગવાય છે ત્યારે લ્હાણીનું કરજ ચુકવવાજ જાણે પ્રભાતીયાં ગવાતાં લાગે છે,

સુરજ ઉગ્યો રે-વાયાં વાયાં પ્રભાત કે,
વીવાતાં ઘર મ્હારાં રે !

અને પ્રભાતમાં—

લઇએ પ્રભુજીનાં નામ કે—

એ બહુ રઢિયાળું લાગે છે. વીવાતા ઘરની મોવડી સ્ત્રી, નીજ કંથને, લગ્નાતું ઘર-હવે લગ્ન આવ્યાં, વહેલાં ઉઠો. દાતણુ કરો. કઢીયલ દુધ પીઓ (ચહા નહીં) પાન ખાઓ ને લગ્નકાર્યમાં લાગી જાઓ એ સૂચન કરે છે. ને એમ ગાઇ પતિને ઉઠાડે છે. કારણુ-આપણે ઘેર લગ્ન આવ્યાં છે.





સુરજ ઉગ્યોરે—વાયાં વાયાં પ્રભાત કે,
વીવાતાં ઘર મ્હારાંરે.

સાસુ જાયારે—ઉઠો થઇએ રળિઆત કે,—વીવાતાં.

દાતણુ કરીએરે—મ્હારા જીવન વિશ્રામ કે,—વીવાતાં.

મુખડાં ધોજોરે—પ્રેમામૃત જળ ધાર રે,—વીવાતાં.

પીજો પીજોરે—કઢીયલ દુધ સવાર રે,—વીવાતાં.

લેજો લેજોરે—શીરામણુ પ્રાણાધાર રે,—વીવાતાં.

ઉપર ખાજો રે–પ્રીતિભર રસ પાન રે,—વીવાતાં.

લીધાં લીધાંરે—ઘડિયાં લગ્ન અમ ધામ કે,—વીવાતાં.

સુતાં ઉઠોરે—મણિમય–મ્હારા શ્યામ કે,—વીવાતાં.





# પ્રભાતીયાં

ઘેર લગ્ન છે. થાક્યોપાક્યો પતિ પ્રભાતના શિતળ પવનની લ્હેરમાં નિદ્રા લ્યે છે. અધીરી પત્નિ તેને કેમ સુવા દે? દીકરીના બાપને? વળી લગ્ન જેવા મહત્વના પ્રસંગે? તે અવિરત પ્રેમથી ઉભરાતા હૈયે પ્રભાતીયું ગાઇ પતિને ઉઠવા વિનવે છે. કોઇ ભાગ્યશાળીનેજ સંગીતને સાદે ઉંઘતા પતિને ઉઠાડનાર સ્ત્રીરત્ન સાંપડે ને? સ્વામિન્! સૂરજદેવ તો સવા લાખ કળાયે ઉગ્યા ને વ્હાણું વાઇ ચુક્યું! હે સગી સાસુના જાયા! ઉઠો! ઉઠો! સૌ જાગ્યા છે! આ હૈયાના ઓવારે દાતણ કરો. મોઢું લુછો ને પ્રભુનાં નામ લ્યો! અને પછી કાળજું બાળી નાંખનાર ચ્હા નહિં પણ કેશરી દુધ પીઓ ને પાન ખાઓ: અને મ્હારા પ્રેમભર્યાં નયનોની ધારે-સ્નાન કરો: હે મહા મોઘા મૂલા પીયુજી! જાગો જાગો!

સુતા જાગો રે + વહુ કેરા કંથ કે:
સુતા જાગો રે + બ્હેનીના વીરા કે:

o o o o

સુરજ ઉગ્યો રે સવા લાખ કળાએ,
કે વ્હાણેલાં ભલે વાયાં રે!

---

+ આ સ્થળે બીજાં ગાનારાઓ ત્યાં ગોઠતું નામ મુકી ગાય.



સુતા ઉઠો રે સગી સાસુના નંદ કે! વ્હાલુલાં!
તમે જાગો રે, જાગ્યા સઉ લોક કે! „
લેજો લેજો રે મણિ જડિયા જળ લોટા કે! „
દાતણ કરજો રે હૈયાને ઓવારે કે! „
મુખ ધોજો રે કેવડીયા જળ આરે કે! „
મુખ લ્હોજો રે મ્હારાં હીરચીર ચારે કે! „
નામ લેજો રે! યદુ નંદના પ્યારે કે! „
પીજો પીજો રે દુધ કેશરી ધારે કે! „
લેજો લેજો રે મુખવાસ તંબોળ કે! „
સુતા જાગો રે*—વહુ કેરા કંથ કે! „
સુતા જાગો રે*—બ્હેનીના વીરા કે! „
ન્હાવણ કરજો રે, નયનામૃત નીર કે! „
મણિ–મોંઘા રે! જાગો જાગો લગીર કે! „

---

*આ સ્થળે બીજાં ગાનારાઓ ત્યાં પોતાનું નામ મુકી ગાય.



# માંડવા મુહુરત



લગ્ન ક્રિયાઓમાં મંડપ મુહુરત એ અતિ અગત્યની ક્રિયા છે. વર યા કન્યાના આંગણે લગ્ન પહેલાં મંડપ મુહુરત થાયજ. પોતાના આગણે કેવો મંડપ રોપવો? જેમાં માણેક હીરાને હેમ જડયા હોય? મનહર કોરણીમાં હંસને મોરલીયાની જોડયો હોય! શ્રીમંત ન હોય છતાંયે પોતાના આંગણે સર્વોત્તમ મંડપ બાંધવાના કોડ સૌને હોય છેજ. આ મંડપ બાંધતાં પહેલાં તેની ખાસ વિશિષ્ઠ ક્રિયાઓ કરાય છે. કુળગોર આવે. આંગણે સ્વજનો ભેળા મળે, વાજાં વાગે. બે પાટલા નંખાય. ઘરનો મોવડી પત્નિ સાથે પાટે બેસે–અને નિર્વિંઘ્ને લગ્ન થાય તે માટે કુળ દેવનાઓને આવાહન કરી તેઉ–મંગળ મંત્રોચ્ચાર સાથે દેવોનું પૂજંન કરાય–ગોરિઓ હલકા પણ મીઠા સૂરે ગીત ગાય–ને એક વળીનો દાંડો લઇ તેની પૂજા કરી તેને નાગરવેલનું પાન મીંઢળ વીગેરે લાલ નાડાછડીથી બાંધી નાનકડો ખાડો ખોદી પતિ પત્નિ તથા પાંચ પરણેલા સ્વજનોના હાથે તે વળીને ખાડામાં દાટી તે પર માટી નાંખે. માંડવો નાંખવાની પ્રાથમીક ક્રિયાને માંડવા મુહુરત કહે છે. આ પ્રસંગે હાજર રહેલા સ્વજનોને સોપારી શ્રીફળ પતાસાં કે બદામની લ્હાણી અપાય છે. તેજ દિવસથી વીવાતાં ઘેર સ્વજનો લગ્નની પૂર્ણાહુતી સુધી જમે છે. અને દંપતીને મંગલાશિષ આપે છે.





(ભમરાના વધાવવાનો...ઢાળ.)

બ્હેની! મંડપ રોપ્યો મંગળ માળનો,

જેની શોભા છે અપરંપાર રે!

ગુણવંતી ગોરી! મંડપ ગીત રળિઆમણાં!

સજની! મંડપ ચૉકયો આજે ચૉકમાં!

જેમાં જડિયાં છે માણેક હીરા હેમ રે!....ગુણવંતી.

બ્હેની! મંડપમાં મનહર કોરણી.

કોર્યા હંસ ને મોરલીયાની જોડ રે!....રસવંતી.

સજની! આરે મંડપમાં બ્હેની પરણશે!

જેનાં કુળશીલ પુણ્ય ઝાકઝમાળ રે!....ગુણવંતી.

બ્હેની! દેવો એ દેતા વધામણાં!

કરજો રક્ષા મંગળ મંડપ માંહ્ય રે!....રસવંતી.

સજની! સદ્ગુરૂને વિસારીયે!

જેને હૈડે ઉભરાય નવલાં જ્ઞાન રે!....ગુણવંતી.

બ્હેની! મંડપ મુહુરત મોંઘા મૂલનાં!

આજે કરીયાં થઇને રળિયાત રે!....રસવંતી.

સજની! દંપતીનું મંગળ હજો.

દેજો આશિષ મણિમય આજ રે!....ગુણવંતી.





## માંડવા મુહુરત

લગ્ન ક્રિયાઓમાં મંડપ મુહુરત એ અતિ અગત્યની ક્રિયા છે. વર યા કન્યાના આગણે લગ્ન પહેલાં મંડપ મુહુરત થાયજ. પોતાના આગણે કેવો મંડપ રોપવો? જેમાં માણેક હીરાને હેમ જડયા હોય? મનહર કોરણીમાં હંસને મોરલીયાની જોડયો હોય! શ્રીમંત ન હોય છતાંયે પોતાના આંગણે સર્વોત્તમ મંડપ બાંધવાના કોડ સૌને હોય છેજ. આ મંડપ બાધતાં પહેલાં તેની ખાસ વિશિષ્ટ ક્રિયાઓ કરાય છે. કુળગોર આવે. આંગણે સ્વજનો ભેળા મળે, વાજાં વાગે. બે પાટલા નંખાય. ઘરનો મોવડી પત્નિ સાથે પાટે બેસે-અને નિર્વિધ્ને લગ્ન થાય તે માટે કુળ દેવતાઓને આવાહન કરી તેડે-મંગળ મંત્રોચ્ચાર સાથે દેવોનું પૂજન કરાય-ગોરિઓ હલકા પણ મીઠા સૂરે ગીત ગાય-ને એક વળીનો દાડો લઇ તેની પૂજા કરી તેને નાગર-વેલનું પાન મીઢળ વીગેરે લાલ નાડાછડીથી બાધી નાનકડો ખાડો ખોદી પતિ પત્નિ તથા પાંચ પરણેલા સ્વજનોના હાથે તે વળીને ખાડામાં દાટી તે પર માટી નાંખે. માંડવો નાખવાની પ્રાથમીક ક્રિયાને માડવા મુહુરત કહે છે. આ પ્રસગે હાજર રહેલા સ્વજનોને સોપારી શ્રીફળ પતાસાં કે બદામની લ્હાણી અપાય છે. તેજ દિવસથી વીવાતાં ઘેર સ્વજનો લગ્નની પૂર્ણાહુતી સુધી જમે છે. અને દંપતીને મંગલાશિષ આપે છે.



( ભમરાના વધાવવાનો...ઢાળ. )

બ્હેની! મંડપ રોપ્યો મંગળ માળનો,
જેની શોભા છે અપરંપાર રે!

ગુણવંતી ગોરી! મંડપ ગીત રળિઆમણાં!
સજની! મંડપ ચોંકયો આજે ચોંકમાં!
જેમાં જડિયાં છે માણેક હીરા હેમ રે!....ગુણવંતી.

બ્હેની! મંડપમાં મનહર કોરણી.
કોર્યા હંસ ને મોરલીયાની જોડ રે!....રસવંતી.

સજની! આરે મંડપમાં બ્હેની પરણશે!
જેનાં કુળશીલ પુણ્ય આકાશમાળ રે!....ગુણવંતી.

બ્હેની! દેવો એ દેતા વધામણાં!
કરજો રક્ષા મંગળ મંડપ માંહ્ય રે!....રસવંતી.

સજની! સદ્‌ગુરૂને વિસારીયે!
જેને હૈડે ઉભરાય નવલાં જ્ઞાન રે!....ગુણવંતી.

બ્હેની! મંડપ મુહુરત મોંઘા મૂલનાં!
આજે કરીયાં થઇને રળિયાત રે!....રસવંતી.

સજની! દંપતીનું મંગળ હજો.
દેજો આશિષ મણિમય આજ રે!....ગુણવંતી.



# મંડપ

હવે મંડપમુહૂરત થઇ ગયા–મંડપ બાંધ્યો. કેવો? શેરી વચ્ચે સોનાના થાંભલા, રૂપલા વાંસ, ને જરીયલ હીરસરનાં કપડાં, ચંદરવામાં નવલખ ચંદા, ફરતી ઝાલર સુધીની વેલડીઓ. નવગ્રહ જેમ આકાશમાં શોભે છે તેમ મંડપાકાશમાં ઝુમર-તકતા આયના શોભે છે. તેમાં દીપકો તારા જેમ ચમકે છે. બેસવા મશરૂની જાજમો, કીનખાબના ગાદી તકીયા બીછાવ્યા છે. હોશીલાની હોંશ મંડપ બાંધીનેજ શોભતી નથી. સાજન ગાદી તકીયે બેસશે. ગોરીઓ જાજમ પર બિરાજશે, મંડપમાં મેના પોપટ ને મયુરો પણ હાજર રહે છે ને કિલકિલાટ ને ટહુકા કરે છે. અને મંડપને જાણે દેવનો દરબાર બનાવ્યો છે. આમ લગ્ન માણવાની ભાવના મંડપ બાંધી મૂર્તિમંત કરે છે. લગ્ન એ પવિત્ર ક્રિયા હોય–સરખું–સાચું–પ્રેમાળ–દંપતી યુગલ સંધાતું હોય–તો આથીયે વધુ સુંદર મંડપ છાજે અને ત્યારે અત્યારના 'આવા ખર્ચો નકામા છે' એમ કહેનારને તેના વિચારો બદલવા પડે

o o o o

સજની! આજ મારે આંગણ મંડપ રોપીઆ રે,
લીધાં લીધાં લગ્નો આનંદ અપરંપાર.
મેં તો આંગણ મંડપ રોપીયા રે.
શેરી ચાંપી ચાંપ્યા સોનલ મંડપ થાંભલા રે,
રૂપલા વાંસે બાંધ્યા હીરચીર જરીયલ તાર–મેં તો.




મંડપ ચંદરવામાં નવલખ ચંદા ચોઢીયા રે,
ફરતી ઝાલર બુટ્ટી વેલડીઓ નહિ પાર-મેં તો.

ઝુમ્મર તક્તા ગોળા નવગૃહ જેવા દીપતા રે,
દીપે દિવડા આભલ તારલીયાનાં વૃંદ-મેં તો.

મેં તો બેસણીયે બિછાવી મશરૂ જાજમો રે,
ગાદી તકીયા મોંઘા કીનખાબે ઓપેલ-મેં તો.

સાજણા સરખા સાથે ગાદી તકીયે બેસશે રે,
ગોરી ગરવા વાને જાજમડીને ઠામ-મેં તો.

મેના પોપટ ટહુકે મોરલીયા કિલકારતા રે,
મંડપ મણિમય જાણે દેવતણો દરબાર-મેં તો.



# કન્યા મંડપ



લગ્ન આંગણે આવ્યા છે. કન્યાના પિતાએ મોંઘામૂલો મંડપ રચ્યો છે. કન્યા ઉપરના વાત્સલ્યથી ઉભરાતા પિતાના હૈયામાં કાંઇ કાંઇ હોંશ છે. કન્યાની માતા પોતાની સખીઓ સગાંઓને પોતાના આંગણે કેવો મંડપ રચ્યો તે દેખાડતાં–તેનું વર્ણન કરતાં, તેનુ હૈયું હસી ઉઠે છે ને તેની કારીગરીનુ રસભર વર્ણન કરે છે. એ મંડપમાં વેવાઇનું સાજન વિરાજશે, વચ્ચે રૂડી કનકની ચોરી રચાશે–અરે આ લગ્ન પ્રસંગે તો પોતાનાં દિલ પણ ડૂલ કર્યાં છે એ સૂચન છે.



માંડવડો સોને રૂપે ને રતને જડયો,
હાંરે! રતને જડયો ને હીરલે મઢયો;
હાંરે! ઝુલે ઝીણી ઝીણી મોતીડાંની લુંબ ....માંડવડો.

હાંરે! એ તો કીનખાબ ચંદરવે મઢયો,
હાંરે! સખિ મશરૂ મેંરાપે ઓપી રહ્યો;
હાંરે! ચારે કોરે જરીયલ મુકી ઝુલ.....માંડવડો.





હાંરે! વાંસ-થેલડીયા ચારે કોર રોપીયા,
હાંરે! મોતી ચંદનના હીર દોરે બાંધીયા;
હાંરે! બાંધ્યો ચતુરાઈ કરી અણુમૂલ.....માંડવડો.

હાંરે! એમાં ગાલીચા બીછાવ્યા મોંઘા મૂલના,
હાંરે! ગાદી તકીયા મખમલ જરી ઝુલતા;
હાંરે! હાંડી ઝુમ્મર ઝગે છે મોંઘા મૂલ ....માંડવડો.

હાંરે! રૂડુ સાજન આ માંડવે બિરાજશે,
હાંરે! કનક ચૌરીયે મધ્યમાં ગાજશે;
હાંરે! મણિ જડીયાં લગને દિલડૂલ.....માંડવડો.



( માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરો....ઢાળ )

સમય ગ્રહ શાંતિનો સખિ આજે!
પ્રભુ મે'ર કરો મને છાજે! ....સમય.

મારે આંગણ સૌ ગ્રહ આવો
શુભ શક્તિઓને વરસાવો.
કૃપા કરજો મળે મને લ્હાવો ....સમય

રવિ ચંદ્ર મંગ બુધ બળીઆ.
ગુરૂ શુક્ર શની કેતુ ભળીઆ.
સહુ નવગ્રહ મંડપે વળીઆ. ....સમય

અમે માનવ સ્વાગત શાં કરીએ!
સાચી, શાંતિની કામના કરીએ.
હરો વિઘ્ન ચરણ શિર ધરીએ. ....સમય.

ગ્રહદેવતા સૌ મળી આવો.
શાંતિ શાંતિ ખપે પ્રસરાવો.
મણિમય સખી ગ્રહને વધાવો. ....સમય



# કન્યાની પીઠી



વરકન્યાને પરણતાં પહેલાં પીઠી ચોળાય છે. અડદનો લોટ હળદર સુગંધી અત્તરો તેલ આદિનું મીશ્રણ એને પીઠી કહે છે. આ પીઠી ચોળવાથી લગ્ન પ્રસગે તેમનાં અંગ પ્રફુલ્લ-કાંતિવાન-સુવાસીત રહે છે. દેહકાંતિ જો શ્યામ હોય તો પણ પીઠીથી તે કાંતિવાન બને છે. પીઠીની ક્રિયા પણ ભગવાન શ્રી કૃષ્ણના વારાથી ચાલતી આવેલી મનાય છે. આવી પીઠીમાં ગાવામાંતો કેસર, કસ્તુરી કપુર બરાસ અગર તગર અંબર આદિ કીમતી વસાણાઓ પણ આવે છે. કન્યાના ભાઇ પીઠી લાવે એ પ્રથા છે. ને પીઠી વિઘ્ન વિદારક ચીજ મનાય છે. આ પીઠીમાં કેટલાંક ઔષધો-મૂળીઓ-વનસ્પતિ મેળવી પૂર્વે વપરાતી હશે એમ લાગે છે.

આ પીઠી, કન્યાને સાદું વસ્ત્ર પહેરાવી-ઘરના ચોક-વાડામાં-આંગણામાં લાકડાના બાજોઠ પર બેસારી-સ્વજનવર્ગનો સ્ત્રીવૃંદ હાથમાં થોડી થોડી લઇ ગાતાં ગાતાં ચોળે છે. ગાવામાં કન્યાને મીઠી મર્મોભરી વાણીમાં મજાક કરતી-તેના ભાવિના અમ્મર સુખડાંની શાદી આપતી ગીત લહરીઓ ઉછળતી હોય છે. તો વળી કયાંક વરપક્ષને વખોડની યા ઠપકા દેતી ભાષા પણ વપરાય છે વિશીષ્ઠતા એ છે કે આ પીઠી સૌભાગ્યવતીઓજ ચોળે છે, અને પછી કન્યાને સ્નાન કરાવવામાં આવે છે. આ સ્નાન ઘણા ભાગે પોતાના હજામની સ્ત્રીજ કરાવે ને પલાળેલ વસ્ત્ર લઇ જાય છે. દરેક કુટુંબને પહેલાં પોતાનો હજામ રહેતો તે હજામ વરને પીઠી ચોળે ને તેનું ધોતીયું





લઇ જાય. અને તેની સ્ત્રી કન્યાને પીઠી ચોળે ને તેનો સાડલો લઇ જાય. આજના વીસમીસદીના જમાનામાં આ ક્રિયાને મહત્વ નહી રહે-અતાં આ ક્રિયા ઉંડા ઉતરી તપાસતાં યોગ્ય ઉપયોગી અને રસીક જણાય છે.

લગ્નના દિવસે પીઠી ચોળ્યા પછી કન્યાને તાંબા યા પીત્તળની કથરોટમાં સ્નાન કરાવી તે પાણી વરને ત્યાં લઇ જઇ વરને તે પાણીથી પ્રથમ સ્નાન કરાવી પછી સારા પાણીથી નહવરાવે છે. આ આ ક્રિયાને નમણું કહે છે.

આ નમણાની ક્રિયાં સ્ત્રીના પતિપરના વર્ચસ્વની નિશાની કહેવામા હરકત નથી.

સાચી વિધીયુક્ત સર્વ વસાણાથી બનેલી પંચકલ્યાણી પીઠી

પીઠી સાત સોનૈયે સવા શેર રે,

ખરેજ એટલી મોંઘી કિંમતની હાયજ.

● ● ● ●

(રૂક્મણી મહિયરીએ જઇ આવ્યાં રે...ઢાળ.)

સજની મોરી! ઉજળા અવસર ઘેર આવ્યા રે,
સજની મોરી! લગ્ન મંડપ છે રચાવ્યા રે.
સજની મોરી! પીઠી કન્યાના વીરા લાવ્યા રે,
સજની મોરી! કેસર કસ્તુરી ઘોળાવ્યાં રે!
સજની મોરી! અત્તર અગરની સુહાવ્યાં રે!
સજની સાથે કપુર બરાસ ભેળાવ્યા રે.



સજની પીઠી વાસ દસે દિશ મ્હેકે રે!
સજની એને ચોળ્યે મ્હેની અંગ મ્હેકે રે!
સજની વાળે વાન ને તેજ વધારે રે!
સજની પીઠી કુડાં વિઘનને નિવારે રે!
સજની મળશે પીઠી તે પાદરા * શહેર રે!
સજની પીઠી સાત સૌનૈયે સવા શેર રે!
સજની પીઠી મુલ્તાની ને મંગાવી રે,
સજની પીઠી ખરચ્યાં છે દામ † ભાઈ રે.
સજની પીઠી ઔષધ અમર વેલ ઘોળી રે,
સજની અંગે ગોરીઓએ સંગે ચોળી રે.
સજની એ તો ભાગ્યશાળીને અંગે ચોળે રે,
સજની ચોળો સૌભાગ્યવતી મળી ટોળે રે!
સજની ગાતી મંગળ હાસ્ય કલ્લોલે રે,
સજની ચોળી મણિબંધ કરો અંગોળ રે.



* અહીંઆ ગમે તે શહેરનું નામ મૂકી શકાય છે.

† અહીંઆ ભાઈનું નામ મૂકી બાઇ શકાય.



## વરની પીઠી

વરને પીઠી ચોળવાની છે. રસીક, સુખી, પરણવાની હોંશથી મનમાં રાચતો કુમાર—એને તો આ મહા મોંઘેરો જીવનપ્રસંગ. એને તો પંચકલ્યાણી પીઠી ચોળવાની, તેની પીઠી તો દીલ્હી ને સુરતથી આવે છે. તેમાં તો અત્તર ગુલાબ કેશર કસ્તુરી ભારોભાર નાંખ્યાં છે ને ઘોળી છે. ને સુવર્ણ કચોળે ભરી એ પીઠીના પરિમલ અનેરાજ છે. આવી પીઠી ચોળતાં વરની માડીના હરખનો પાર નજ રહે। અહિં વરને પણ પીઠી તો સૌભાગ્યવતી પ્રમદાઓજ ચોળે છે અહિ પણ કન્યાની પીઠી પ્રસંગની જેમ ગીત ગવાય—મીઠી મશ્કરી મજાકો કરી લેવાય—વરને ભાવિ પત્નિના સબંધમાં પરોક્ષ રીતે કાંઇ કાંઇ કુતુહલો—સંકેતો સંભળાવાય. વડિલ વર્ગ ગેરહાજર હોય—કોડ ભર્યો—ભાવિ જીવન સહચારીણીના સુખ સૌભાગ્યના કીલ્લા રચતો—આવાં માર્મીક વિનોદી ગીતનાં શ્રવણથી મસ્ત બનતો પીઠી ચોળાવે છે ને એ ધન્ય પળને ઘોળી ઘોળીને પીયે છે. અને જો પસંદગીની યા તો ગમતી સ્ત્રી જોડે પરણવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હોય તો પીઠી ચોળતા પહેલાનું ને પાછીનું વરનું વજન કરાય તો વર જરૂર પીઠી ચોળાવતાં ને પીઠી માણતાં એક બે શેર તો વજનમાં વધેજ.

• • • •

( ભમરાના વધાવવાનો...ઢાળ. )

બહેની! ચાલો ચોંપેથી પીઠી ચોળવા,
પીઠી પંચકલ્યાણી મોંઘી દાટ;



રે! રંગીલી સજની, ચાલો ચાંપેથી પીઠી ચોળવા.

પીઠી આણી દીકરી સુરતથી દોહ્યલી,
માંહી નાંખ્યાં અત્તરને ગુલાબ રે! રસભીની સજની.

ચોળ્યાં કેસર કસ્તુરી ભલી ભાતથી,
ભરીયા હેમકટોરા શો મ્હેંકાટ રે! ગુણવંતી સજની.

પીઠી ચોળશું પ્રેમે વરરાયને!
એની માડીનો હરખ ન માય રે! રસઘેલી સજની.

લાડો પીળી પીઠીથી ઉજળો થશે.
લાડી હરખ ઇ હરખાઇ ઓછી થાય રે! કુળવંતી સજની.

કેયાં કેરાં કચોળે પીઠી પ્રેમની,
જાણો મણિમય મોંઘી જગ માંહ્ય રે! ઘેલુડી સજની.



## લગ્નના સાજ



લગ્ન ઘેલી માતા—પોતાના કુંવરને હવે લગ્ન લીધું છે, માટે આળસ ઉડાડવા અને લગ્ન પ્રસંગ માટે જોઈતા સાજ તૈયાર કરી દેવા સૂચવે છે. કઈ વસ્તુ ક્યાં ઉત્તમ મળે એજ જોવાય છે. સસ્તી ક્યાં મળે છે તે નહિ જ, અલબત લગ્ન જેવા પ્રસંગમાં બધુંજ ઉત્તમ જોઈએ. ને ઘડિયાં લગ્ન લીધાં—ચીજો દેશાવર મળે તે માટે તો પોતાના પેઢીના મુનીમને સાંઢણી સાથે મોકલવા અને અડતીયાઓને કાગળ લખવા જણાવે છે તે સૂચવે છે કે તત્સમયના વેપારીઓને વ્હેપાર દેશાવરમાં હતા અને તેમના આડતીયાઓ પણ ઠેર ઠેર હતા. અને વિલાયતની વસ્તુ હિન્દના બજારમા વેચાય તે લાવવું નહિ—પણ—

વસ્તુ નિપજે જ્યાં રૂડી પેર રે—

જોઈતી વસ્તુ જ્યાં નિપજે ત્યાંથીજ લાવવાની છે. આમાં ભારત વર્ષમાં કઈ ચીજ ક્યાં થતી ને થાય છે તેની ન્હાનકડી ડીરેક્ટરી આપવા પ્રયત્ન છે.

વસ્તુઓ ઉપરાંત રમૈયા, મંડપ બાંધનાર, ચીનારાઓ, ચોઘડીયાં પણ નથી ભુલાતાં. એ લગ્ન માણવાની રસીકતા ને મનોરથો સૂચવે છે. બતાવ્યા તે ઉપરાંત રહી જતા સાજ માટે પણ સૂચવે છે કે—

બાપુ જે જે જોઈએ તે લીજી યે રે,
વળી—ઘેર લગ્ન હૌસે જીવ કીજી યે રે.

પુરૂષ તે પુરૂષજ ને! જરા કંજુસ જીવ કરી લે—કોઈ ચીજ મંગાવવી ભૂલે યા અખાડા કરે—કે હલકી લાવે તે માટે ગૃહદેવી તેને



ત્રાંબા પીત્તળ બેડલીયાં શિહોરનાંરે, રૂડા રંગીન ધોરાજી ઢાલીયા રે,
તળાઇ કાજ કાનમના કપાસરે. કોડીલા૦

વળી પાટણ પટોળાં ન વિસરો રે, ઢાકા મલમલ તાકા સંઘરો રે,
એઝવાડાની ખાદી તો ખાસરે. કોડીલા૦

સુત્રફેણી ને ભજીયાં ખંભાતનાં રે, લાડુ મરકી તો અમદાવાદનાં રે,
ઘારી બરફી સુરત બહુ સ્વાદ રે. કોડીલા૦

તીખા ચેવડા શહેર વડોદરા રે, વળી જમરૂખ જાંબુ પાદરા રે,
શહેર મુંબઇ હલવાનું ઉસ્તાદરે. કોડીલા૦

કચ્છ બાંધણી બરછી કટારીઓ રે, ખડ્ગ બાંધશે વરણાગીયો રે,
સુડી કાતર કચ્છ પેદાશ રે. કોડીલા૦

લાવો સુરતી રસોઇઆ રાંધવા રે, ભારે કારીગર મંડપ બાંધવા રે,
હાંડી ઝુમ્મર અરિસા અપાર રે. કોડીલા૦

વળી પાન બનારસ મંગાવજો રે, ચોરવાડનાંયે ના વિસારશો રે,
ઘઉં માળવી હોય શ્રીકાર રે. કોડીલા૦

જયપુરના ચીતારા બોલાવજો રે, વાજાં સુરતનાંજ મંગાવજો રે,
ચોઘડીયાં પુનાના તૈયાર રે. કોડીલા૦

બીજું જે જે જોઇએ તે લીજીયે રે, ઘેર લગ્ન દોલો જીવ કીજીયે રે,
મણિમય થાય જયજયકાર રે. કોડીલા૦



ઘેર લગ્ન લીધાં તો જરા ઢોલો જીવ કરવા માર્મીક રીતે ફર્માવે છે. કારણ લગ્નમાં રાજ્ય ગૃહદેવીનુંજ વર્તવાનું હોય છે. આમાં ગૃહદેવી લગ્ન માટે કેટલી હોંશીલી હોય છે. કેટલી ચીવટવાળી હોય છે અને કઇ ચીજ કયાં થાય છે ને કઇ ચીજ જોઇએ તે જાણવા જેટલી ચતુર છે. આજના Divorceના હિમાયતીઓને વજ્રમંડિત-પવિત્ર-પ્રેરિત લગ્ન સબંધની આ ક્રિયાઓ તત્વાર્થ સહિત સમજાય-સાચાં લગ્નો જોવામાં આવે તો તેઓ પણ ઘડીક કાન પકડી લગ્નની મહત્તા ને સાર્થકતા સમજે.



(તમે અજાણ્યા—અમે જાણીએરે...ઢાળ.)

લીધાં ઘડિયાં લગન અમે ભાવથી રે,

મ્હારાં આંગણ વિવાતાં સુણો પતિ રે.

વસ્તુ લાવો વિવાહની ઘેરરે, કોડીલા—લગન આવ્યાં હવે ઢૂકડાં રે,
મેલો સાંઢણી સાથ મુનિમને રે, લખો આડતીયાને કાગળ હવે રે.
વસ્તુ નિપજે છે જ્યાં રૂડી પેર રે. કોડીલા૦

કંકુ શ્રીનગર ગોવા શ્રીફળ મળેરે, મુલતાનમાં—દ્રાખ અંજીર,
સિતાફળ પાદરા શહેર રે. કોડીલા૦

શેત્રંજી સુંવાળીતો આગરા રે, મળે સુજની વીરમગામ ચાકળા રે,
કચ્છી ઘોડા બળદ નાગોર રે. કોડીલા૦

વાસણ વીસનગર સોહામણાં રે, લેજો વિશ્રામ ત્યાં ન થશો ઝીણા રે,
પાન પેટી લાડકડીને કાજ રે. કોડીલા૦




તાંબા પીત્તળ બેડલીયાં શિહોરનાંરે, રૂડા રંગીન પૌરાજી ઢાલીયા રે,
તળાઇ કાજ કાનમના કપાસરે. કોડીલા૦

વળી પાટણ પટોળાં ન વિસરો રે, ઢાકા મલમલ તાકા સંઘરો રે,
બેઝવાડાની ખાદી તો ખાસરે. કોડીલા૦

સુત્રફેણી ને ભજીયાં ખંભાતનાં રે, લાડુ મરકી તો અમદાવાદનાં રે,
ઘારી બરફી સુરત બહુ સ્વાદ રે. કોડીલા૦

તીખા ચેવડા શહેર વડોદરા રે, વળી જમરૂખ જાંબુ પાદરા રે,
શહેર મુંબઇ હલવાનું ઉસ્તાદરે. કોડીલા૦

કચ્છ બાંધણી બરછી કટારીઓ રે, ખડ્ગ બાંધશે વરણાગીયો રે,
છુરી કાતર કચ્છ પેદાશ રે. કોડીલા૦

લાવો સુરતી રસોઇઆ રાંધવા રે, ભારે કારીગર મંડપ બાંધવા રે,
હાંડી ઝુમ્મર અરિસા અપાર રે. કોડીલા૦

વળી પાન બનારસ મંગાવજો રે, ચોરવાડનાંયે ના વિસારશો રે,
ઘઉં માળવી હોય શ્રીકાર રે. કોડીલા૦

જયપુરના ચીતારા બોલાવજો રે, વાજાં સુરતનાંજ મંગાવજો રે,
ચોઘડીયાં પુનાના તૈયાર રે. કોડીલા૦

બીજું જે જે જોઇએ તે લીજીયે રે, ઘેર લગ્ન ર્હાલો જીવ કીજીયે રે,
મણિમય થાય જયજયકાર રે. કોડીલા૦





## બેનનાં મોસાળાં

બેનનાં લગ્ન પ્રસગે તેના મામા (મોસાળપક્ષ) તરફથી વસ્ત્રાભૂષણ વિગેરે ભેટ આવે છે તે જાહેરમાં અપાય છે ને આ સૌ ચીજો એક મોટા વાસણ યા ટોપલામાં મુકી-વાજતે ગાજતે વરઘોડાના રૂપમાં ફેરવી તે કન્યાને અર્પાય છે. આ વસ્ત્રાભૂષણ ભરેલ ટોપલાને છાબ કહે છે. તે છાબ કન્યાની મામી યા મોસાળપક્ષની કોઇ સ્ત્રી માથે લઇ વરઘોડામાં ફેરવે છે. જેમ છાબમાં ભારે કીંમતી ચીજો તેમ મોસાળ વખણાય ને કન્યાની માતા ફાલીફુલી ન સમાય. આમ તમામ વસ્તુઓ-દાગીના કપડાં-કાજળ ડબી વેણી અત્તર મેંદી સોહાગ, કંકુ, સુડી, ચાક અને છેવટે બેનીના આ સૌ ચીજભાવ મુકવાના પટારા ને મારવાનું તાળું સુધાંત લાવવામાં આવ્યું છે. અને ટુંકમાં.

શાણી સોહાગણના શણગાર,<br>
વીર લાવ્યો છે અપરંપાર;<br>
આણું મોસાળું મન હરનાર.—બ્હેનડીયાં.

કન્યાની માતાનો ભાઇ (કન્યાનો મામો) આ મોસાળું લાવે છે. ને પોતાનું કર્તવ્ય બજાવી બ્હેનને સંતોષવાનાં અને વ્યવહારમાં યશ પ્રાપ્ત કરવાનો સંતોષ માણે છે.

o o o o

( માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરો....ઢાળ. )

બેનડીયાંને આવીયાં રે મોસાળાં,<br>
હેમ હીરા મોતી પરવાળાં.........બેનડીયાં.




રૂડાં બંગડી મોહન માળા,
ભરી છાબ વીરા મરમાળાં;
આભૂષણ મણિમય રઢિયાળાં.....બેનડીયાં.

અમુલખ અંબર ચણીયા ને ચોળી,
આણી ચુંદડી રંગ ઝબોળી,
જોતાં હરખી ઉરે વ્હેની ભોળી.....વ્હેનડીયાં.

દેશેદેશ ફરી વૉરી લાવ્યા,
કંઇક કારીગરોથી કરાવ્યાં,
તેણ ટીલડી કાજળ ન વિસાર્યાં....વ્હેનડીયાં.

લાવ્યા સોનેરી રૂપેરી સાળુ,
સાચી વેણી કનક ફુલ ભાળુ,
નથી ભુલ્યા પટારાનું તાળું.....વ્હેનડીયાં.

કંકુ કચ્છી સુડી મેંદી ચાક,
ઉંચાં અત્તર મેંદી સોહાગ;
રહેજો વ્હેની અખંડ સૌભાગ્ય ...વ્હેનડીયાં.

શાણી સોહાગણના શણગાર,
વીર લાવ્યોછ અપરંપાર;
મણિ મોસાળું મન હરનારું ....વ્હેનડીયાં.



# બેનનાં મોસાળાં



બ્હેનનો ભાઇ બજાર ગયો છે. બેનના લગ્નમાં–મોસાળામાં જોઇતી વસ્તુઓ લાવવાનો છે. હજી આવ્યો નથી. બ્હેન ચિંતા કરે છે–હજી વારો ન આવ્યો માડી જાયો ન આવ્યો. ભાભી, ભાઇ આવે તો મને તરત ખબર કરજો કે ઉચાટ મટે–ભાઇ આવે છે, મોસાળામાં આપવાની ચીજો લાવે છે, તે જુવે છે–પોતાના શ્વસુર પક્ષમાં સૌને આપવાની ચીજો જુવે છે, સાસુ સાસરા જેઠ દિયેર જેઠાણી દેરાણી નણંદ નણદોઇ સૌને સંભારે છે. અત્યારથીજ બ્હેન પોતાના સાસરીયાને સંતોષવા રીઝવવા મથે છે. કારણ હવે તો સાસરૂં તેનું ખરૂ ઘર થનાર છે પછી ઓછુ પડે તો પોતાને મહેણાં સાંભળવા પડે ને પિતાનુ ખોટું દેખાવ પણ બેનના જીવને સંતોષ થયો અને—

હવે હરખ્યાં રે બ્હેનની જોઇને સાજ કે—



( સુરજ ઉગ્યોરે કેવડીયાની ફણસે ...ઢાળ )

સુણ્યો સુણ્યોરે તાત ઘેર વધાવો કે,
સાહેબો રંગરસ ભર્યો રે.

બીજો ગાજ્યો રે—માત મેડી વધાવો કે,....સાહેબો.

ગુંજ્યો ગુંજ્યો રે—ત્રાજો વીરને આવાસ કે,....સાહેબો.





ચોથો ઘ્હેંકે રે—મ્હારી બ્હેનીને બા'ર કે,....સાહેબો.

ચોક પુર્યા રે—સાથીઆ ઘર બહાર કે,....સાહેબો.

બ્હેની ચઢીયા રે—મેડી વીરાને માટ કે,....સાહેબો.

ભાભી કહેજો રે—આવે મટશે ઉચાટ કે,....સાહેબો.

વીરા આવ્યા રે—લાવ્યા મોસાળા સાજ કે,....સાહેબો.

સસરા કાજે રે—લાવ્યા પેંઠણુ પાઘ કે,....સાહેબો.

સાસુ કાજે રે—ચીર મુલડાં છે લાખ કે,....સાહેબો.

જેઠ કાજે રે—શેલાં દિયરને સાલ કે,....સાહેબો.

સાડી જોડી રે—જેઠાણીજીને કાજ કે,....સાહેબો.

સાળુ મુલવ્યા રે—મોંઘા દેરાણીના જ કે,....સાહેબો.

નણુદી કાજેરે રે—ઘરચોળાં ને ઘાટ કે,....સાહેબો.

નણુદોઈ રે—પહેરે થેપાડા પાટ કે,....સાહેબો.

હવે હરખ્યાં રે—બ્હેની જોઇને સાજ કે,....સાહેબો.

મણિમૂલાં રે—કર્યા મોસાળા સાજ કે,—સાહેબો.



## ઉકરડી નોંતરવાનું ગીત



ઉકરડી નોંતરવાનું મહત્કાર્ય કયા લગ્ન પ્રસંગે નહીં થતું હોય? ગંદો—મેલો—ગોબર ભર્યો—ગામને છેડે આવેલો ઉકરડો (જે ખેતરમાં ખાતર તરીકે પાક પકવવામાં અમૃત જેવો છે) એને લગ્ન પ્રસંગે દેવીઓ જેવી ગોરિઓ લગ્નમાં હાજર થવા માન ભેર આમંત્રણ કેમ આપતી હશે તે અગમ્ય કોયડો ઉકેલવા થોડા મથ્યા લાગે છે. અને એનું રહસ્ય પણ તેટલુંજ ગૂઢ જણાય છે-કલ્પના કહે છે તેમ-લગ્ન પ્રસંગે સૂર્ય, ચંદ્ર, વરકન્યાનાં પિતા માતા, મોસાળીઆં નવે ગૃહો, સ્વજનો, કુળગોર અને પરમાત્માની હાજરી અને સાક્ષી જોઇએ છે તેમજ પાંચ તત્વોની પણ હાજરી જરૂરી છે. અને ઉકરડામાં છાંણ માટી આદિ તત્વો છે. માટીથી વેદિકા ચણી પૃથ્વિ તત્વ-તેમાં છાણાં ભરી અગ્નિ પેટાવી અગ્નિ તત્વ, જળની ધારા કરી જળ તત્વ, ખૂલ્લામાં ચોરી બાંધી વાયુ અને આકાશ તત્વોં નોંતરાય છે. અને આમાંનાં ઘણાં તત્વો ઉકરડામાં સમાય છે ઉપરાંત ઉકરડો એ ખાતરના રૂપમાં મનુષ્ય જીવન ટકાવનાર-દશમા પ્રાણ રૂપ અન્ન પેદા કરવામાં અમૃત રસાયણ સમો હોઇ-ભારતવર્ષ-ગુજરાત, સૌરાષ્ટ્ર ખેતી પ્રાધાન્ય દેશ હોવાથી ઉકરડાને યથાર્થ મહત્વ અપાયું લાગે છે.

પ્રારંભમાં ઉકરડી નોંતરાય છે તેમજ લગ્ન પૂર્ણ થયેથી પછી ઉકરડી વિદાય કરી વિસર્જન પણ કરવાની ક્રિયા કરવામાં આવે છે-આ ક્રિયા સ્રીઓજ કરે છે.







( મેઘાડંબર ગાજે...ઢાળ )

આવો ઉકરડીને ન્હોંતરો....મેઘાડંબર ગાજે,
જુવો ઉકરડો ગોબરભર્યો...............મે. ગા.
ઉકરડીના ન્હોતરે, બહુ ભેદ ભરેલા,
શા શા કારણ એને ન્હોતરો....કહો ડાહ્યાં ઠરેલાં!
ઉકરડી પૃથ્વિ તત્વ છે...............મે. ગા.
સંસાર સારનું સત્વ છે...............મે. ગા.
પૃથ્વિ તત્વમાં માટી છે...............મે. ગા
છાણ ને રજ ઇત્યાદિ છે...............મે. ગા.
માટીની ચોરી ને વેદિકા...............મે. ગા
છાણાં વડે ભરી પીઠીકા...............મે. ગા.
ધૃતને પુજાપો હોમવો...............મે. ગા.
અગ્નિ રૂડો પ્રકટાવવો...............મે. ગા.
જળધારા અન્ન હોમવાં...............મે. ગા.
પંચ તત્વ એમ પુજીયાં...............મે. ગા.
માટે ઉકરડીને ન્હોતર્યા...............મે. ગા.
આવા ગોરી ગાઓ ગીતડાં...............મે. ગા.
મણિમય ન્હોંતરીને વળ્યાં...............મે. ગા.



# અંતરીયાં ડગમગે રે



આ લોકગીત પ્રસિધ્ધ છે. અને ભાવ સ્પષ્ટ છે.

° ° ° °

( આયમણી ડગમગે રે...ઢાળ. )

હૈયાં સરવર હેત જળ ભર્યાં રે!
ઉંડેરી પ્રીત શેવાળ.
અંતરીયાં ડગમગે રે,
હું તમને પુછું કમળા વહુ રે.
કેમ રે ભગુભાઇ દુબળા રે,
રાતે વાંચે પ્રેમપોથીઓ રે.
દહાડે બજારોનાં કામ,
અંતરીયાં ડગમગે રે.
હું તમને પુછું ભાભી શામળાં રે,
કેમ રે બંધવ ઘેરી આંખ........અંતરીયાં.





હૈયે હિંચે માઝમ રાતડી રે!
    દહાડે ભણે પ્રેમશાસ્ત્ર,
    અંતરીયાં ડગમગે રે.

હું તમને પુછું રાજહંસલી રે,
    કેમ રે તુજ હંસલ હરખાય........અંતરીયાં.

લાલન રમે રાતે સોગઠાં રે,
    દિવસે ભણે રસશાસ્ત્ર;
    મણિમય થનગને રે.



# હંસલ



વરના આગણે લગ્ન મંડપ રચ્યો છે. વરનાં માતાપિતા મંડપ નીચે સ્વજનો સાથે લગ્નના ભાવિ મનોરથો ઘડતા વાર્તાલાપ કરે છે. ત્યાં પ્રેમના દેવદૂત સમો સફેદ રાજહંસ અને હંસી ઉડતાં ઉડતાં આવી ચઢે છે. એ આવ્યા ! એ ગયા ! પાછા મંડપમાં આવી ચઢે છે. વરના તાત તેમને જોઇ કહે છે કે આ તો રાજહંસ છે. દેવી સરસ્વતીના માનીતા છે. એમની આશિષથી તો સૌ દુખડાં ટળી જઇ પરણનાર દંપતીની અલાબલા ટળી જશે. વળી એ હંસ પોતાની પ્રિયા હંસી સાથેજ હંમેશ હોય છે. તેની આશિષથી આ દંપતી પણ અમર એકત્વ અનુભવો. જા ! જા ! હંસલ ! અમારા વેવાઇને ત્યાં જજે તને જોઇ તેઓ હરખાશે. ત્યાં જઇ કહેજે કે, હે ! વેવાઇ "શાને મુંઝાવ છો ? શું મ્હારાં વેવાણ બહુ ખાઉધરાં છે તેથી ?" આમ વિનોદમાં પાઠવેલ સંદેશનો કલ્પીત ઉત્તર વેવાઇ માની લ્યે છે કે "વેવાઇ થાકી જાય છે તેથી મુંઝાય છે પણ આપને ત્યા દિકરી દઇને તો હરખાય છે. આમ આ વિનોદપૂર્ણ વાર્તાલાપ કરતાં હંસલ-હંસીના રસ ભર્યા આશિર્વાદો માનસીક રીતે યાચી લ્યે છે.

° ° ° •

(ભમ્મરલું એ આવે એ જાયરે—ભમરલું ફોગટ ફેરા ખાયરે...ઢાળ.)

હંસલ એ આવે એ જાય રે,
હંસલ માંડવડે સોહાય રે.





હંસલ આશિષ દુઃખડાં જાય રે,
દંપતી અલાબલા દૂર થાય રે.

હંસલ-હંસી સાથ સદાય રે,
ફરતાં વેવાઇને ઘેર જાય રે.

હંસલ ધોળા દુધ જણાય રે,
વેવાઇ વેવાણ જોઈ હરખાય રે.

હંસલ વેવાઇ શે ઝંખવાય રે,
વેવાણ મણમણ લાડુ ખાય રે.

હંસલ આવીને કહી જાય રે,
વેવાઈ થાકી થાકી જાય રે.

હંસલ હોંશભર્યો હરખાય રે,
વેવાઈ દીકરી દઇ મલકાય રે

હંસલ-હંસી પ્રભૂનાં બાળ રે,
મણિમય આશિષ દે સુરસાળ રે.



## બગલાનું ગીત



**આ** ગીત જુનું દઢ અને રપક અર્થભાવ વાળું છે. અને લગ્ન પ્રસંગનુંજ પ્રચલીત ને જુનું ગીત છે.



બગલું એ આવે—એ જાય રે,
બગલું ફોગટ ફેરા ખાય રે.
બગલું અજ્ઞાણલા લઇ જાય રે,
પાછળ દુખડાં દોડયાં જાય રે.
એ મારાં વેરીડાં લઇ જાય રે,
એ મ્હારા હૈડામાં સુખ થાય રે.
એ મ્હારૂં જીવન ઝોલાં ખાય રે,
એ મ્હારા—ભાઇ હરખાય રે.
બગલું ધોળું દુધ જણાય રે!
એ મ્હારા વે'વાઇને ઘેર જાય રે.
એ મ્હારા વેવાઇ તો હરખાય રે,
વેવાણુ મણુમણુ લાડુ ખાય રે.
એ મ્હારા વેવાઇ થાકી જાય રે,
મણિમય દીકરી દઇ હરખાય રે—બગલું.

---

અહિં ગાનારને ગમે તે નામ મુકી શકાય છે.





# નમણું



પરણવા જવા વર ઘેડે ચઢે તે પહેલાં વરને સ્નાન કરાવવામાં આવે છે. કન્યા પીઠી ચોળાવી ન્હાય છે તે પાણી કથરોટ જેવા વાસણમાં ઝીલ્યું હોય છે. તે પાણી કન્યાને ત્યાંથી વરને ત્યાં આવે છે. તે પાણીથી વરને પ્રથમ ન્હવરાવે છે. અને પછી સારા પાણીથી ન્હવરાવે છે. આ તો કન્યા–સ્નાનજળ શીશ્રોતજળથી ન્હવરાવે છે. આવા જળસ્નાનને નમણું કહે છે. આ નમણું વરપક્ષનો ઓવર્ગ કરે છે. અને સ્નાન કર્યા પછી વરના અંગને લુછી પછી વસ્ત્રાભૂષણ સજી વર વરઘોડે ચઢે છે.

આમાં વરરાજાને ન્હવરાવવાના છે. બાજોઠ પર શ્રીમાન ઉભા છે ને ન્હાવાની રાહ જુવે છે. તે માટે નિર્મળીયાં જળ આવે છે તે માનસસરનાં (હૈયાનાં પ્રેમનાં) એ જળમાં ગુલાબજળ, કેસર, કસ્તુરી નાંખ્યાં છે. કુલકામીનીઓ મંગળ ગીત ગાતી હોય છે ને વરજી સ્નાન કરી મખમલીયા ટુવાલથી ડીલ લુછી કોડામણાં હીરચીર પહેરે છે અને આભૂષણ સજે છે. કેવડા, હીના, મોગરા આદિ અત્તર લગાવે છે. સરખે સરખા મિત્રો આવે છે ને વરને વરઘોડામાં લઇ જવા તૈયાર થાય છે. આમ નમણાની ક્રિયા પૂર્ણ થાય છે. આપણા લગ્ન કરનાર કુમારને માણી લેવા જેવો એક વિધિ છે.

○ ○ ○ ○

( માંડવડે કાંઇ મેલોને બાજોઠી...ઢાળ )

નિર્મળીયાં કાંઇ પાણીડાં મંગાવો....કે,

રાયવર ન્હાવણીયે ઉભા રહ્યા.



ન્હાવણીયે કાંઇ બાજોઠ મંડાવો....કે,
ઝીયાવર નાવણુ નાવણુ કરી રહ્યા.
પાણીડાં કાંઈ માનસસરનાં લાવો....કે,
રાજહંસ મરકલડે મન હરી રહ્યા.
નાવણુમાં જળ ગુલાબનાં ભેળાવો....કે;
કેસર કસ્તુરી સોહામણાં.
ગોરિઓ સૌ મંગળ ગીતડાં ગાવો....કે,
નમણે નવશા તો નીતરી રહ્યા.
મખમલીયાં ડીલ લુછણીયાં મંગાવો....કે,
હીરચીર પહેરણીયે કોડામણો.
આભૂષણુ કાંઇ અંગે તો સોહાવો....કે,
રાયવર નમણેથી ઉઠી ગયા.
અત્તરીયાં કાંઈ કેવડીયા ને હીના....કે,
મોગર અંગે તો મ્હેં'કી રહ્યા.
ભાઇબંધો સૌ સરખા સરખા આવો....કે,
વરને વરઘોડામાં લઇ જવા.



# વરઘોડાનું ગીત

હવે નવ શા-પા શા નહિ એક શા-નહિં પણ નવ શા-વરરાજા-વરઘોડે ચઢે છે. ગોરિઓ ગીત ગાય છે. ઢોલ, ચરણાઇ, ચોઘડીયાં ને વાજાં વાગે છે. સાજન ટોળે મળેલ છે. હવે વર પરણવા જાય છે. વરની માતાના જેટલો હરખ આજે બીજા કોને હોય ? નવમાસ ગર્ભમાં રાખેલ-ભણેલગણેલ-અનેક અભિલાષ ભર્યો-માતાપિતાની આંખનો તારો માતાના આજે કોડ પુરે છે. એ લાખેણી લાડી-ઓજીવનનભનો તારો-સાસુની કહ્યાગરી વહુ લાવવા જાય છે. આજે માડી ઓછી ઓછી થાય છે. બ્હેન તો બોલું બોલું થઇ રહી છે. માડી જાયો વીર આજે પરણે છે. પિતા ગંભીર બની પણ અંતરથી તેમનો હર્ષ ઉભરાય છે. મિત્રોને તો મીઠી મશ્કરી કરવા જેવોજ પ્રસંગ ! વરને ઘોડે બેસાડવાનું કાર્ય તેનાં મામાનુઃ એક મા એ મા ને બે મા (મા-મા) એ મામા-બે મા જેટલું વાત્સલ્ય ધરાવનાર મામા મોંઘાં થાય છે ને વરને ઘોડે ચઢાવી દે છે. આજે વરજીને કોટ ખમીસ ટોપી પાટલુન કે ટાઇ કોલર નથી આજે તો એને અંગે જરકશી જામો-માથે પાઘડી ખંભે શેલુ હીરદોરી ધોતીઉ પગમાં જરી ફુલવાળી મોજડી (ફેશનનાં બુટ નહિ) અને કપાળમાં પુત્રઘેલી માડીએ કરેલ તિલક. ને રુડિયાળા વરને કોઇ બલાની નજર ન લાગી જાય માટે ગાલે જરા-ન્હાનું શું કાજળ ટપકું અને ગળામા નાભિ પોહોંચતી મોગરા ગુલાબની પુષ્પમાળા શોભે છે.

મંડપ જવા વરઘોડો નીકળ્યો તે જોવા લાડકી કન્યા પોતાના પિતાના ઘરની ઉંચી અટારીએ ચઢે છે ને પોતાના થનાર પતિને



આવા ઠાઠમાં આવનો જોઇ થનગને છે. વરઘોડો આંગણે આવી પહોંચતાં હવે મંડપ વિધિ શરૂ થાય છે. પ્રથમ વરને મંડપ દ્વારના તોરણે ઉભા રાખી તેમનાં સાસુ પોંખવા આવે, તે પહેલાં કન્યા સખિઓ સાથે કોરી ચુદડી પહેરી મોઢામાં તાંબુલ ચાવતી આવે છે. વરના આડો સ્વચ્છ સફેદ કપડાનો પડદો રાખવામાં આવ્યો હોય છે તે પર કન્યા તાંબુલની પીચકારી મારે છે ને એ સંકેતથી જણાવે છે કે આ તાંબુલની પિચકારીના રસની જેમ આપણો પ્રેમ રંગ અચળ હો-હું તમારા પર આમ પ્રેમરંગ છાંટીશ અને આપણું દંપતી જીવન આવા અભિન્ન દાંપત્ય-પ્રેમ ભાવના રંગે રંગાએલ સદાકાળ રાખીશ.

(લાડી ઉભી છે અટારીયે-લાડો પરણવા જાય રે...ઢાળ.)

આનંદ મંગળ આંગણે, રૂડાં ગીત ગવાય રે,
વસ્ત્ર સજી વર શામળા, આજે પરણવા જાય રે. આનંદ.

માવડી મન મલકાય છે, હૈયે હરખ ન માય રે,
બ્હેની બોલું બોલુ થઇ રહી, વીરો પરણવા જાય રે. આનંદ.

તાત બન્યા રળિયાતને, બંધુ હર્ષે ભરાય રે,
મિત્રો કરે મીઠી મશ્કરી, વરજી પરણવા જાય રે. આનંદ

હય હણહણતો પલાણીયો, મોંઘો સાજ મંડાય રે,
વરજીને ઘોડે બેસાડતાં, મામા મોંઘા શું થાય રે! આનંદ.
ચરણે ધરી રૂડી મોજડી, જરી ફુલડાં સોહાય રે,
તિલક કરે માતા ઘેલુડી, પુત્ર પરણવા જાય રે. આનંદ.




સેલુ ખભે ભર જરકસી. ખીસ્સે ખ્હેંકે રૂમાલ રે,
મોગર ગુલાબનો હારલો, વરકંઠે ઝુલાય રે. આનંદ.

ઉઘલી વરઘોડે નીકળ્યા, વરજી મંડપે જાય રે,
લાડકડી ચઢી રે અટારીયે, ખાંતે નિરખે વરરાય રે. આનંદ.

ગોરી પહેરી કોરી ચુંદડી, તાંબુલ છાંટવા જાય રે,
મણિમય રામસીતા સમાં, વરકન્યા જણાય રે. આનંદ.





### વર પક્ષ.

આ શોક પલ્લવ-આશો પાલવનાં પાનને દોરીમાં સરખી હારમાં બાંધી બનાવેલ તોરણ ખાસ લગ્ન જેવા માંગલીક પ્રસંગે લગ્ન-ગૃહ-દ્વાર પર લટકાવવું એ મંગલ ચિન્હ છે. મંડપના મુખ્ય દ્વારે આવુંજ મોટું તોરણ લટકે છે. મંડપ હદની મર્યાદા બતાવતા સ્થળે વર હાથમા શ્રીફળ સહીત બાજોઠ પર ઉભા રહે છે. વરઘોડાના સાજનનો સ્ત્રી પુરૂષ સમુદાય મંડપમાં ગોઠવાય છે. તે પ્રસંગે બંન્ને સંસ્કારી પક્ષો હોય તો સારા-મીઠા-ગીતો ગાય છે, નહિં તો આ પ્રસંગે બન્ને પક્ષને ફટાણાં ગાઇ લેવાનો-સામા પક્ષને પેટ ભરીને ગાળો દઇ લેવાનો અવસર મનાય છે ને આવાં ફટાણાં ઘણીવાર વ્હાલાં સગાંઓમાં કાયમનાં વેર ઝેર પ્રકટાવી કેટલીકવાર દંપતી જીવનમાં-પણ કટુતા ઉત્પન્ન કરે છે. અહીં વરની માતા કન્યાની માતાને પ્રેમપુર્વક સન્માનપુર્વક અભિનન્દી કહે છે કે—

વેવાણ તમે અમે અંતર આજે વ્હેંચીયાં રે,
થઇશું આપણ સરખાં સૈયર કેરી જોડ.

હું વરની મા તેથી તમથી ઉંચી એ ભાવના ભુલી આજે બંને વેવાણો અંતર વહેંચી સરખાં સૈયર જોડ બની રહે છે. અને પોતાના સાજનમાં મોટા મોટા આવ્યા છે ને વેવાઇનો મંડપ શોભાવે છે તેમને માટે શાલદુશાલા તથા જાનડીયો માટે મોંઘામૂલી સાડીઓ માંગી વિનોદ કરી પોતાનો હક્ક સ્થાપે છે. જ્યારે વરના દાદા દાદી





આદરમાન તથા ગાલીચા બેસણુ માગી પોતાની નિસ્પૃહતા દર્શાવે અને વેવાણુને જરાયે જુદાઇ ન રાખવા સમજાવે છે. અને પર બેટા બેટી વરાવ્યા તેથી હૈયાં હળવા ફુલ થઇ ગયા-હવે હે ત્રુ તમારા તોરણુ આવેલા જમાઇને પ્રેમથી પોકવા ( to come-સ્વાગત્ કરવા) જાઓ, કારણુ આજ તો જમાઇ આવ્યેજ રા મંડપ તેજથી તગતગે છે. વળી વેવાણુ પાસે આવા લગ્ન પ્રસગમાં પક્ષ તરફથી વિનોદમાં-વ્યવહારમાં તેમને કાંઇ ખોટુ લાગે બોલાય તો ક્ષમા કરવા વિનતિ કરી પોતાની સમાનતા સૌજન્ય દાખવી રહે છે, અને કન્યાની માડીના અંતરના મલાપ પૂર્ણ થવા હૃદયાશિષ ઉચ્ચારે છે.

o o o o

( કન્યા કમળાગૌરિ....ઢાળ. )

વેવાણુ આવ્યાં અમે નવલો વર પરણુાવવા રે.
આવો આવો પ્રેમે દેવા આદરમાન—
મ્હારૂં મોંઘુ સાજન આવીયું રે.

વેવાણુ! તમે અમે અંતર આજે વહેંચીયાં રે,
થઇશું આપણુ સરખાં સૈયર કેરી જોડ. મ્હારૂં.

વેવાણુ! સાજન માંહે મોટા મોટા આવીયા રે,
મંડપ શોભે જેથી લગ્ને ઝાકઝમાળ. મ્હારૂં.



વેવાણુ! લાવો લાવો મોંઘામૂલી સાડીયો રે,
કાંઇ લાવો દેવા શાલ દુશાલા જોડ. મ્હારૂં.

વેવાણુ! વરના દાદા હોંશે આવીયા રે,
એતો માગે માંગે અતર આદરમાન. મ્હા:

વેવાણુ! વરની દાદી મોટાં માને આવીયાં રે,
તેને બેસણુ દેજો ગાલીચા અણુમૂલ. મ્હા:

વેવાણુ! અમે તમે જુદાઇ ન જાણુશો રે,
દીધાં બેટાબેટી હૈયાં હળવાં ફુલ. મ્હા:

વેવાણુ! આવો આવો પોંકો વરને પ્રેમથી રે,
એને આવ્યે તમારાં મંડપ છે ઉજમાળ. મ્હા:

વેવાણુ! બોલ્યું ચાલ્યું માફી અમે માંગીયે રે,
લગ્ને પૂરણુ હોજો મણિમય તમ અભિલાષ. મ્હારૂં.



## તોરણનું ગીત

( કન્યાપક્ષનું )

કન્યાની માતા વરની માતાને વિનોદ-કટાક્ષમાં કહે છે-કે હે વેવાણ કેમ મોડા આવ્યાં ? અંતરના બારણાં ખોલી હૈયાની સાચી વાત કહો. ( શું મારા વેવાઇ સાથે કાંઇ જામી છે કે શું ? ) મ્હારા ત્યાં લગ્ન જેવા અમૂલ્ય અવસર આવ્યો છે. તમે ભલે પધાર્યા તમને તમારા મોભા પ્રમાણે અને અમારા ગજા પ્રમાણે મોંઘા મૂલી સાડીઓ ને શાલદુશાલા જે તમે માંગ્યા તે જરૂર આપીશું. વળી તોરણ પ્રસંગે તમને અમારા હૈયાનાં વધુમા વધુ માન આપીએ છીએ. કારણ આજે આપણે અંતર બ્હુંચ્યાં છે. તમે અને તમારા સાજન માટે-તમારાં પુનિત પાવન પગલાં માટે ગાલીચા બિછાવ્યા છે. આવો-ભલે પધાર્યા ! તમે અમને ખરેખર ધન્ય-કૃતાર્થ કર્યાં છે. કારણ મે તો દીકરી આપી ને તમારો દીકરો મ્હારો કરી લીધો છે ને ? વળી પરાયુ ધન-સાપનો ભારો દીકરી—લઇને અમારા હૈયાનો ભાર ઓછો કર્યો છે. વળી તમારા સ્વાગતમાં -લગ્નની ધમાલને લીધે કંઇ ઉણપ હોય તો-તમે સાગર પેટાં-મોટા મન વાળાં ક્ષમા કરજો. અને અંતરમાં કુળદેવડીયાંને સ્મરશો કે જેથી આપણુ સૌના મંગલ કોડ-લગ્ન માણવાના કોડ પૂર્ણ કરે.

વેવાણ સાચું બોલો, અસુરાં કેમ આવીયાં રે,
શાણાં અંતર ખોલો ! સાચી કહોને વાત.
મ્હારે અમુલખ અવસર આવીયાં રે.



તમને દઈશું પ્રેમે મોંઘા મુલની સાડીયો રે,
ગુણિયલ કહો તો દેશું, શાલ દુશાલા જોડ-મ્હારે.

વેવાણ તોરણ દેશું, માન અમુલખ આપને રે,
વ્હેંચ્યાં અંતર આજે, પુરા ધરીને કોડ-મ્હારે.

કહો તો સાજન માટે ગાલીચા બીછાવીયે રે,
આજે પગલાં કીધાં, પુણ્ય પનોતાં આપ-મ્હારે.

વેવાણ આવો આવો ભલે તમે પધરીયાં રે,
કીધાં અમને આજે ખરેખરાં રળિયાત-મ્હારે.

વેવાણ દીકરી દઈને-દીકરો અમે પામીયાં રે,
આજે હળવાં હૈયાં કીધાં આવી આપ-મ્હારે.

વેવાણ સ્વાગતમાં જો ભૂલ્યાં માફી આપશો રે,
શોધ્યાં સાગર પેટાં આપ સમાં બડભાગ-મ્હારે.

વેવાણ કુળ દેવડીયાં અંતરમાંહિ ધારીયે રે,
પુરે આપણ સૌના મણિમય મંગળ કોડ-મ્હારે.





# પોંખણાનું ગીત



વર તોરણુ આવી ઉભા રહે તે પછી કન્યા તમોળ છાંટી ગયા બાદ કન્યા પક્ષની એક સૌભાગ્યવતી માથે મોડ ખંભે સુંદડી ને હાથમાં રામણુ દીવો લઇ વરને પોંખવા-આવે છે. આ ક્રિયામાં પોંખણું વરને માથે ફેરવી પછી અક્ષત-ચોખા ને પાણી વરના માથે ઉતારી ચારે દિશાએ તે નાખે છે, તે એવી ભાવનાથી કે ચારે દિશાનાં કોઇપણુ અમંગળ-અનિષ્ટ વરને ન નડો તે કુશળ રહો. ને લગ્ન નિર્વિઘ્ને સફળ થાઓ વળી પોંખનારી ગોરી કોણુ આવે છે? તે કેવી છે?

માથે મોતી મૉડ સાથે રે? અને

* * *

પુખણું સોવન થાળમાં રે!
રત્ન કંકાવટી હાથ રે!—સાહેલી.

આવી પોંખનારી સુવર્ણ થાળમાં પુખણું--રત્ન કકાવટી હાથમાં અક્ષત તથા પુખણુસાજ ધુંસળ મુશળ રવૈયો ત્રાક આદિ સાજ લઇ આવે છે. અને વરની અવાખના ઉતારી ત્રાક-ચાર સળીઓ ચારે દિશાએ ફેંકી દે છે. પછી વરને સ્વાગત દેવા તેને ભાલે કુંકુમ તિલક કરી ઉપર ચોખા ચોઢી વધાવે છે. આ વરના વરપણાનો ચોખ્ખો સ્વિકાર દર્શાવવાનો વિધિ પણ ગણાય-કારણુ કેટલાંક તકરારી લગ્નોમાં વરઘોડે ચઢી આવેલ વર તોરણુથીજ પાછા વળે છે કે



વળાવાય છે. આ પછી વર જમણો પગ ઉપાડે તેવાજ તે પગ નીચે સંપૂટ (બે માટીનાં કોડીયાંમા વચ્ચે ચોખા સોપારી વિગેરે મુકીને બે કોડીયાં લાલ નાડાછડીથી બાધી લીપેલ હોય છે તે) મુકતા તે પર વર પગ મુકી તેના ચુરેચુરા કરી નાંખે છે ને વિજેતા તરીકે આગળ વધે છે. ને માહ્યરા-લગ્નના અંતરગૃહમાં પ્રવેશે છે ને લગ્ન વિધિ આગળ ચાલે છે.

હવે આપણે પોંખણામા અક્ષત-કંકુ-ધુસળ મુસળ રવૈયો ત્રાક શા માટે તે વિચારીયેઃ

અક્ષત—અખંડ શ્વેત સ્ફટિક શા ચોખા દાંપત્યજીવન અખંડ પવિત્ર રહો એ સૂચન છેઃ કંકુ એ પણ અખંડ સૌભાગ્ય ને મંગળ સૂચક છેઃ ધુસળ-બળદના ખંભે મુકાતું ઝુંસરૂ બતાવી સંસાર રથનો ભાર વહન કરવા તત્પર રહેવાનું સૂચન. મુશળઃ સાંબેલુ-ધાન્ય ખાંડે તેમ સંસાર વ્યવહારના અટપટા પ્રસંગોમાં ખંડાવા છતાં દાંપત્ય જીવનમાં નિશ્ચલ રહેવા સૂચનઃ રવૈયો-વલોણું કરવાનો રવૈયો બતાવી સંસાર રૂપી ગોળીમાં જીવન-ગોરસમાંથી કર્તવ્યરૂપી માખણ કાઢવા દંપતીને વલોવાવવું પડશે. અને ત્રાકથી વિંધાવું પડશે એ સૂચવે છે-જો આ સૌ કસોટીઓમાં પાર ઉતરવા તૈયાર હો તો તમારી સંસારીક મુશ્કેલીઓ આ સંપૂટની માફક ચૂર્ણ થઇ જઇ તમે દાંપત્ય જીવનમાં સફળ થશો. જ્યારે એક વર્ગ એમ પણ માને છે કે-વર ચોરીમાં જઇ પરણી સંસારમાં જકડાય તે પહેલાં તે બ્રહ્મચારી કુમારને હજી આત્મકલ્યાણ સાધવું હોય તો નાસી છુટવા અવસર છે, નહિં તો આ ધુંસરી ખંભે મુકાશે. ખંડાશો. વલોવાઇ જશો ને વિંધાઇ જશો. ને આ સંકેત ન સમજે તો પોંખતાં સાસુ વરનું નાક ખેંચી તેને નકરો જાહેર કરી સૂચવે છે કે હજી ચોરીના ચાર રસ્તા





ખૂલ્લા છે. ન્હાસે. છતાં ન નાસે તો તેને ગળે વરમાળ નાંખી તેને નાથી દે છે એટલે તેને માટે બ્રહ્મચર્ય યાતો આત્મકલ્યાણનો માર્ગ બંધ થાય છે.



સરસ્વતી સ્વામીને વિનવું રે, ગણપતી લાગું પાય રે,

સાહેલી! રાયવર તોરણ આવીયા રે.

છાંટોને તંબોળ ભાવનાં રે, પુંખવાને ગોરિ કોણ જાય રે. સા•

નાકે વાળી હીરા હેમની, માથે મોતી મૉડ સાથ રે! સા•

નવલખ ચુંદડી શોભતી રે, ગળે હીરા મોતી હાર રે! સા•

પુખણું સોવન થાળમાં રે, રત્ન કંકાવટી હાથ રે! સા•

અક્ષત શ્વેત અખંડ છે રે, પુંખણુનાં લઇ સાજ રે! સા•

ધુસળ મુસળ રવૈયા થકી રે, ત્રાક તિરે પુખો રાય રે! સા•

ઇડા પિંગલા ઉતારીયે રે, નાંખી દિશાએ ચાર રે! સા•

કુમકુમ તિલક ચોખા ચોઢીયા રે, વધાવીયા વરરાય રે! સા•

સંપુટ પર ધરી પાયને રે, વર ચાલ્યા માંહ્યરા માંહ્ય રે! સા•

પુંખણુ પ્રેમ થકી થયું રે! મણિમય હર્ષ ન માય રે! સા•



## કન્યાની દામણી



લગ્ન મંડપમાં સૌ સાજન આવી ગયું છે. ચોરીમાં વર પણ આવી ગયા છે. આ પ્રસંગે લગ્ન માણવાના અમૂલા કોડ સેવતી કન્યા પીઠી ભર્યા શરીરને સ્નાનથી સ્વચ્છ કરી ડીલ લુછી વસ્ત્રાભૂષણ સજે છે. દિવસના પહેરેલ આભૂષણો ઉતારેલાં હતાં તે બધા પહેર્યા—માત્ર રહી દામણી! ભાલ પ્રદેશ પર પહેરવાની સવા લાખ દામની મોંઘા મૂલી દામણી તેને હાથ આવતી નથી. તે મુંઝાય છે—સખિઓ ઉતાવળી થય છે. લગ્ન સમય વહ્યો જાય છે. મંડપમાં સૌ આતુર નયને કન્યાના આગમનની રાહ જુવે છે. કન્યા દામણી શોધતા વ્યાકુળ બની ઉઠે છે. વળી મંડપમાંથી વાજીંત્રના અવાજો તેને ઉતાવળ કરવા સૂચવે છે. દામણી? પણ કન્યાના હૈયામાં તો માત્ર—

સખિ ક્યાંરે ખોવાણી મ્હારી દામણી?

એજ વિચારો ઘોળાયાં કરે છે. તે વિચારે છે, દામણી તો મારા શિરછત્ર જેવી, એક શિરછત્ર પતિદેવ બીજી શિર પર વિરાજતી દામણી! એને ધારણ કર્યા વિના લગ્ન મંડપમાં કેમ જાઉં? તે વિચારે છે। હે હૃદય! જો પ્રિયતમ આવી શોધે તો તરત જડે। પણ તે કેમ બને? તેઓ તો ચોરીમાં બેઠા છે તેને કોણ બોલાવે? કેમ આવે? આ વિચાર સ્ફુરતાંજ રેટિયે બેનવેનો દામણી નજરે પડે છે—હર્ષથી ઉભરાતા હૈયે તે દામણી માથે બાંધી લ્યે છે ને વિચારે છે। હાં પ્રભો જેના સ્મરણ માત્રથી દામણી જડી એ મ્હારા પતિને ધન્ય છે! પિયુ નામ સ્મરણની પવિત્રતા, મહત્તા, ભારતની રમણી કેટલાં સમજે છે તે સમજવા જેવું છે.

o o o o





( મારે આજની ઘડી તે રળિયામણી જો...ઢાળ )

સખિ! ક્યાંરે ખોવાણી મારી દામણી? જો
કોઇ લાવો જડયાની વધામણી જો ....સખિ.

પીઠી ચોલણુ અલંકાર કાઢીયા જો.
કર્યું નાવણુ ને વાળ મેતો હોળીઆ જો ....સખિ.

પહેરી સાડી આભૂષણુ ઓપતાં જો.
પણુ દામણી મળે ન ળધે ગોતતાં જો.....સખિ.

સવા લાખની દાદાએ દીધી દામણી જો.
એતો ખોવાણી શોધી ઘણી ઘણી જો.....સખિ.

એક શિરછત્ર નાથ છે મુગટમણિ જો.
બીજી શિરપર બિરાજે મ્હારે દામણી જો.....સખિ.

સાજન આવ્યું ને મંડપ છે ગાજીયો જો.
કંથ આવી ચોરીમાં બિરાજીયો જો.....સખિ.

સૌ સખિઓ તો થાતી ઉતાવળી જો.
મારી દામણીએ કીધી બેબાકળી જો.....સખિ.

પીયુ શોધે તો ઝટ જડી આવશે જો.
ચૉરી બેઠા ને કોણુ બોલાવશે જો.....સખિ.

હા! હા! રૈંદીયે ભરવેલ મળી દામણી જો.
મણિ-હીરે જડી પીયુ નામથી જો.....સખિ.





# ચૉરી



હવે વર ચૉરીમાં પ્રવેશે છે. તે સંપૂટ ચુર્ણ કરી આગળ પગલાં દેવા તત્પર છે. ચોરીમાં તે આવ્યો. ત્રણ વાંસ ત્રીકુણાકારે ઉભા કરી તેની વચ્ચે માટી યા ધાતુના વાસણો ( માટલી જેવાં ) ક્રમવાર ઉભાં ગોઠવે છે એવા ચારે બાજુ ઉભા કરેલા ત્રીકુણોને ચૉરી કહે છે તેની વચ્ચે ગોર વર કન્યા અને કન્યાદાન દેનાર કન્યાના પિતા માતા વા ભાઇ ભોજાઇ પાટલા પર બેસે છે અને વચ્ચે માટીની વેદિકા ચણી લઇ તેના ઉપર છાણાંનો અગ્નિ પ્રકટાવી તેમાં ઘી અન્ન વિગેરે હોમાય છે. આ ચોરીમાં લગ્ન-હસ્ત મેળાપ થાય છે. આ ચૉરી બાંધવા માટે કન્યાના કુંળા હૈયામાં કેવા ભાવો ઉભરાય છે. ને પોતાના તાત-વીરા માતા દાદા દાદી મામા આવિને જુદાં જુદાં શહેરો ને બંદરેથી મોંઘા મૂલાં મોતી-સાડીઓ ઘરચોળાં કકું અત્તર પટકુલ પટોળાં અને બનારસી સાડીઓ બસ્તા મંગાવે છે કારણ મોટાની દીકરી, ભાણેજ બ્હેની પરણે છે. આમાં કઇ વસ્તુ ક્યાં મળશે તે પણ સૂચવી લ્યે છે. આમ ચૉરીમાં લગ્ન વિધી શરૂ થાય છે.



બ્હેની કે' દાદા સુરત વ્હાણુ છીપાવો રાજ,

સુરતની આછી ઝરમર સાડીયો મંગાવો રાજ;

આજ રે મોટાંની કુંવરી ચૉરીમાં બેઠાં રાજ!





બ્હેની કે વીરા મુંબઇ ન્હાણુ છીપાવો રાજ,
મુંબઇનાં મોંઘામૂલાં મોતી મંગાવો રાજ;
આજ રે મોટાંની બ્હેની ચૉરીમાં બેઠાં રાજ.

બ્હેની કે માતા બોઘા ન્હાણુ છીપાવો રાજ,
બોઘાનાં મોંઘા ઘરચોળાં મંગાવો માત;
આજ રે મોટાંની બેટી ચૉરીમાં બેઠાં રાજ.

બ્હેની કે નવાનગરે વેલ્યો જોડાવો રાજ,
નવાનગરનાં કોરાં કંકુ મંગાવો રાજ;
આજ રે મોટાંની દીકરી ચૉરીમાં બેઠાં રાજ.

બેની કે દાદી દિલ્હી સાંઢણુ ચંપાવો રાજ,
દિલ્હીનાં મોંઘાં મૂલાં અત્તર મંગાવો રાજ;
આજ રે મોટાની કન્યા ચૉરીમાં બેઠાં રાજ.

બેની કે મામા પાટણુ ઘોડા દોડાવો રાજ,
પાટણુનાં પટોળાં ને પટકુળ મંગાવો રાજ;
આજ રે મોટાનાં ભાણેજ ચૉરીમાં બેઠાં રાજ.

બેની કે' બાપુ બનારસ વેલ્યો હંકારો રાજ,
બનારસી સાડી ને બસ્તા મંગાવો રાજ;
આજ રે મણિમય કુંવરી ચૉરીમાં બેઠાં રાજ.



કન્યા કહે છે પતિને પ્રેમથી, થયાં આજથી એકાકાર,
અંતર એકતાર. મંગળ.

ચંદ્ર સૂર્ય અગ્નિ પ્રભુ સાક્ષીએ, બાંધ્યા લગ્ન સબંધ આવાર,
સંસારનો સાર. મંગળ.

ચિત્ત ચોખે ચોથું મંગળ વર્તીયું, કહે પાળીશ કુળ ધર્માચાર.
રાખી પુરો પ્યાર. મંગળ.

જોડું અવિચળ રહેજો વિશ્વમાં, સુખ સૌભાગ્યના નહિ પાર,
પુત્ર પરિવાર. મંગળ.

વરકન્યાની અનુપમ જોડલી, પ્રભુ મણિમય રક્ષણહાર,
આનંદ અપાર. મંગળ.



## લગ્નમાં સાસરીયાંની પધરામણી



પોતાનાં લગ્ન જેવા પ્રસંગમાં પોતાના સાસરીયાને પીયેરના મંડપમાં બિરાજેલ જોઇ કન્યા ઓછી ઓછી થઇ જાય છે, તે હૈયે હાથ રાખી સખિને પુલકીત વદને પોતાનો આત્મસંતોષ જાહેર કરતા કહે છે—હે સખિ! મારા આનંદનો આજે પાર નથી મારાં તમામ સાસરીયા આજે હાજર છે-વળી મંડળમા ૐકાર ધ્વની ચાલી રહ્યા છે, વળી મ્હારો દિવડો-પ્રિયતમ પણ હાજર છે મ્હારા ભાગ્યનો આજે પાર નથી પ્રભુ અમારી જોડ અખંડ રાખો એ મંગળ કામના કરતી કન્યા પ્રભુની અખંડ દયા યાચે છે.

(સખિ જ્યારે સુખના વાયુ વાય .ઢાળ.)

બ્હેની આજે આનંદ અપરંપાર—લગ્ન નિરધારીયાં રે લોલ.
બ્હેની મ્હારી મંડપ શોભા અપાર કે સસરા સાધુ પધારીયાં રે લોલ.
બ્હેની મ્હારી જેઠ જેઠાણી સંગાથ કે કાર્ય સુધારીયાં રે લોલ.
બ્હેની મ્હારી ૐ ૐ મંત્ર જપાય કે વિઘ્ન વિદારીયાં રે લોલ.
બ્હેની મ્હારી નણદોઇ નણદી સાથ કે આંગણુ આવીયાં રે લોલ.
બ્હેની મારે આંગણુ દિલના દીવડા તિમીર હઠાવીયાં રે લોલ.
બ્હેની મારા ભાગ્ય તણો નહિં પાર કે સઉ પગલાં થયાં રે લોલ.
બ્હેની મ્હારી મણિમય અમ્મર જોડ કે અખંડ પ્રભૂ દયા રે લોલ.



## વીંઝણો

લગ્ન મંડપમા ગીરદી પુષ્કળઃ તાપથી વ્યાકુળ સાજનીઆઓ પંખો પખો કરી રહે છે–ત્યાં વરને તો ચૉરીમાં અગ્નિ સન્મુખ બેસતા વધુ તાપ લ ગેજ–તો વરને માટે ખાસ વીંઝણો–કન્યાના પિતા હાજર કરે છે. જે સોનાનો છે. મોતી હીરે જડયો અને ચારેકોર ફરતી ઘુઘરીનો રણકાર કરતો ફરતી કિનારીએ મણિ–માણેક મઢેલો જેમાં મીનાકારી કામ કરેલ છે. અતિ હોંશથી તૈયાર કરાવ્યો છે–ચોરી ચઢયા વર તાપે આકુળ વ્યાકુળ થતાં તે વીંઝણો ધમધમ ઘુમી રહ્યો છે. પરણતાં પરણતા આવો અનુપમ કારીગરીવાળા રઢીયાળો વીંઝણો જોતા વર તે પર મોહી તે પોતાને આપી દેવાની રઢ લ્યે છે. એને સમજાવવામાં આવે છે કે તમો આ શું કરો છો? પણ તેતો હાથી ઘોડા ગામ ગરાસ હીરા સુવર્ણ કાંઇ નથી માંગતો–માગું છું માત્ર વીંઝણોજ ! સૌ કોઇ આશ્ચર્ય પામે છે–પણ મર્મ સમજતાં સૌ મૌન બને છે. તે પવન નંખાતા વીંઝણાને નહીં પણ કન્યા રૂપી વીંઝણાનો અભિલાષી છે. સંસારના ત્રીવિધ તાપથી તપ્ત બનેલ પતિને પ્રેમ અને સેવારૂપી શીતળ વાયુ નાંખી શિતળ જીવન કરનાર પત્નિ એ સાચો જીવંત વીંઝણો છે. આથી કન્યારૂપી વીંઝણો આપી વરને સંતોષતાં આનંદ મંગળ વર્તાય છે.





( ફુલનો વીંઝણો રે...રાયજીને શિર ઢળે....ઢાળ )

સોનલ વીંઝણો રે! મોતી હીરે જડયો!
ગાજે ઘુઘરીનો રણકાર રે!
ફરતો કોરણ! મણિમાણેક મઢયો!
મીનાકારી કામ અપાર રે! સોનલ.

વર તો ચૉરીયે ને! સાજન મંડપે!
આકુળવ્યાકુળ તાપે થાય રે!
એ વીંઝણલો રે! ઘમઘમ ઘૂમતો!
વરને વાવલીયા ઢોળાય રે! સોનલ.

વરજી બોલ્યા રે! વીંઝણલે વળ્યા!
અમને વીંઝણલો દો આજ રે!
ના હું પરણું રે! ના ઉભો રહું!
અમને વીંઝણાના અભિલાષ રે! સોનલ.

ના માગું હાથી રે! ના માગું ઘોડલા!
ના માગું હું ગામ ગરાસ રે!
ના માગું હીરા રે! ના માગું સોનલા!
અમને વીંઝણલાની આશ રે! સોનલ.



કન્યા બહેની રે! વીંઝણુલો થજો!
જગ તાપે કંથલ મુંઝાય રે!
પ્રેમળ સેવા રે! વાયુ ઢોળજો!
શિતળ જીવન જગ જીવાય રે! સોનલ.

કન્યા વીંઝણો રે! વર છે હીરલો!
વીંઝણો માંગે છે વરરાય રે!
વીંઝણો આપી રે! વર સંતોષીયા!
મણિમય આનંદમંગળ થાય રે! સોનલ.





## હસ્તમેળાપ

હવે ચોરીમાં વરકન્યાનો હસ્તમેળાપ-પાણીગ્રહણ થવાનો સમય છે. રામ સીતાના જેવી સરખી જોડલી પરણે છે. હાથમાં હાથ મુકી રહ્યા છે. અંતરમાં હાથ હાથદ્વારા પરમ પ્રેમ પરબ્રહ્મનાં રસ રસાયણનાં ચેતન રગેરગ વ્યાપી રહે છે. જન્મ જન્મના એલાં બાંધનાર આ પવિત્ર હસ્તમેળાપ છે. આજે દંપતિ અભેદભાવ-અદ્વૈતનાં વ્રત ધારણ કરે છે. સ્વદેશ સેવા અને સ્વદેશી વસ્રો વાપરવાના શુભ સંકલ્પો સમર્પે છે. સત્યધર્મના રાજમાર્ગમાં આજે નિર્દોષ જીવનરથ જોડી મહા પ્રયાણ આદરવામાં આવે છે. કન્યા, સંસારનાવડું ચલાવવા નિર્દોષ કુશળ નાવિક-પતિ પામી છે, તો સખિઓ કન્યાને શિલ કર્તવ્ય ને સંતોષથી જીવનપંથ ઉજાળવા શિખ આપે છે. અવનત મસ્તકે કન્યા તે અંતરમાં ઉતારી અમૃતપાનની જેમ પીયે છે. આમ અતિ આનંદપૂર્વક હસ્તમેળાપ થાય છે અને તે દ્વારા દંપતિનાં અંતર એકાકાર બની રહે છે. હસ્તમેળાપ સાર્થક બને છે.

o o o o

(મ્હારે સોના સમો રે સુરજ ઉગીયો...ઢાળ.)

સજની! રામ સીતાની જોને જોડલી,
થાયે વર કન્યા હસ્ત મેળાપ રે! રંગીલી સજની! રામસીતા.
સજની! હાથમાં હાથ ધરી દીયે,
વર કન્યાને અંતર પ્રેમ રે! ગુણવંતી ગોરી. રામસીતા.



સજની! જન્મ જન્મનાં બેલાં બાંધીયાં,
 બાંધ્યાં અંતરથી અંતરના બંધ રે! રસઘેલી સજની. રામસીતા.

સજની ભેદ ન લવલેશ આજથી,
 ધાર્યાં અભેદભાવ કેરાં વૃત્ત રે! ગુણવંતી બ્હેની. રામસીતા

સજની સેવા સ્વદેશની સ્વિકારજો,
 વળી વસ્ત્ર સ્વદેશી ધરી હોંશ રે! રંગીલી સજની. રામસીતા.

સજની સત્ય ધર્મના ધોરી પંથમાં,
 જોડી જીવન રથ નિર્દોષ રે! ગુણવંતી બ્હેની. રામસીતા.

સજની સંસાર નાવ ચલાવજો,
 પામી નાવીક કુશળ નિર્દોષ રે! રસઘેલી સજની. રામસીતા.

સજની જીવન પંથ ઉજાળજો,
 ધરી શીલ–કર્તવ્ય ને સંતોષ રે! રંગીલી સજની. રામસીતા.

એમ હસ્તમેળાપ થયો રંગથી,
 થયાં મણિમય અંતર એકાકાર રે! રસઘેલી સજની. રામસીતા.





## ફેરાનું ગીત

લગ્ન પ્રસગે ચાર ફેરા યા ચાર મંગળ વર્તાય છે. અગ્નિ પ્રજ્વલીત વેદિકાની આસપાસ વરકન્યા હાથમાં હાથ ગ્રહી-બંન્ને ગળામાં એકજ સુતરની વરમાળા પહેરી ચાર ફેરા ફરે છે. આ મંગળ કાર્યને મગળ ફેરા પણ કહેવાય છે. દરેક ફેરે ગોર પવિત્ર મંત્રોચ્ચાર દ્વારા વરકન્યા શું કામ કરી રહ્યાં છે તે દર્શાવતા જાય છે. દરેક ફેરે વરકન્યાના હાથમાં ચોખા સોપારી આદી દ્રવ્યો આપી-સાળાએ સૂપડેથી આપેલ ધાન્ય હાથમાં રખાવી પવિત્ર દાંપત્ય જીવન કોની કોની સાક્ષીએ થાય છે તે મંત્રોચ્ચાર દ્વારા જણાવી વરકન્યાને પાટલે બેસારવામાં આવે છે. વર આગળ ચાલે છે ને વર સાથે છેડા ગાંઠથી બંધાએલ કન્યા પાછળ ધીમે કુમ કુમ પગલી દે છે. ને વર પહેલો પાટલે બેસી જાય છે કે કન્યા તે કુતુહલપૂર્વક સૌ જોઈ જે પહેલાં બેસી જાય તેનું રાજ્ય ગૃહરાજ્યમા થવાનાં અગમ ભાખે છે. આમ ચાર ફેરા કોની કોની સાક્ષીએ ફરાય છે? આ લગ્ન સ્વિકારના અમર પટા પર કોની કોની સીલો વાગે છે? પ્રભુ, જ્ઞાનીગુરૂ, પાંચ તત્વો, ચંદ્ર, સુર્ય, દેવ, દેવીઓ, અગ્નિ, સ્વજન વર્ગ, રાજા, કુળગોર, માત તાત બંધુવર્ગ આટલાની સાક્ષીએ આ બે દંપતી બને છે. ફેરા ફરતાં પહેલો ફેરો અગ્નિ દેવની સાક્ષીએ ફરાય છે. ને ફેરા ફરતા ઉભય દિલમાં અનેરાં જીવન તત્વની જ્યોત જાગી ઉઠે છે. જીવ, જગત્, કર્મ, અને યોગસંયોગ અનાદિના છે અને એજ આ ઉભયના દાંપત્યના કારણભુત છે. વળી લગ્નસૂત્ર પણ અનાદિ છે. જીવન ઉપાસનાના મહત્કાર્ય અર્થે–આત્મ સંતૃપ્તિ પુર્વક યૌવન દિક્ષાનો સ્વિકાર એ લગ્નઃ



સંસારવાડી વિકસાવવા, ધર્મ પથે ગતિમાન થવા—સુખ, દુઃખ, શાંતિ અશાંતિના ભેદ સમજી તે સહેવા—ને શાંતિનાં સરવરીયે ઝીલવા—જીવન સંગ્રામમા એક એકની હુંફ ને સહચાર સાધવા—લેવા દેવા. દેશ-સેવા કરવા આ લગ્ન સફળ હો: અને રસરાજ અને રસરાણી સમાં દંપતીને ચાર ફેરા ફરી ખાસ સૂચવાય છે કે તમો ઉભય અન્યો અન્ય અર્પાઓ: એક થાઓ: તમારી જીવન વાટિકામાં કર્તવ્ય અને પ્રેમના અનેરા પુનિત પરિમલ પમરો. વરને દુષ્ટ નઝર ન લાગી જાય તેથી વરની ન્હાનકડી બ્હેન એક નાની લોટીમાં પૈસો સોપારી થોડું મીઠું વિગેરે નાખી તે લોટી વડે વરને લૂણ ઉતારે છે.

o o o o

(મેઘાડંબર ગાજે...ઢાળ.)

પહેલો ફેરો ફરી દંપતી અગ્નિ—દેવની સાખે,
જીવન તત્વની જ્યોત શી! દિલ દિલ માંહી જાગે.

જીવ ને જગત્ અનાદિ છે, કર્મયોગ અનાદિ,
સંયોગના એ હેતુ છે, લગ્ન સૂત્ર અનાદિ.

માનવ બેલડી આ પળે, યૌવન દિક્ષા સ્વિકારી,
જીવન ઉપાસના કારણે, આત્મ સંતૃપ્તિ ધારી.

પ્રભુ પરમ ગુરૂ જ્ઞાનીની, દેવ દેવીની સાખે,
અગ્નિ અને નરનારની, ભૂપ ગોરની સાખે.




સ્વજન અને માતતાતની, બંધુ વર્ગની સાખે,
સાક્ષી કરી આ સ્નેહથી, થયો સંબંધ હાથે.

પ્રેમ સંબંધે દંપતિ, એક અંગથી થાઓ,
સંસારવાડી ખિલાવવા, ધર્મ પંથ સુહાઓ.

સુખ દુઃખ શાંતિ અશાંતિના, ભેદ બંન્ને જાણો,
શાંતિતણા સુખ સાગરે, નિત્ય દંપતી માણો.

જીવનના સંગ્રામમાં, બેલડી બની રહેજો,
સભરભર્યા સહચારથી, પ્રેમ લેજો-દેજો.

દેશસેવા ધર્મ દંપતી, નવ સ્વપ્ને વિસારો,
રસરાજની રસરાજ્ઞી હો, પતિ હો ધ્રૂવ તારો.

ચાર ફેરા ફરી દંપતી, અન્યોઅન્ય અર્પાઓ,
મણિમય જીવન વાટિકા, પરિમલ પ્રસરાઓ.



## કન્યાદાન



પુત્રીવત્સલ પિતા–માતા કન્યાદાન દેવા બેઠાં છે. તેઓ આવેલા વરપક્ષના સાજનીયા–વરના સ્વજનવર્ગને વિનિત ભાવે હૈયાનાં ઉંડાણમાંથી ગદ્‌ગદ્‌ કંઠે કહે છે ! હે મોંઘા મહેમાનો ! અમારા આમંત્રણે તમે ભલે પધાર્યા, આજે આપણે પ્રેમપ્રતિતથી અંતર ન્હેંર્યાં. કારણ તમોને અમે યોગ્ય અને સુપાત્ર માન્યા છે. કન્યાદાન દેવા માટે તમારાં કુળ અમે ઉત્તમ ઉજળાં ગણ્યાં છે. અને કન્યાદાનથી અધીક કયું સન્માન હોઇ શકે? સજ્જન શિરોમણિ! આ મ્હારૂં અમૂલ્ય કન્યારત્ન જડ નહિં પણ ચેતન છે–તે કોમળ–હૃદયના પુષ્પ જેવું છે. એ મ્હારા આંગણાની અમરવેલ–હૈયાના અમૃતે સિંચી પાળી પોષી મોટી કરી છે! અને અમારા વાત્સલ્યથી એ વેલ આજ યૌવનને આંગણે ઉભી છે. એ અમરવેલ હે સજ્જન! આજ હું તમારે આંગણે રોપું છું. એને પિતાના વાત્સલ્યે પોષજો–કરમાવા ન દેશો. હે ગુણવાન! એને સ્નેહામૃતે સિંચજો. જો કે અમે એ કન્યાને ડાહી, ગુણવાન અને સમજુ બનાવી છે છતાં તે ન્હાની–બીનઅનુભવી નાદાન છે. તમે સંસાર વ્યવહારમાં પિતા બનજો–એના દોષ સામુ ન જોતાં પુત્રી પ્રમાણે પાળજો. ને વિનય વિવેક શિખવજો. ભાન ભૂલે તો ક્ષમા દેવા જેટલા ઉદાર થજો.

"કન્યા પરાયુધન, તે દાનમાં દેવી" એ શબ્દોયે અમને તો ખુંચે છે. કારણ એ અમારૂં જીવન ધન છે. છતાં વિધિ નિરમ્યાં સ્નેહ બંધનો એ અંતર અને દેહનાં સાફલ્ય બંધનો કદીયે ન તુટે તેવાં છે. જેવી પુત્રી અમારી તેવાજ તમો પણ આજથી અમારા થાઓ છો





તો હવે પોતાનાને વધુ શું કહીયે? પણ એ સ્નેહનિધાન સાચવજો. એને તો તમે ભગવાન રામચંદ્ર સમાં સસરા અને દેવી સીતા સમાં સાસુ મળ્યાં છે. પછી પુત્રીને કહે છે !–હે પુત્રી ! આજે કન્યાદાન દેતાં તું પુત્રી મટી ગૃહરાણી થાય છે. તું સાસરે સન્માન પામજે. અમારી અંતરાશિષ છે, પુત્રી ! કે તમારૂં શ્વસુરગૃહ પુણ્ય પ્રયાણ સફળ થજો. પ્રભુ તમારૂં કલ્યાણ કરજો. બહુ સુખ, સંતતી, સંપતી પામજો અને તમારો દંપતીપ્રેમ ધ્રુવતારા જેમ અવિચળ રહેજો. બેટા ! આ પ્રભુ પ્રેરી આશિષો સફળ હોજો ! અને તમારૂં પ્રયાણ સફળ–સુખદ–મંગલમય હો !

o o o o

( તમે અજાણ્યા અમે જાણીયે રે....ઢાળ. )

સૌ મહેમાનો મોંઘા પધારીયા રે !
અમ આમત્રંણને સ્વિકારીયાં રે !

તમને શાં દઇએ સન્માન રે !
દઇશું કન્યાદાન અતિ હોંશથી રે !

બાંધ્યાં અંતર સજ્જન પ્રીતથી રે !
બાંધ્યાં બંધન પ્રેમપ્રતીતથી રે !
ગણી યોગ્ય સુપાત્ર સમાન રે !....દઇશું !

તમ કુળ અમે ગણીયાં ઉજળાં રે !
દેવા કન્યાદાન સુમુહુર્તમાં રે !
એથી મોટાં કયાં સન્માન રે !....દઇશું !



કન્યા રત્ન અમારૂં અમૂલ્ય છે રે!
જડ નહિં પણ ચેતન તુલ્ય છે રે!
કોમળ અંતર પુષ્પ સમાન રે!....દઇશું!

વેલી પાળી પોષી મોટી કરી રે!
પ્રેમ પરિમલથી ફાલી ફળી રે!
હવે રોપું છું તમ ઉદ્યાન રે!....દઇશું!

મોંઘી વેલી પ્રીતેથી પાળજો રે!
કરમાવા ન દેશો સંભાળજો રે!
સ્નેહામૃત સિંચી ગુણવાન રે!....દઇશું!

અમ કન્યા ડાહી ગુણવાન છે રે!
સમજુ પણ નાની નાદાન છે રે!
એના દોષ ન જોશો મહેમાન રે!....દઇશું!

તમ પુત્રી ગણી એને પાળજો રે!
એને વિનય વિવેકે વાળજો રે!
હોય ભાન ભૂલી કે બેભાન રે!....દઇશું!

બાળા કેળવતાં ને ભણાવતાં રે!
હોય કસુર સુગુણ ન ગણાવતાં રે!
ક્ષમા દેજો ચતુર સુજાણ રે!....દઇશું!

"કન્યા પારકું ધન દેવી, દાનમાં"
શબ્દો યે ખૂંચે અમ પ્રાણમાં રે!
એતો છે અમ જીવન સમાન રે!....દઇશું!





વિધિ નિરખ્યાં જે બંધનો સ્નેહનાં રે!
એતો સાફલ્ય અંતર દેહનાં રે!
નવ તુટે શાસ્ત્રો પ્રમાણ રે!....દઈશું!
પુત્રી તેમ તમોએ છો અમ તણાં રે!
કહો કહીએ વચન શાં અતિ ઘણાં રે!
સાચવજો એ સ્નેહ નિધાન રે!....દઈશું!
જોડી વર-કન્યાની અવિચળ રહો રે!
મિષ્ટ જીવન પરાગ દૈવી વહો રે!
ગાજો મિષ્ટ મંજુલ ગૃહગાન રે!....દઈશું!
રામચંદ્ર સમાં સસરા મળ્યા રે!
સતી સીતા સમા સાસુજી અહા રે!
તેની સેવામાં પામો કલ્યાણ રે!....દઈશું!
વ્હાલ ભરીયાં નણદી દેરાણી અહા રે!
જેઠ જેઠાણી દીયર ઘર દીવડા રે!
દેજો લેજો સુખ સ્વર્ગ સમાન રે!....દઈશું!
કન્યાદાન દીધાં આજે પ્રેમથી રે!
પુત્રી મટતાં ગૃહરાણી તું તો થતી રે!
દીકરી પામશો સાસરે માન રે!....દઈશું!



ઉંચી સ્વર્ગ ભૂવન શી અટારીઓ રે!
ત્યાંથી અંતર આશિષ ઉચ્ચારીયે રે!
પ્રભુ પ્રેરી આશિષ સમાન રે!....દઈશું!

બાળા મ્હારી જીવનપથ સંચરો રે!
હોજો પુણ્ય પ્રયાણ સફળ અહો રે!
કરો પ્રભુ તમ સૌનું કલ્યાણ રે!....દઈશું!

સુખ સંપત્તી સંતતી પામજો રે!
અવિચળ સુખ દંપતીને હજો રે!
'મણિમય' હોજો સફળ પ્રયાણ રે!....દઈશું!



## કંસાર પીરસવાનું ગીત



**ચા**ર મંગળ ફેરા ફરી-ધર્માર્થ કામ મોક્ષ સાધનાર્થે લગ્ન
રી રહી વર કન્યાનું કંસાર જમણુ લગ્ન મંડપમાંજ યોજાયું છે. જેટલા સાક્ષીઓ લગ્ન પ્રસંગે હોય છે એ સૌની હાજરીમાં વર અને ન્યા બંન્નેને એકજ થાળીમાં ભેગાં કંસાર જમવા બેસાડવામાં આવે છે. વર કન્યાના સાચા અને સદાના મંગળ સહચારના સંકેતરૂપ આ વિધિથી વર કન્યાના અંતર અને બહારના આત્મૈક્યને સાધ્ય ગણેલ છે. કન્યાની માતા કંસાર પીરસી ઉપર ઘીની અખંડ ધારા વરસાવી ઉછળતે હૈયે અને મલકાતે મુખડે દીકરી જમાઈને જમાડે છે. આ લ્હાવો સૌને અનેરો અને અલૌકિક માણવા જોગ છે. જીવનમાં જવલ્લેજ માણવા મળતી નવલ વધુ સાથેના અમૃત કંસાર આરોગવાની અમોલી ઘડિપળ! બે જુવાન જીવો અને રીઢાં બનેલાં અમૃત દૃષ્ટિભર્યા વડીલો અને આ સ્વર્ગિય દ્રશ્ય જોનાર સ્વજનો, સૌને આ સમય અમોલો અનોખો-વીરલ છે. જ્યારે ગાનારી સ્વજન વર્ગની કુલ કામીનીઓ આ પ્રયોગે કોકીલ કંઠે વર કન્યાને—

**'સાકર સમ જીવન'** જીવવા સૂચવી **'અખંડ રહેજો વર કન્યાની જોડ'** નો આશીર્વાદ દઇ દે છે. અને **'સદૈવ પ્રેમ સહુચાર'** સાધવા સ્વધર્મ આચાર પાળી કુળને ઉજાળવા અને મનુ જીવનનાં કર્તવ્યો બજાવી આ આત્મમંથન કાળમાં 'પ્રભુતામાં પગલી' ભરી કંસાર સાર્થક કરવા કહી આજના પ્રસંગને વર કન્યાના કાળજે વજ્ર લેપ જેવો જડી દે છે અને વર કન્યાની જોડ અખંડ અચળ રાખવા પ્રભુને પ્રાર્થે છે.

o o o o



( આવ્યો આવ્યો ચોટકાનો ચોર....ઢાળ. )

વરકન્યા જમે છે કંસાર, મંગળ ઘડી આજની રે,
ઉપર થાતી ઘીની અમૃત ધાર, લાખેણી ઘડી આજની રે;
સાકર પીરસી પ્રેમ ધરીને કોડ, સાકર સમ જીવન થજો રે,
અખંડ રહેજો વરકન્યાની જોડ, સ્વધર્મ સંભારજો રે.
સદૈવ કરજો પ્રેમતણા સહચાર, પ્રીતી અમૃત આરોગજો રે,
પાળી શુધ્ધ સ્વધર્મના આચાર, કુળને અજવાળજો રે;
પુરા થાજો પ્રેમ દયા પ્રતિપાળ, ભુખ્યાંને સંતોષજો રે,
આ તો આત્મમંથનનો કાળ, કુળવટને સંભાળજો રે,
ઉજ્વળ જીવન ચેતનવંતા પ્રાણ-દંપતી રગરગ ભરો રે.
પ્રભૂતામાં પગલીનાં લેજો લ્હાણ-કંસાર સાર્થક કરો રે,
જમો જમો કેસરીઆ કંસાર, સંસાર સુધારજો રે;
થાજો જગ ધન્ય અવતાર, સ્વદેશ ન વિસારજો રે,
આનંદ મંગળ જીત્યાં જગની હોડ, શ્રી શારદાને પામજો રે;
મોંઘી મણિમય વરકન્યાની જોડ, અખંડ અચળ હજો રે.





# કંસાર

જમાઇને કંસાર જમાડવાના હૈયે ભરી રાખેલા કોડ આજે સફળ થતા સાસુ તો ઓછી ઓછી થઇ જાય છે સોનાના રત્ન જડ્યા પાટલા, હીરે જડ્યા બાજોઠ ઢાળી સાચા સોનાના થાળ માંડી, રૂપલા ઢીંચણીયા ગોઠવી વર કન્યાને જમવા પ્રેમામૃત ભરેલો કેસરીઓ કંસાર પીરસે છે, અને હૈયાના હેત સમી અખંડ ઘીની ધાર કરી, ઉપર સાસુ સાકર પીરસે છે, આવો દેવ દુર્લભ કંસાર વર કન્યા કોળીએ કોળીએ પરસ્પર ખવરાવે છે. જો કે વર કન્યાને બીજે પ્રસંગે તો આપણો સમાજ આમ નજ જમવા દે, પણ આ તો દંપતીના ભાવિ જીવન વહેનના સંકેત રૂપ આ ક્રિયા આવશ્યક ગણાઇ માત્ર ભૂતકાળની ઝાંખી કરવા પુરતીજ ચાલતા દેખાય છે જમી મણી-રત્ન જડેલ જળ ઝારીથી દંપતી હાથ મોઢું ધોઇ હાથ લુછવાને બ્હાને વરરાજા સાસુનું મોઘા મૂલુ પહેરેલ અંબર-તેનો પાલવ પકડે છે. કારણ દેવિ જમણ જમ્યા હાથને લુછણું પણ દૈવિજ ઘટેને ? આ પ્રસંગે વરને કન્યા પક્ષ દાપુ-આપે એ રીવાજ છે. જે કબુલાય ત્યારેજ વર સાસુનો પાલવ છોડે છે. આ પ્રસંગે સાસુ હસી હસી વરરાજને કહે છે કે, હે જમાઇરાજ ! તમને મ્હારા કાળજાની કોર જેવા મોંઘા મૂલી દીકરી આપી તોય ન ધરાયા ? લ્યો તે ઉપર મારો હીરાનોહાર આપુ છુ, હવે સંતોષ પામો ! આમ વિનોદ આનંદ માણતા માણતા દંપતી અને સ્વજનો લગ્નના અન્ય વિધિમા જોડાય છે.

   



( અગરચંદનના ઓરડા...ઢાળ. )

કનક રતન જડયા પાટલા, હીરલે જડીયા બાજોઠ રે,
સાચા સોવન થાળ માંડીયા, રૂપલા ઢીચણીયા હેઠ રે;
પ્રેમ અમૃત ભર્યો પીરસ્યો, કેસરીયો કંસાર રે,
હૈયાના હેત સમી રૂડી, ઘીની અખંડ ધાર રે.

સાસુડી પીરસે હસી હસી, ઉપર સાકર ભરપુર રે,
વરકન્યા અન્યોઅન્યને, કોળીઆ દે ચતુર રે;
મણિજડી જળ ઝારીએ, હાથ ધોયાનાં મૂલ રે,
જમી ઉઠયાં બેઉ દંપતી, લુછણ લુછણું અમૂલ રે.

પાલવ પકડે વર સાસુનો, કરો દાપુ કબુલ રે,
મોંઘામુલી આપી બેટડી, ઉપર હાર અમૂલ રે;
ગોરીઓ ગીત લહેકારતી, મંગળ વરતાયાં ચાર રે,
મણિમય દંપતિ પરણીયાં, વર્ત્યો જય જયકાર રે.



## લગ્નવ્રતની મહાદીક્ષા



કૌમાર્ય વ્રતની ઉજવણી; સ્વદારા સંતોષવ્રત, અરે ! પરસ્પર અર્પાઇ જવાની પ્રતિજ્ઞા, અને આત્મા આત્માનાં જોડાણ ! આ બધાં લગ્નવ્રતનાં અંગ અને એ વ્રત જીવનભર પાળવાની પરમતત્વોની સાક્ષીએ લેવાતી પુનીત પ્રતિજ્ઞા તેજ લગ્નવ્રતની મહાદીક્ષા !

આવી સંસાર વ્યવહારથી પર, પ્રભુતા ભરેલી, ઋષિમુનિઓએ રચેલી, સંસારને સ્વર્ગ બનાવનાર, ત્યાગ તપના આદર્શ રૂપ, પરમ જ્વલંત લગ્નવ્રતની મહાદિક્ષા દંપતી લ્યે છે. આજથી દંપતી પરસ્પર સુખ દુઃખમાં ભાગીદારી નોંધાવે છે. એક, અડગ, અચળ, અખંડ થતા -રહેવા પરસ્પર કોલ આપે છે.

આવા સૃજનજુના મહત્કાર્યમાં કુદરત, સૂર્ય, ચંદ્ર, તારા, વાયુ આદિ પંચતત્વો સૌ દૈવિવિભૂતિઓ સહાયભુત બને એમાં નવાઇ શું હોય ? કારણ આ તો દંપતીનો લગ્નયજ્ઞ ! સ્વર્ગ રચનાનો મંગલ અવસર !

વિશ્વનાં તમામ દંપતી આવાં અદ્વિતીય લગ્નવ્રતની મહાદિક્ષા પામેઃ એ દિક્ષા ફાલે, ફુલે, ફળેઃ



(ભમરાના વધાવાનો...ઢાળ.)

સજની ! આભલડે ચંદરવો બાંધીયો !
તારા તોરણ તગે મનોહાર !
આજે ! પ્રેમ સન્યાસ દંપતી ધરે !



સજની! ચંદ્ર અમૃત વરસાવતો!
પારિજાતક વેરે શા પરાગ!
આજે! કૌમારવૃત ઉજ્વલ કરે!

સૂર્ય! દંપતી ઉર ઉષ્મા ભરે!
વાયુ–વરૂણ શીતળ ઢોળે વાય!
આજે! આત્મા આત્માને ઓળખી ઠરે!

સજની! ચંદ્રી સંદેશે દેવો આવશે!
પંચ તત્વો છે સેવામાં તૈયાર!
આજે! દંપતી પ્રભુતામાં પગલાં ભરે!

સજની! લગ્ન વિજ્ઞાને યૌવન યોગ્યતા!
આત્મ જ્યોતિ કલાને અંબાર!
આજે! દંપતીનો લગ્ન–યજ્ઞ છે!

સજની! દંપતી સ્વર્ગ રચવા મથે!
દયો, દયો, ઉર ઉછળ્યા મંગલ આશિરવાદ.
મણિ મહા દીક્ષા લગ્નવૃત્તની ખરે!



# પ્રેમ દીક્ષા



લગ્ન એટલેજ પ્રેમદીક્ષાઃ એ દીક્ષા વડે દીક્ષિત થયેલ બંન્ને આત્મા જીવન પર્યંત એક અને અખંડ રહે છે. જ્યાં Divorce છૂટાછેડાના કુહાડા આ અખંડ પ્રેમદીક્ષાના મૂળમાં મારી શકે છે ત્યાં આ દૈવી પ્રભૂપ્રેરિત પ્રેમદીક્ષા અસંભવ છે.

એવો તો એકજ આર્યદેશ છે. જ્યાં પ્રેમદીક્ષાનાં પરમ ઉજ્વળ તત્વોથી જીવનનાં વાતાવરણ પવિત્ર બની રહે છે ને ત્યાંજ એ દીક્ષા વડે દીક્ષિત થયેલાઓજ, સારસ બેલડી સમા બની એકના વિયોગે બીજુ ટળવળી મરી શકે છે. હજારો દાખલા ઇતિહાસે ભર્યા પડ્યા છે પતિ-પત્નિનાં વિયોગે ઝુરી મર્યાના, અર્પાઇ જવાના, કુરબાનીના, સર્વાર્પણના ભારતવર્ષમાઃ

આ પ્રેમદીક્ષામાં તો, પ્રેમીઓએ પ્રેમમંદિર ઉભું કરેલુ છે. ત્યાં પ્રભૂપ્રેરિત બેલડીઓ બંધાય છે ને તેઓ પ્રેમદીક્ષા લે છે અને દેવો આશિષ વરસાવે છે, ને યોગિઓ અસ્તુ અસ્તુ ઉચ્ચારે છે. કારણ અહીંતો અંતરધનની ભાગીદારી થવાની. જેમાં પોતેજ પોતાને ભૂલી અન્યનુ બને, જ્યારે એ અન્ય પણ પોતાપણું ભૂલી સામાનુંજ બની રહે છે. આ અદ્‌ભુત એકીકરણનું પ્રથક્કરણ કરનાર ગણિતશાસ્ત્રી પૃથ્વિપટે ,જન્મવા હજી બાકી છે, કારણ એમને એક ને એક મળી બે એમ ગણતાં આવડે પણ એમને એકને એક મળી એક થાય એ સત્ય જાણવા પચાવવાનાં માનસ અને હૈયાં નથી. આવા સ્વાર્પણના ભેખધારી આહ્‌લેક ગજાવતા પ્રેમદીક્ષા પામેલાઓને ચરણે કોટિ કોટિ વદન'

   



( રૂક્ષ્મણી મહિયરીએ જઇ આવ્યાં રે...ઢાળ. )

રસ સાયરનાં નિર્મળ જળ વહી જાય રે,
મોતી પાળ્યો હીરલે તીર જડયાંય રે—રસ.

રાજલ હંસો આવે આવે ને ઉડી જાય રે,
સારસ જોડાં પ્રેમનો મહિમા ગાય રે—રસ.

સાયર તીરે પ્રેમ મંદિરીયું સોહાય રે,
એ મંદિરીયે પ્રેમ દિક્ષાઓ દેવાય રે—રસ.

પ્રભુનાં પ્રેર્યાં બેલડીયાં બંધાય રે,
દંપતી નવલાં પ્રેમ દિક્ષાએ પાવન થાય રે—રસ.

દેવો દેતા આશિષ અમી વરસાય રે,
યોગી અસ્તુ અસ્તુ કહી લેતા વિદાય રે—રસ.

પ્રાણે પ્રાણો પ્રેમ દિક્ષાએ એક થાય રે,
અંતરધનમાં ભાગીદારી ત્યાં નોંધાય રે—રસ.

પોતે ભૂલે પોતાને એ એનો મહિમાય રે,
એક અને એક મળી એકજ થાય રે—રસ.

ધારી ભેખ પ્રેમ આહ્લેક ઉચરાય રે,
મણિ મસ્તક પ્રેમદિક્ષાને નમી જાય રે—રસ.




## વર વધુ લગ્ન પ્રતિજ્ઞા



લગ્ન સમયે દંપતી મંગલ કુમકુમ પગલી પાડતાં સાથે ચાલે છે. એમને જીવન સહચાર કરવાની મંગળ આરંભ ઘડી એ તો! આ પ્રસંગે સાત પગલી ચાલતાં દંપતી પરસ્પર પ્રતિજ્ઞાઓ કરે છે. સૌ કોમમાં આ સપ્તપદી પ્રચલીત છે અને તે લગ્નક્રિયાનું એક અતિ આવશ્યક અંગ ગણાય છે. એના ભાવાર્થ સ્પષ્ટ સરલ અને રૂઢ છે.

° ° ° °

વ. તું જીવન સહચારીણી, સુખ દુખ નિત્ય સહ–વાસ,
રક્ષા નિત્ય કરી પ્રિયે, પુરીશ સૌ અભિલાષ;
કે. આ સંસાર સમુદ્રના, જીવન તારણહાર,
અંતરમાં રાખી સદા, ગુંથીશ તારે તાર. ૧.

વ. ગૃહણી ગૃહદેવી પ્રિયા, કુટુંબના શ્રૃંગાર,
મિત્ર સખિ શાણી મને, ઉતારજે ભવપાર;
કે. અનન્ય ભાવે પ્રભુ પિયુ, દિલ દેવળના દેવ,
શાંતિ પ્રેમાનંદનાં, ઝરણ વહાવું સદૈવ. ૨.

વ. એકનિષ્ઠ તુજથી રહી, સત્ય મંત્ર જપી જાપ,
પત્નિવૃત આદર્શ મુજ, ત્યજીશ નહિ કદી સાથ;



ક. સદ્ગુણ શીલવટ ચીર પ્રિય, ધારીશ હું સૌભાગ્ય;
સતિ ધર્મ આભૂષણો, ઉજ્વળ મુજ સોહાગ. ૩.

વ. પ્રાણુ-પ્રાણુની એકતા, એજ લગ્ન ઉદ્દેશ,
સન્માની સુખ દઇશ હું, પ્રસન્ન રાખી હમેશ;
ક. કંથ તરૂવર વેલી હું, વીંટાઇ રહુ દિનરાત,
સંતોષે સુખ દુઃખ વિષે, સહવાસે રંળિઆત. ૪.

વ. છળ પ્રપંચને કલેશને, વિસરી સૌ અપરાધ,
બેલડી સંપે બાંધશું, જપી શાંતિના જાપ;
ક. 'વર્તન' અનુચર વર્ગથી, રાખી શ્રેષ્ટ સુજાણુ,
દયા-પ્રેમભર જીવનની, લઇશું પીયુ રસલ્હાણુ. ૫.

વ. સ્નેહ બંધને સત્યથી, બાંધી અંતર તાર,
ઉદાર દિલ ધરીને ક્ષમા, ઉજાળશું સંસાર;
ક. દિલ દેવળ પીયુ સ્થાપીને, કરૂં પૂજન હંમેશ,
તનમન વચને બની રહું, હું નિષ્કામ રસેશ. ૬.

વ. પ્રાણુ પ્રાણુના ઐકયથી, પૂર્ણ બનીશું પ્રાણુ,
જીવન વિકાસ ગહન પથે, લેશું દંપતી લ્હાણુ;
ક. પાંખ પરસ્પર બની પીયુ, ઉડશું વિશ્વ આકાશ,
જન્મ જન્મ મણિમય મળો, આપણુ બે સહુ-વાસ. ૭.






લીલાં તોરણ આગો પાલવ તણાં
    લીલી ઘાટડી કન્યા શિર અંગ
        અખંડ સૌભાગ્ય હો.

લીલે વાને તે નાગર વેલીયો
    નીલાં તાંબુલ શો પ્રાની રંગ
        અખંડ સૌભાગ્ય હો.

સો સો શરદ જીવો તમ દંપતી
    વજ્ર ચુડી અમ્મર ચાંદલ ભાલ
        અખંડ સૌભાગ્ય હો.

પ્રેમ સરવરીયે દંપતી ડૂબજો
    મણિમય હો મફળ વરમાળ
        અખંડ સૌભાગ્ય હો.



## સપ્તપદી

સ પ્તપદી-વરવધુનાં જીવન પર્યંતના પરસ્પર સ્વાર્પણનાં મહાવ્રત લેવાં ! આવી અને આટલી ઉચ્ચ દંપતી જીવનની ભાવનાવાળા પ્રતિજ્ઞાને વિધિ અન્ય કોઇપણ રાષ્ટ્રમાં નથીજ. એતો એકજ ભારત વર્ષ ! જ્યાં માનવ દેવ બની રહે-દેવ જેવાં દાંપત્યજીવન જીવી શકે ! આ પ્રતિજ્ઞાઓજ એના ઉંડા ગૂઢ રહસ્યોને સ્પષ્ટ કરે છેઃ—

નવલદંપતી સપ્તપદીને સાંભળો,
સપ્તપદીના મોંઘામૂલા મર્મ જો;
પતિ પત્નિને કહે છે, પત્નિ પતિ વળી,
લગ્નજીવનના ધારો અંતર ધર્મ જો. નવલ. ૧

વરકન્યા સુખ દુઃખ સંગાથી આજથી,
પતિ હોય ત્યાં પત્નિ કેરો વાસ જો;
એક સ્થિતિમાં પતિધર્મથી જીવવું,
ગતિ સતીની પતિ વિષે છે ખાસ જો. નવલ. ૨

બાળ વૃદ્ધ સૌ કુટુંબને સંભાળવું,
આજ્ઞાનું પ્રતિપાલન કરી તત્કાળ જો;
ગૃહિણી ધર્મતણાં વૃત આજે ધારીયાં,
વરી ખુશીથી આરોપી વરમાળ જો. નવલ. ૩



પતિભક્તિમાં ખામી તો આવે નહિં,
 પ્રીયભાષિણી વિનય હમેશાં ધાર જો;
ઠરે પતિ તો ત્હારે ઠરવાનું રહ્યું,
 પતિ એજ તુજ જીવનનો આધાર જો. નવલ. ૪

રૂતુકાળે થઇ પવિત્ર પતિ ચરણે જવું,
 રમણ કરો જેમ કામ–રતીની જોડ જો;
અન્ય પુરૂષનું ચિંતવન પ્રાણ જતાં નહિં,
 પતિવૃતાના પાતજ પૂરે કોડ જો. નવલ. ૫

પ્રભુ સાક્ષીએ સરળપણે પરણ્યાં ત્હમે,
 નથી થયો છળ કેરો લેશ પ્રવેશ જો;
સત્ય પ્રેમની માળ ઉભય કંઠે ધરી,
 જીવનના સૌ સફળ થશો ઉદ્દેશ જો. નવલ. ૬

ધર્મકાર્યમાં વૃત્ત નિયમે સાથે રહી,
 આત્મધ્યાનમાં રહીશ નહિં તું દૂર જો;
સુધર્મ પામી પરભવનેય સુધારવો,
 લેવા ઉત્તમ પ્રભુપદ કેરાં નૂર જો. નવલ. ૭

એમ પ્રતિજ્ઞા સપ્તપદીથી છે કરી,
 લગ્ન હૃદયનું થયું ઉભયનું આજ જો;
પાળી નિત્ય નિભાવી જીવન જીવજો,
 મણિમય એવા સુંદર શા સદ્દભાવ જો. નવલ. ૮




## મંગલાષ્ટક



લગભગ તમામ કોમોમા લગ્ન પ્રસગે મગલાષ્ટક-ગીત એ આવશ્યક અને અણુમૂલ ગીત છે નવપરિણીત દપતીને શિરે હૈયાના ઉંડાણમાથી અનેક અને અનેરા શુભાશિર્વાદની ઝડીઓ વરસાવનાર સજળ મેઘલ વાદળી એ મગલાષ્ટક છે શુભ લગ્ન પ્રસગે-હસ્તમેળાપ પ્રસગે, જમણુ જમતા પગતમા અને હરકેઇ મગલ પ્રસગે-તે તે પ્રસંગને અનુરૂપ મગલાષ્ટકો ગાવાનો રિવાજ પરાપૂર્વથી ચાલ્યો આવે છે આ મગલાષ્ટકમા નવલ વર વધુને લગ્ન મગલ અને સુખદ થાઓ ! એ ભાવના જાગૃત રાખવા પ્રયત્ન છે

દપતી માત્ર પ્રણુય સૂત્રથી પૂર્ણપણે બદ્ધ હોય તોજ લગ્ન સાર્થક થાય છે, પ્રણુય, પતિ સાથે તેવોજ પ્રભૂ સાથે હોઇ શકે અને સ્વય પ્રણુય પ્રભૂરૂપ છે એ પરમ પ્રેમપરબ્રહ્મને તેમજ પરમપિતા પ્રભુનેય પમાડનાર છે, માટે પ્રથમ મગલમા પ્રભૂ-પ્રણુય દપતીનુ મગલ કરો એ ભાવના

અનેક વિકટ વ્યવહારથી ભરેલા સસાર સાગરમા એ નિર્દોષ અબુધ-વર વધુ પોતનુ જીવન નાવડુ ઝુકાવે છે, પોતે કાચા ખલાસી છે, એમને દાપત્યશાસ્ત્રના આદર્શ રૂપ ત્યાગ અને તપથી સુમડિત પરમ પ્રેમપરબ્રહ્મના ગુઢ રહસ્યો, તેના નિદાન અને એ દિવ્ય જયોતના જવલત દર્શન કરાવી જીવનનૌકા કિનારે સલામત પહોચાડવામા સહાયભૂત થનાર પરમ ઉપકારી ગુરુ દેવ ! દપતીનુ મગલ કરો



આ પછી શારદા લક્ષ્મીની મંગલાશિષે। રેલાય છે પાંચમા મંગલમાં :

અંતરના અણમોલ અમૃતરસે પિતૃત્વને ભેળવી;

નિજનું અર્પી નિજત્વ બાલ ચરણે સ્વાર્પણ કળા કેળવી.

એવા વાત્સલ્ય મુર્તિ પુત્ર વત્સલ પિતા દંપતીનું મંગલ કરો.

છઠ્ઠા મંગલમાં:—

ગંગા માતૃભૂમિ થકીય ગરવી—

અને–વાત્સલ્યની વેલડી !

એવી માતાઃ

જેનું

હૈયૂં થનગનતું નિહાળી, નવલી વરકન્યા જોડલી.

એવી માતૃ મહાદેવડીની અમીભરી નજરોથી વરસતી મંગલાશિષ–દંપતીનું મંગલ કરો.

સાતમું મંગલ:—

જનની જન્મભૂમિ માતા ભારતી;

અને આઠમું મંગળ ઉચ્ચારતાં લગ્ન પ્રસંગે ભેળા મળેલાં શુભ ચહાનાર સૌ સ્વજનો તરફતો મંગલાશિર્વાદ દંપતી શિર ઉતરે છે કેઃ—

કંઠે સૌ સ્વજનાશિષોની વરદા—

મણિમાળ હો મંગલમ્.

આમ આ મંગલાષ્ટક સહજ સમજાય તેવું સ્પષ્ટ અને સરળ છેઃ એ મંગલાષ્ટક દંપતીમાત્રનું કલ્યાણ મંગળ કરો. ૐ ...

   





( શાર્દુલ-વિક્રિડિત...રાગ. )

જેની જ્યોત જ્વલંત દિવ્ય જગમાં સચરાચરે રાજતી,
લોકાલોક અમોઘ એ અલખની દિપ્તીસમી વ્યાપતી;
વેરી શી ઉરકુંજ પ્રેમ કલિકા મૃદુ સ્પર્શ વિકસાવતી,
દૃષ્ટિ પ્રેમભરી પ્રભુ-પ્રણયની હો દંપતી મંગલમ્. ૧.

ઝંઝાવાત ભર્યા ભવાબ્ધિ ઉદરે, દાંપત્ય નૌકા તરે,
પ્રીતીને નિર્દોષતાની પ્રતિમા, કાયા ખલાસી ખરે;
ત્યાગી હોય સ્વરૂપ પ્રેમ-તપનું સ્હમજાવી દાંપત્યને,
તારે પ્રિયતમને પ્રિયા પરમ તે ગુરૂદેવ હો મંગલમ્. ૨.

વીણાના ઝંકારથી જગવતી, ઉર ઉર સંસ્કારીતા,
દૈવિ તેજલ જ્યોત જે જગવતી, સત્જ્ઞાનથી સર્વદા;
પુરી પ્રેમ રસાયણો રગરગે, કર્તવ્ય દાંપત્યનાં,
પુલગ્હોરે ઉરકુંજને સજવતી, હો મંગલમ્ શારદા. ૩.

જે અદ્ભુત મહાન સાગરસુતા, કમલે જ કલ્લોલતી,
પ્રકટાવે સદ્‌ભાવ માળ અરપી, નિજ કંઠ વિલોલતી;
કન્યા પત્ની માત આદિ સ્વરૂપો ખેલીય ખેલાવતી,
મેધાવી નવદંપતી સુખદ હો, કમલાક્ષી નયનામૃતમ. ૪.



અંતરના અણુમોલ અમૃતરસે પિતૃત્વને સેળવી,
નિજનું અર્પિ નિજત્વ બાલગ્રહણે સ્વાર્પણ કળા કેળવી;
એ અંતરીયાં દંપતી ઉર ભરે વાત્સલ્ય આશિષ શી?
મંગલ લગ્ન પ્રસંગ પિતૃ–પ્રભુ હો, દંપત્તી શિર મંગલમ્. ૫.

ગંગા માતૃભૂમિ થકીય ગરવી, વાત્સલ્યની વેલડી,
ન્હવરાવે નિજ બાળ વ્હાલ સરીતે, વિશ્વે ન જસ જોડલી;
હૈયું થનગનતું નિહાળી નવલી વર–કન્યકા બેલડી,
અંતર આશિષ લગ્ન મંગળ કરો, માતૃ મહા દેવડી. ૬.

પોષ્યા પિંડજ અન્નને ઉદકથી, કણકણ કળા કેળવી,
દેવી દેવ સદૈવ અંક રમતા, તેત્રીશ કોટિ મળી;
જેની જોડ ત્રિલોકમાં નથી–નથી, અવતારભૂમિ રૂડી,
મૈયા ભારતી જન્મભૂમિ વરદા નવદંપતી મંગલમ્. ૭.

તારેતાર વણાય અંતરતણી પ્રેમૈક્યતા દંપતી,
સાચા સ્વાર્પણ મંત્ર સિધ્ધ કરવા–લઇ સપ્તપદ સંપત્તી,
દાંપત્યે દીર્ઘાયુ ને અચળ હો સૌભાગ્ય શુભ સંતતી,
કંઠે સૌ સ્વજનાશિષોની વરદા મણિમાળ હો મંગલમ્. ૮






## મંગલાશિર્વાદ

લગ્ન થઇ ગયાં. સજોડીલાં-પ્રેમ ઘેલૂડાં-નવીન આદર્શ ઘડતાં રસની લૂંટ કરવા આતુર, વરકન્યા હવે પોતાનાં કૌમારવ્રતની ઉજવણીમાં વડિલો-સ્વજનોના આશિરવાદ ચાહે છે. અને અવનત મસ્તકે વડિલોના ચરણે પડે છે અને મોટા મનના-અમૃત સાગર સમા-વાત્સલ્યભર્યાં માત તાત વડિલો સ્વજનો, તેમને પોતે માણેલા એવા ભૂતકાળને નજર સામે રાખી શતંજીવ-દીર્ઘાયુ, પુત્રવાન્ થવાના આશિર્વાદો વરસાવે છે.

આ દ્રશ્ય ખરેખર રમ્ય અને સ્વર્ગિય બની રહે છે. આર્ય દેશની લગ્ન અને આશિર્વાદ આપવા લેવાની ભાવના ક્યાય ગોતી નથી જડતી.



અલી સાહેલી! કામ રતિ સમ વરકન્યાની બેલડી,
એ રસઘેલી! મંગલ આશિરવાદ ચહે આ જોડલી.

કરી પૂર્ણ લગ્નવિધી પરવાર્યાં,
મંગળ ફેરા ફરી મન વાળ્યાં,
હૈયાં માબાપ તણાં ઠાર્યાં—અલી.

દંપતી વડિલ વંદન કરતાં,
મોટેરાં આશિષ ઉચરતાં,
દઇ નયનામૃત ગદ્‌ગદ્ થાતાં—અલી.



વર જનક જનની હર્ષે ભરીયાં,
કન્યા પિતુ માત હૃદય ઠરીયાં;
જીતી ગઢ ઇડરીયો ઘર વળીઆં—અલી.

કુળદેવ-પ્રભુ મંગળ કરજો,
પ્રણયામૃત દંપતી ઉર ભરજ્યો.
મણિમય ભવસિંધુ સુખે તરજો—અલી.



## લાલન ગૃહરાણી



હવે વરકન્યા ચારે મંગળ ફેરા ફરી પરણી ઉતર્યાં અને કન્યા–કન્યા મટી ગૃહરાણી બની રહી. અજબ તો એ છે કે લાલન કાલે તો અબુધ કુમારીકા હતી તે આજે ગૃહરાણી બની ગઇ છે અને મંગળ ફેરા ફરતાં મોરલીયા પાછળ જાણે ઢેલડી ફરતી હોય તેમ ફરવા લાગી ગઇ ! હે લાલન ગૃહરાણી ! ધ્યાન રાખજે ! આ કેલૈયાકુંવર જેવો ત્હારો કંથ તને આજથી સોપ્યો છે, તેને પ્રેમથી–હૈયાહામથી જતન કરી જાળવજે. એ દુનીયાના સ્વાર્થ પ્રપંચો સમજતો નથી કુમાર છે. એનાં કોમળ કાળજાં રખે દુભવતી. એ ગજલહંસને ત્હારા હૈયાના પ્રેમ સરોવરીયે ઝીલાવજે ! તેની સેવા કરજે. અને તમે દંપતી તમારા સંસાર આંગણીયે પ્રેમના પરિમલ પ્રસરાવી લગ્ન વખતે સપ્તપદી ભણતા લીધી પ્રતિજ્ઞાઓ પાળજો–ભૂલીશ નહિ–હે લાલન !



(ડંકો વાગ્યો ને લશ્કર ઉપડયું...ઢાળ.)

ફેરા ફર્યાં ને પરણી ઉતર્યાં—

લાલન ગૃહરાણી.

ચારે મંગળ વરતી રહ્યાં—

લાલન ગૃહરાણી.



કાલે તો હતી એ કુંવારિકા—
આજે ગૃહરાણી.

મોરલીયા પુંઠે પુંઠે દોડતી—
શું ઢેલડી શાણી.

સોંપ્યો કેલૈયો કુંવર આજથી—લાલન.
જાળવજે હૈયા કેરી હામથી—લાલન.
જોજે દુભવતી કોમળ કાળજાં—લાલન.
સમજે ન આળ પંપાળમાં—લાલન.
હૈયાને સરવરીયે રમાડજે—લાલન.
સેવા તું રાજહંસની સારજે—લાલન.
આંગણીયે પ્રેમ પરાગ ઉછાળજે—લાલન.
મણિમય લીધી પ્રતિજ્ઞા પાળજે—લાલન.



## અમૃત રસ[1]

આ ગીતનો ભાવાર્થ સ્પષ્ટ અને સરલ છે.

(સાહેલીનો આંબો મોરીયો...ઢાળ.)

તાંબાકુંડી તે અમૃત રસભરી,
માંહી નાંખ્યાં રે કેસર ને ગુલાબ;
સાહેલી એ કોણ આરોગશે?

મ્હારો લાડીલો રસભર્યો રાજવી,
એને શોભે રે નીતિ પ્રેમના વેશ;
સાહેલી એ રસને આરોગશે.

સોના ઝારી તે દુધલડે ભરી,
માંહી નાંખ્યાં રે સાકર ને બદામ;
સાહેલી એ કોણ આરોગશે

મ્હારો હોંશીલો રાજલ હંસલો,
કાંઇ ચાલ્યો રે ગોરી વરવાને કાજ;
સાહેલી એ દુધડાં આરોગશે.



રૂપલા થાળી તે પાનબીડાં ભરી,
માંહી મેલ્યાં રે સોપારી લવંગ;
સાહેલી એ કોણ આરોગશે?

મ્હારો કોડીલો ચતુર શિરોમણી,
બાળે વેશે રે એ તો દેશનો દાસ;
સાહેલી એ પાન આરોગશે.

ફુલ કોમળ ચંદ્રમુખી અલી,
ચારૂ કન્યા ચતુર કુળવાન;
સાહેલી લગ્ને કોણ પરણશે?

રસ ઘેલો ચતુર શિરોમણી,
જેને હૈયે રે માતૃભુમિની દાઝ,
મણિમય ગોરીને પરણશે.



## સાસરે જતી દીકરીને માતાની શીખ



લગ્ન થઇ ગયાં. દીકરાના તોલની દીકરીને સાસરે વળાવવાનો-વિયોગનો એ જુગ જુગ જૂનો પ્રસંગ આવી ઉભો : પાળી પોષી-હંમેશ નજર સામે રાખેલી દીકરીને સાસરે વળાવતાં કણ્વઋષિ જેવા સર્વસંગપરિત્યાગીનેય શકુંતલાને સાસરે વળાવતાં જે વિરહ દુઃખ થએલું તેથી અધિક દુઃખ પુત્રી વત્સલા માડીને થાય છે.

કુળના દીવા સમોવડી દીકરીને, માતા, સેવાનો પરમમંત્ર સાધવા, પ્રેમનો અખંડ અનેરો આનંદ લેવા-આપવા, વિનય, વિવેક, સદાચાર અને મર્યાદા સાચવવા ભલામણ કરતાં સ્વભાવ ગરવો રાખવા શીખ દે છે. અને તેમ કરતાંયે—

> મ્હારો વિયોગ સાલે વરવો—એમ કહી
> માંડીનાં હૈયાં મુજ મંદ મંદ રોશે;

એમ પણ બોલી નાંખે છે એ એનાં હૈયાનાં ઉંડાણમાં ઉઠતા વિયોગ દુઃખને દાબી રાખનાંય ઉછળી જતું સ્પષ્ટ કરી દે છે.

સાસુ સાસરા જેઠ જેઠાણી આદિ સાસરીયાંનો વિનય કરવાનું અને

> સ્વામી સંસાર તણા નભનો સિતારો;

એ પરમ સત્ય તેના હૈયે જડી દે છે. અને એને પ્રભૂ ગણી પૂજવાની શીખ આપી લે છે. આમ ઉત્તમ કુળવધુના આચાર-

> સાસરમાં સૌનાં દિલડાં જીતીને-
> ઉભય કુળ યશ ઉજળો કરવો;



એ સૃજનજુનું સત્ય સંભળાવે છે. અને હવે ભારે હૈયે "દીકરી તું ડાહી છો–તને ઝાઝું શું શિખવીએ?" છેવટે પતિ સેવામા એક ચિત્ત રહી–"મણિમય સુધર્મને આચરવો" એ છેલ્લી ને ટુંકીલ્ચ શિખ માડી દીકરીને આપી–હૈયે ચાંપી પતિ સાથે ચાલવા સૂચવે છે. ખરેજ આ વિયોગ દશ્ય ભારતવર્ષમાંજ જોવા મળેને?

○ ○ ○ ○

(કુંજલડી રે સંદેશો હમારો...ઢાળ.)

દીકરી દીવો તું મારા કુળનો! ઓ બ્હેનડી!
પરણી ને જાય પતિ વાસે! ઓ દીકરી!
સેવા ને શાંતિનાં સરવર ઉછાળજે!
પ્રેમને આનંદ જઇ ભરવો! ઓ બ્હેનડી! દીકરી.

વિનય વિવેક સદાચારથી સુહાવજે!
મર્યાદા ને સ્વભાવ ગરવો! ઓ બ્હેનડી!
માડીનાં હૈયાં મુજ મંદમંદ રોશે!
તારો વિયોગ સાલે વરવો! ઓ શાણી! દીકરી.

સાસુ સાસરા એ માતતાત તાહરાં!
એમનો વિનય તારે કરવો! ઓ બ્હેનડી!
જેઠ જેઠાણી દિયર દેરાણી દોહ્યલાં!
દશમો નીધિ વિવેક વરવો! ઓ શાણી! દીકરી.




સ્વામિ સંસારતણા નભનો સિતારો!
પ્રભુ ગણી આણુ ચરણુ ધરવો! ઓ બ્હેનડી!
સાસરાંમાં સૌનાં યે દિલડાં જીતીને!
ઉભય કુળ યશ ઉજળો કરવો! ઓ શાણી! દીકરી.

ડાહી તું દીકરી ને શું શું શીખાવું!
કુળાચાર ધર્મ ન વિસરવો! ઓ બ્હેનડી!
હરપળ–પતિનું ધ્યાન કર્તવ્ય ધારવાં!
મણિમય–સુધર્મને આચરવો! ઓ શાણી! દીકરી.



# બ્હેનને વીરાની શીખ



સાસરે સિધાવતી બંધુવત્સલા બ્હેનીને અશ્રુભરી આંખે તેનો વીરો પણ હવે શિખ દે છે. બ્હેન! સાસરે સંપીને રહેજે, કોઇને કડવુ વેણુ ન કહેજે, ઉચે સૂરે અમર્યાદ એક પણ વેણ ન ઉચ્ચારીશ. સાગર જેવું મોટું પેટ કરજે, કોઇનું ગુહ્ય-છૂપી વાત ખૂલ્લી ન કરતી, 'વગર બોલાવે બોલે તે તરણાને તોલે' એ ન ભૂલજે, સારૂં સૌભાગ્ય પામી પણ અભિમાન ન કરીશ, છતાંયે કષ્ટ સમયે ધર્મને પ્રાણાંતે પણ ન તજવો; સ્વજન તથા નોકર સ્વર્ગને જમાડી જમજે; તેમ છતાં સ્વધર્મની ક્રિયાઓ કરતી રહેજે; જીવ માત્ર પર દયા ભાવ રાખી અને સંયમ-વ્રત-નિયમ આચરી બન્ને કુળની કિર્તી વધારજે. વળી સાધુ સંતોની ભક્તિ ન ભૂલજે; કારણ તને વારંવાર કહેવા અમે ક્યાં આવશું? કારણ પર ઘેર વળાવી આજથી હવે અમે પરાયાં થશું.

ઓ બ્હેન? હવે વધુ બોલાતું નથી કારણ.તારા વિયોગે અમારૂં હૈયું હાથ નથી રહેતું અને આંસુંડાંથી ઉભરાતી આંખ તને જોવા કે બોલવા નથી દેતી,-ઓ બ્હેન વહેલાં વહેલાં પાછાં આવજો, તમારી વાટડી જોતાં રહેશું. અમારા ઘરની કીર્તિ વધારનાર બ્હેની! તમારો ચાંદલો ચુડી અખંડ રહેજો. તમારો જીવન રથ હંકારો બ્હેનાં: તમારૂં મંગળ થાઓ, જાઓ: જુવો આ ચાસ પક્ષી ઉડે છે તે ઉત્તમ શુકન છે માટે વ્હેલાં થાઓ; બ્હેન! પધારો! આવજો! ને મારી શિખ હૈયે ધરજો.





( આછા તે ઘૂઘટ વ્હેનને વ્હાલેરા લાગે. ઢાળ. )

વ્હાલેરી વ્હેનને શિક્ષા વીરો દે આજે!
શાણી સાસરીએ જાતાં સુણજે! ઓ વ્હેની મારી! વ્હાલેરી!

સાસરીએ સમજુ વ્હેની સંપીને રહેજે!
કડવું વચન કદી કોને ન કહેવું!
વિનય વિવેકે સુખ દુઃખ સ્હેવું! ઓ વ્હેની! વ્હાલેરી!

ઉંચે સૂરે તો એક વેણ ન બોલો!
સાગર શાં પેટ ધરવાં, ગુંજ ન ખોલો!
વગર બોલાવે બોલે તરણાને તોલે! વ્હેની! વ્હાલેરી!

સૈભાગ્ય પામીને ગર્વ ન ધરવો!
કષ્ટ સમયે નવ ધર્મ વિસરવો!
રાખી સ્વભાવ બહુ ગરવો! ઓ વ્હેની! વ્હાલેરી!

સ્વામિની સેવા સાચા હૈયે તું કરજે!
સ્વજન નોકર સૌને જમાડી જમજે!
ધર્મ ક્રિયાઓને ન વિસરજે! ઓ વ્હેની! વ્હાલેરી!

જીવદયા ને વ્રત સંયમ ધારી!
સ્વસુર પિયરની કીર્તિ વધારી!
સાધુ સંતોની સેવા સારી! ઓ વ્હેની! વ્હાલેરી!



સમજુ બ્હેની ઓ! તને ઝાઝું શું કહીએ!
પરઘેર વેળાવી અમે પરાયાં થઇએ!
શાણી શો બોધ ઝાઝો દઇએ! ઓ બ્હેની! વ્હાલેરી!

આવજો બ્હેની હૈયાં હાથ ન રહેતાં!
આંસુડાં ટપકે અદકાં આંખડી લ્હોતાં!
રહીશું તમારી વાટય જોતાં! ઓ બ્હેની! વ્હાલેરી!

અખંડ રહેજો ત્હારાં ચાંલ્લો ને ચૂડી!
હંકારો જીવન રથને ઘડિ: પળ રૂડી!
"મણિમય" શુકન ચાસ દે છે ઉડી! ઓ બ્હેની! વ્હાલેરી!



## માતાની પુત્રીને વિદાય



**આ**જથી વ્હાલી પુત્રીનાં લગ્ન થઇ ગયાં. હવે તેને સાસરામાં જવાનો અવસર આવી ગયો છે. એને વિદાય આપતા માડીનાં હૈયાં કેવાં ચીરાય છે તે તો માડીજ જાણે. '**મહાહેતવાળી દયાળીજ મા તું**' એવી પુત્રીઘેલી માવડી સાસરે જતી પુત્રીને ગદ્‌ગદ્ કંઠે ને આંસુ ભીની આંખે કહે છે:—મ્હારા હૃદય સરોવરમાં ઝીલનારી–રાજ કન્યા સમી રાજહંસી! હવે સાસરારૂપી સરોવરે ચાલી. હે મ્હારા અંતરની લક્ષ્મી! મ્હારૂં અંતરધન! દીકરી! વિદાય થાઓ! બેટા! સાસરી મોહાવો! તું દીકરી નહી પણ દીકરો ગણી ઉછેરી છે પણ હવે ત્હારૂં સ્થાન સાસરૂં જ છે. પતિ હૃદયે જઇ વસો! અમે આજથી ત્હારાં સ્વજનો મટયા, આજથી હવે સાસરીયા ત્હારાં સ્વજનો. કારણ આજથી **જે જે ત્હારાં પતિનાં તે તે સૌ ત્હારાં!** પુત્રી! સાસરીમાં સમાવેશ કરવા દોહ્યલા છે, છતાં વિનય પ્રીતિ અને મેવાથી સૌ વશ થઇ શકે છે. તો તું યે આ વશીકરણ મંત્રથી સૌને વશ કરી સાસરીમાં સમાજે! મીઠી જીભ, મર્યાદાવાળી લજ્જા, અને અમૃત ભરી આંખડી-(ઉદારતા, વિશાળ હૃદય) આટલું તું રાખીશ તો મહીયર યાદ નહી કરવું પડે ને સાસરી સુખદાયક થશે બેટા તું તો ભણી અને (ગણી) અનુભવી છો. ત્હારા કર્તવ્યો સમજે છે તો આપણું અને સાસરાનાં એમ બંન્ને કુળની આબરૂ ને યશ તું સાચવજે. વળી સંકુચિત મન અને દ્રષ્ટિ ન રાખતી. ગરવો સ્વભાવ અને મોટું મન રાખી દયાની દેવી બનજે. સૌનીયે સેવા કરી છુટજે, અને ખાસ કરીને ત્હારા ઘરના નોકર વર્ગ–આશરે પડેલાં



દુઃખી ન થાય, એમની આંતરડી ઠારજે. વધુ શું કહેવું પણ બેટા મારી કુખ અજવાળજે ને સુખી થજે. અમે તો તારા સુખનાં ભુખ્યાં. જાઓ બેટા! જાઓ કહેતા જીભ નથી ચાલતી, હૈયું ઉભરાઇ ભારે થાય છે. જીવનમાં પ્હલીજવાર હૈયાથી વિખુટી પડે છે એટલે અમારા માવતરનાં હૈયા તો વલોવાઇ જાય છે, પણ દીકરી ધન પરાયુ! એટલે ત્હારૂં સાચુ સ્થાન સાસરૂં! ત્હારા પતિનું ચરણ! લ્યા જાઓ! સિધાવો! બેટા! ત્હમારી શાંતિ, સુખ, સૌભાગ્ય અખંડ રહેજો! જાઓ! સુખી થાઓ! બેટા પાછાં વળી આવજો!

o o o o

(કન્યા કમળા ગૌરિ....ઢાળ)

મ્હારી રાજલ હંસી–સાસર સરવર ચાલીયાં રે
વ્હાલી અંતરલક્ષ્મિ–દીકરી થાઓ વિદાય.
શાણી સાસરીયું સોહાવજે રે!

દીકરી દીકરો જાણી ઉછેરી અમ આંગણે રે,
આજે પતિ હૃદય તુજ સાચું સ્થાન ગણાય. શાણી.

બેટા! સાસુ સસરા સ્વજનો ત્હારાં આજથી રે,
જે જે પતિના તે તે, ત્હારાં–ત્હારાં થાય. શાણી.

વ્હાલી સાસરીયામાં–સમાઈ જાવું દોહ્યલું રે,
સેવા વિનય પ્રીતિથી–સૌ વશ સ્હેજે કરાય. શાણી.





વાણી મીઠી લજ્જા અમૃત વરસે આંખડી રે,
ભુલી મહિયરીયું ઘર સાસરીયું સુખદાય. શાણી.

બ્હેની ! ભણી ગણી તું, કર્તવ્યે નીજ જાણતી રે,
કુળવટ ઉભય સુકુળની–સાચવજે તું સદાય. શાણી.

ગરવી મોટા મનની–દયા તણી દેવી થજે રે,
સેવા સાસરીયાંની–અનુચર દુખીયાં ન થાય. શાણી.

જાઓ ! વિદાય ! બેટા, ભારે હૈયે માતની રે,
મણિમય અખંડ રહેજો શાંતિ સુખ સૌભાગ્ય. શાણી.





'પરણવું એટલે પ્રભુતામા પગલા માડવાં' એ બોલવું કે લખવું જેટલુ સ્હેલું છે તેટલુ આચરણમાં મુકાવું રહેલું નથી. પુણ્ય અને સાચા સસ્કાર વાળું દંપતીજ પ્રભુતામા પગલી પાડે છે. લગ્ન યોગ્ય ઉંમર-વિદ્યાભ્યાસ-ઉચ્ચ કુળમા જન્મ, ઉત્તમ પુરૂષોની સત્સંગત-પૂર્વના પવિત્ર અને ઉચ્ચ સંસ્કાર આદિ સદ્ગુણોથી વિભૂષિત દંપતો સિવાય પ્રભુતામાં પગલી કેમ પડે? આ ગીનમાં પ્રભુતામા પગલી પાડવા તમે પરણો છો. એ પગલી કેમ પડાય તેનાં નિદાન સ્પષ્ટ કર્યાં છેઃ—

હે દંપતી! ઉતાવળા ન થાઓ—આતો સુજનજુની પ્રભુતામા પગલી પાડવાની મહા પાઠશાળા—લગ્ન છે. સમજો! પ્રેમ અને સ્વાર્પણ મંત્ર જપો તો પ્રભૂતામા પગલી પાડી શકશો કારણ લગ્ન એ તો બંન્ને હૈયાને મજબુત વજ્રબંધ બાધનાર દિવ્ય વસ્તુ છે. પ્રેમ પ્રભુની દીધેલી અમર લક્ષ્મિ! એ પાળવાની આ ધન્ય ઘડિપળ છે. અને અન્યને અર્પાઇ જનાર—નેજ તે મળે છે.

બાપુ! લગ્ન એટલેજ ત્યાગની મહા પાઠશાળા! હુપણુ ગુમાવી અન્યના બની જવુ. એ મહાત્યાગ-પ્રાણના પરમ વિકાસનું મુળ એ લગ્ન-વ્રત! દંપતી જીવનના સ્વર્ગ માર્ગે જવાનાં પયગીયા સંયમ પૂર્ણ લગ્ન! ભુલશો નહિ!

પરમ પ્રેમપરબ્રહ્મ રૂપી દિવ્ય રસામૃત પામવા માટે લગ્ન-સમો શુદ્ધ સંબંધ તો સાધન છે. સાધ્ય તો પરમ પ્રેમ પરબ્રહ્મ:





અને અનંતતાના બંધને બધાતાં પતિપત્નિ એ સાધક છે. ઓ મેધાવી દંપતી; આ પરમ સત્ય તમારા હૈયે ઉતારજો, કોતરી રાખજો; રગે રગે ભરી દેજો!

પતિના જીવન-આકાશમાં પત્નિ પરમ પ્રકાશીત ધ્રુવ તારલો છે. દંપતી જીવનનાં ભાવિનો એ નિર્માતા છે. સંસાર સાગરમાં જીવન નાવડું સીધે રસ્તે થઇ સફળ જીવન રૂપી કિનારે લઇ જવામાં વ્યહવારીક અનેક મુશ્કેલીઓ રૂપી ખડકો-ખાડા-ટેકરાથી બચાવનાર પત્નિ તો ધ્રુવ તારો છે, અરે! પત્નિ-આત્મા, પતિ આત્માને અનુસરનારો છે. તોજ એ ધ્રુવતારલો સફળ બને છે, તેમજ પતિ આત્મા પત્નિ આત્માને અનુસરે તો સંસાર સ્વર્ગ બનાવે છે.

વળી હે દંપતી! પતિ સાચો એક પત્નિવ્રત વાળો હોય; જેવા રામઃ એને શિરે તો કર્તવ્ય રૂપી કાંટાળો મુગટ છે. કારણ આજથી પતિ વિશ્વની તમામ કુમારીકાઓ કે સ્ત્રીઓને પત્નિભાવે ત્યાજ્ય ગણી માત્ર એકનેજ અર્પાય છે, એ આજથી પત્નિનો બની રહે છે. એ પત્નિનો-પત્નિ એનીઃ સદાનાં પરસ્પરઃ આવા મહાન્ ગૂઢ દાંપત્ય ધર્મના મર્મો જાણો અને એ જાણશો તો હે દંપતિ! વિશ્વે અસત્ય, પ્રેમપૂર્ણ, પ્રભુતા ભર્યું, દાંપત્ય જીવન માણી શકશો. અને તેવાંજ દંપતી પ્રભુતામાં પગલી પાડી શકે; બાપલા! વત્સો! હે અનંત યુગનાં પ્રેમનાં ભુખ્યાં તરસ્યાં પતિ પત્નિ! આ પ્રભુ પ્રેર્યાં લગ્નના અદ્ભુત આદર્શો તમને સમજાવ્યા તે પ્રમાણે ચાલો, પ્રભુતામાં પગલી પાડોઃ અને "ધર્મ, અર્થ, કામ, મોક્ષ" તમે છેવટે પ્રાપ્ત કરી જીવન-અને લગ્ન સફળ કરો:

o o o o



( માલણુ ગુથી લાવ....ઢાળ. )

ધીરે ધીરે દંપતી પરવરજ્યો!
પ્રેમે પ્રભુતામાં પગલી ધરજ્યો! ધીરે.

લગ્ન ઉર–ઉર બંધન બાંધે,
પ્રભુ દીધ પરમધન લાધે;
પામે સ્વાર્પણુ મંત્ર આગધ્યે. ધીરે.

લગ્ન, ત્યાગ તણી પાઠશાળા,
વૃત પ્રાણુ વિકાસ રસાળાં;
સ્વર્ગપંથ સંયમ પગથાળાં. ધીરે.

સાધ્ય પ્રેમ પરમ પરબ્રહ્મ,
સાધન ગૂઢ લગ્ન સંબંધ;
સાધક પતિ–પત્નિ અભંગ. ધીરે.

પત્નિ જીવન નભનો સિતારો,
સંસાર સાગર ધ્રૂવ તારો;
આત્મા આત્માને અનુસરનારો. ધીરે.

પતિ સત્ય પત્નિવૃત વાળો,
ધારે કર્તવ્ય તાજ કાંટાળો;
અર્પાય પત્નિને મહાનો. ધીરે.

ધર્મ–મર્મ દાંપત્યના જાણે,
સાચું તેજ જીવન જગ માણે;
મણિ–પ્રભુતામાં પગલી માંડે. ધીરે.




## ......મોંઘલ—રાતડી !......



લગ્ન પછી ઘેલુડી પત્નિ પતિ સહવાસમા ગાળેલી પ્રથમ રાત્રી–પ્રણય રાત્રી–Honey moon ની રાત્રીનું સ્મરણ કરતાં મસ્ત બની ઉઠે છે. જીવનમાં કદી નહીં અનુભવેલ–સ્વર્ગ સુખદાયક એ મોંઘલ રાત્રીની હકીકત પોતાની અંતરની સખીને ઉભરાતે અંતરીયે અને થનગનતે હૈયે કહેવા બેઠી છેઃ—

હે સખિ! રસની સરિતા સમાન એ રાતડી કયમ વિસરાય? અરે એ વાત કરતાં મ્હારાં અંગોઅંગ અને આંખો ઘેરાઇ જાય છે. બ્હેનાં! અમર યૌવનની દિક્ષા લીધેલાં અમો બંન્ને માટે એ મોંઘલ રાતડી તો પરમ મંગલ અને સુખકર હતી. કારણ મને તો સમોવડીયો વર મળ્યો છે ને? અરે! એ નણદલવીર! મ્હારા અંતરનો આરામ: દિલનો દિવડો: એને મળતાં, અલી સખી! હૈયે કાંઇક ન સમજાય તેવી પણ મધુર વાસળી જાણે વાગી ઉઠી હોં! અમે પ્રથમ તો હાથમાં હાથ લઇ બેઠાં. અરે! ઘેલી તું શું જાણે? પ્રાણે પ્રાણની અભેદતા થઇ અને યુગયુગની તૃષાતુર અમારી પ્રણયવેલને પતિસહવાસના પરમ અમૃતથી સિંચી અમે કૌમાર વ્રત ઉજવ્યાં! હા! અરે! હુ તો લાલન–એનો આત્મા બની હતી: અને એ! એની વ્હાલભરી આખડી પ્રેમના ઘેરા ઘેરા ઘેનથી ઘેરાતી, છતાં એના હૈયાની સુમધુર બંસી વાગ્યાજ કરતી: પછી તો અમે પરસ્પર જીવન પર્યંત એક, અભેદ, અખંડ, અચળ, રહેવાના અમરકોલ આપ્યા અને લીધા બેન! ખાત્રીથી અમે તે પાળશુંજ હોં! કારણ એ સાચા દિલના છે. વળી બ્હેન! આંખે આંખ અને પાંખે પાંખ મેળવ્યાં તે કેમ ભૂલાય? પંચ મહાતત્વો



સૂર્ય, ચંદ્રની સાક્ષીએ લીધેલી એ પ્રતિજ્ઞાઓ જે સપ્તપદી બોલી, જાણી સમજી કરી છે તે તો પ્રાણને સાટે છે. હા! મ્હારી આશા અમ્મર છે. મ્હારા એ સ્વામિ! તો આ હૈયાનો ગુપ્ત પટારો ખોલવાની ચાવી છે ચાવી!

જો અલી! અમે ચોરીમાં બેસી હસ્ત મેળાપ સમયે કરપલ્લવીથી પરસ્પરને પિછાન્યા! પછી એક થયાં. અને અમોઘ જીવન સાગરમાં અમારૂં સૈયારૂં નાવડું ઝુકાવી જાણે રસ સાગરમાં પ્રવેશ્યાં! એમાં પ્રેમનાજ પરિમલ ફોરે છે. વળી અમારી આ જીવન-ભાગીદારીમાં વરસેલી માતતાતની અમોલી આશિષોની ઝડીયો અમે નેત્રો અને હૈયે ઝીલી લીધી છે.
અને જાણી લીધું કે—

દિલની અભેદતા ને પ્રેમમાં સર્વસ્વ દાન—

આ અંતરની અમર એકતા અને પ્રેમમાં સર્વ સમર્પણ આ પરમ પ્રતિજ્ઞા એ અમર મોઘલ રાતડીમાં લીધી છે. એ જીવન ઉષાના મંગલ પ્રસંગે ઉજવેલી મોંઘલ રાતડી કહે કેમ વિસરાય! બ્હેનડી! એની પરમ રસભર ગુપ્ત વાતડી પણ તારા જેવી દિલની સખિ વિના કહેવાય પણ કોને? અલી ઓ સખીરી! એવી અનેક આશાઓ ભરી, રસ પૂર્ણ, પ્રભુતાભર મોઘલ રાતડી અમે ઉજવી! હા! એની વાત તો કાંઇ ઓર છે! ઓર!

o o o o

(કુંજલડી રે સંદેશો હમારો....ઢાળ.)

રસની રમરેલ સમી વિસરે ન રાતડી!
ઘેરાતાં અંગ અને આંખડી! સાહેલડી!




સરખી સાહેલી ગીત ગુંજતી ને ગાજતી !
અજબ અમર યૌવન જગાડતી ! એ બ્હેનડી ! રસની !

અંતર આરામ મળ્યો દિલનો એ દીવડો !
હૈયે મધુર વાગી વાંસળી ! રસવેલડિ !
ચિત્તનો ચાંદલીયો ચમક્યો એ ગોરડી !
હાથ માંહિ હાથ રહ્યો હિંચી ! એ બેલડી ! રસની !

ઉજવ્યાં કૌમારવ્રત—પ્રાણની અભેદતા !
માણી પ્રણયવેલ સિંચી ! અલબેલડી !
લાલન ! લ્હેરાય એની વ્હાલભરી આંખડી !
બંસી અંતર ગાન ગુંજતી ! એ બેલડી ! રસની !

હૈયાના કૉલ અમર આપ્યા લેવાયા !
પાળશું એ પ્રાણે બોલાયા ! રસીકડી !
આંખોથી આંખ અને પાંખોથી પાંખડી !
મેળવી તે કેમ જાય વિસરી ! મદબેલડી ! રસની !

પંચતત્વ સૂર્યચંદ્ર સાક્ષી અબોલડા !
ભાવિના ભેદ લીધા ભરી ! એ બ્હેનડી !
આંખોનાં દ્વાર અને હૈયા પટારડા !
ઉઘડ્યાં શા ચાવી એ અનેરી ! રસવેલડી ! રસની !



ચૉરી ચઢીને રસ સાગરે પ્રવેશ્યાં!
પગલે પગલે શી. પ્રીત ફોરી! રસીકડી!
હૈયાની આશિષો માતાને તાતની!
લીધી નયન ઉર કોરી! એ ઘેલુડી! રસની!

દિલની અભેદતા ને પ્રેમમાં સર્વસ્વ દાન!
લીધાં-દીધાં એ અમર રાતડી! અબોલડી!
વિસરાય કેમ એવી "મોંઘલ રાતડી!"
"મણિમય" કહેવાય કોને વાતડી! અલબેલડી! રસની!



# મધુરજની



સરખી સરખી બે સખિઓ ઉરના એકાંતની ગોઠડી કરવા બેઠી છે. એક સખિ તો હજી હમણાંજ પરણી ગઇકાલેજ લગ્નની પ્રથમ રાત ગાળી આવેલી છે. તેને સખિ એક ગુપ્ત વાત પુછે છે. કારણ તેની સખિએ એ રાત્રી કેમ વિતાવી તે જાણવાનું કુતુહલ તેને તેમ કરવા પ્રેરે છે. તે પુછે છેઃ—

અલી સખિ ! શું ત્હેં મધુરજની ઉજવી ? શું હસે છે ? અને આ ત્હારા મુખ પર તગનગતી લાલી શાની છે ? પ્રેમ રસની સાક્ષાત મુર્તિ સમો સ્વામિ સદ્‌ભાગ્યે તું પામી છો,- તો તમારાં દિલ અભેદ બન્યા ?

પ્રત્યુત્તરમાં શરમાતે મુખડે તે કહે છે, હે સખિ ! મ્હારા હૃદય સરોવરમાં કલ્લોલતો અને મ્હારા અનુભવ પ્રમાણે તો એ શુધ્ધ પ્રેમ રૂપી અણમુલ મોતીનો ચારો ચરનારો અને પોતાના હૈયે મને હુલાવનાર સાચો રાજહંસજ છે. વળી તું પુછે છે કે પ્રેમ પાઠ-શાળામાં ગયા સિવાય હું ભોળી બાળા અટપટા પ્રેમ માર્ગ કેમ જાણી શકી ? પણ બ્હેની મ્હારી ! પ્રેમના પવિત્ર રસભર મર્મો શાળામા થોડાજ શિખાય છે ? એતો રસના મહાસાગર સમા સ્વામિજ શિખવેને ? વળી આ પવિત્ર રાતલડીમાં અમે સ્થૂલ પ્રેમમા ડુબવાને બદલે-દેહ પ્રેમને બદલે આત્મ પ્રેમનેજ વધુ મહત્વ આપ્યુ. અમે કૌમારવ્રત ઉજવવામાં પુનિત પ્રેમનાં વ્રત લઇ પરસ્પર પ્રાણમાં નવલા ચેતન પુરી સાચા અદ્વૈત ભાવ ભર્યાં પ્રણયનાં રસામૃત પીધાં. કહે અમે આમ મધુરજની ઉજવી ! વળી આપણામાં પ્રથમ રાત્રી પ્રસંગે



અભણુ નવવધુ અભણુ સગાઓની શિખવણીથી રીસામણાં મનામણાં કરી પતિને પજની નિર્જીવ અલંકાર કે પૈસા મેળવવાની ચેષ્ટા કરે છે, પણ સખિ! નિઃસ્વાર્થ પ્રેમમાં જ્યાં પરસ્પર આખાં અર્પાઇ જવાની તૈયારી હોય ત્યાં ક્ષુદ્ર અલંકાર તો પ્હાણાની માફક રોળાયાં કરે છે તો યાચક થઇ મુર્ખ કોણ બને?

બેન? મને તો સ્વામિ આખાયે-પોતાના હૃદય અને પ્રેમ સહિત મળ્યા! બીજી માચના-અભિલાષા કરૂં તેવી ગાંડી હું થોડીજ છું?

વાહ! સખિ! તને ધન્ય છે. તુંજ ગુણિયલ અને કુળવંતી હોઇ સાચો પ્રેમ સમજનાર પ્રેમ સરવરની રાજહંસી છો. અને ત્હારા જેવી પતિ પ્રેમ રૂપી સાચા મોતીનો ચારો ચરનારી લાલનજ આત્મૈકય પ્રેમૈકય-હૃદયૈકયની બંસી બજાવી શકે! ત્હેં એવી બંસી બજવી!

વળી કહું કે? સખિ! અમે બંન્નેએ પ્રથમ રજનીયે, રાત્રી-એકાંત યૌવન, અને સ્થળ, સમય, સંજોગને સુલભ એવા વિકારને વશ ન થયા હોં! પણ અમે તો આત્મવિકાસનાં સાધનમાં સ્થિર રહ્યાં હતાં. અને છેવટે પતિ ચરણમાં સ્વાર્પણ કરતાં હું તો પતિ હૃદયમાંજ સમાઇ ગઇ. સખિ! એ અભેદભાવ એ સ્વાર્પણ એ પ્રેમની મસ્તી અને એ સૂક્ષ્મ પ્રેમનાં લ્હાણ કોકજ માણી શકે. બ્હેની! હું તો માણીને ધરાણી! કારણ:

વિકાર બાળી આત્મ વિકાસે, મધુ રજની મ્હેં માણી!
મણિમય સ્વાર્પણ પતી ચરણમાં-પતી હૃદયેજ સમાણી.

આવા વિકાર રહિત સાચા આત્મ વિલાસમાં મધુ રજની વિતાવનાર દંપતી ચરણે વંદન હજો હમારાં!

o o o o





(મ્હારી સજની તું ક્યાં રમી આવી રજની સાચું બોલ બોલ બોલ...ઢાળ.)

અલી સજની! ત્હેં ઉજવી શું મધુરજની!

જરી બોલ બોલ બોલ.

કયમ હસતી! મુખ ઉજ્વળ લાલી રમતી!

દિલ ખોલ ખોલ ખોલ.

પતી રસરાજ સમો તું પામી : મહા ભાગ્ય તુજ ફળીયાં,
પ્રેમ રાણી તું પ્રણય દેવ એ, દિલ દિલ કેવાં મળીયાં?

જરી બોલ બોલ બોલ.

રાજહંસ સખિ મુજ સ્વામી–દિલ સરોવર કલ્લોલે,
શુદ્ધ પ્રેમ મૌક્તિક ચરી ચારો, ઝુલાવતો દિલ ઝોલે

અણમોલ મોલ મોલ.

કહે સખિ! ક્યારે તું ગઈતી, પ્રેમ પાઠશાળામાં?
અજાણ તું અટપટા માર્ગની, કાલી ભોળી બાળા!

જરી બોલ બોલ બોલ.

પુનીત પ્રેમના મર્મ રસાળા, શીખાય નવ શાળામાં!
રસસાગર સ્વામિએ શીખવ્યાં, પ્રેમશાસ્ત્ર મર્માળાં!

અણમોલ મોલ મોલ.

મધુરજની મોંઘલ રાતલડી, કહે સખિ કયમ ગાળી?
અણ વિકસી ઉર ઉર મંજરીયો, વીકસાવી રસમાળી?

જરી બોલ બોલ બોલ.



પરમ પુનિત આ રાતલડીમાં, પ્રેમ તણાં વૃત લીધાં,
પ્રાણ પ્રાણમાં ચેતન પુરી, પ્રણય રસામૃત પીધાં.
અણમોલ મોલ મોલ.

રીસામણાંને મનામણાંમાં, અલંકાર કાંઇ પામી,
પ્રથમ મિલનમાં મનગમતું કાંઇ, આપી ગયા શું સ્વામી?
જરી બોલ બોલ બોલ.

પ્રણય કલહ નિઃસ્વાર્થ પ્રેમમાં, યાચક મુર્ખજ થાતો,
અર્પાયા આખા પ્રિયતમ ત્યાં, અલંકાર અથડાતા.
અણમોલ મોલ મોલ.

ધન્ય સખી ગુણીયલ કુળવંતી, પ્રેમ સરોવર હંસી,
પતી પ્રેમ મૌક્તિક ચરનારી, બજાવી લાલન બંસી.
અણમોલ મોલ મોલ.

વીકાર બાળી આત્મવિકાસે, મધુરજની મેં માણી,
મણિમય સ્વાર્પણ પતી ચરણમાં, પતી હૃદયેજ સમાણી.
અણમોલ મોલ મોલ.



## મહીયર



મહિયરીયું ! સ્ત્રીને મન મીઠા મેવા ! જે માત તાતની શિળી છાંયડી અને બંધુ, બ્હેની, તથા સરખી સહીયરોના અમૃત સાગરમાં એ ઉછરી મોટી થઇ હમણાંજ સાસરીયે આવી છે, એને ઘડિ ઘડિ માતાનો ખોળો અને તાતનું વ્હાલ હૈયે ચઢી આવે છે. સવાર સાંજ એને એની ઝંખના સતાવે છે. મા શું કરતી હશે ? પિતા ભાઇ કે બ્હેનો, સખિઓ સંભારતાં હશે ? હવે એમના વ્હાલભર્યાં મુખ ક્યારે જોઇશ ? આવા આવા તરંગ ઝુલે ઝુલતી એ પોતાના હૈયાની વરાળ સખિ પાસે કહાડે છે—હવે સખિ ! પીયરની વાટ નથી ભુલાતી. અંતર અકળાય છે. અહિ તો બધાં નવાં છે, બધા સાથે મન મળતાં વાર લાગશે. દિલ ક્યાં ખોલું ? માબાપે લાડ લડાવ્યાં, એમને ખોળે રમી, સરખી સૈયરો સાથે ખેલી, મારી બેનના કાલા ઘેલા બોલ એ સૌ મને વારે વારે યાદ આવે છે ને રડી જવાય છે. બેન, મ્હારો બેન ઘેલૂડો ભાઇ આજે સુનો સુનો ફરતો હશે, વળી મેડીમાં બેઠો મારા સુખ દુઃખના વિચારો કરતો ભારે હૈયે નિસાસા નાંખતો હશે. વળી બ્હેન, શિયાળે પોંક પાપડી ખાતાં દશરા દિવાળીમાં યે હું તો સાસરે હઇશ પણ મારા પિયરીઆં વાર ત્હેવારે મને કેવાં સંભારશે ? પીયરીયે રાજકુંવરી હતી અહીં રાણી છું. ત્હેવારે પિયર યાદ આવતાં રોવાઇ જાય છે. ઓ બ્હેની ! મારી પીયરની મીઠી લ્હાણુ અમ્મર રહેજો અને મારા માત પિતાને પ્રભૂ અખંડ સુખ દેજો કે જેમણે મને ઉત્તમ સ્થળે વરાવી સુખી કરી.



( આવો આવો જશોદાના કાન...ઢાળ )

સખિ! મહિયર કેરી વાટ, મુજને ન વિસરે રે!
મ્હારૂં અંતરીયુ અકળાય, પીયરીયું સાંભરે રે!
ખેલ્યાં માતને ખોળે તાત, લાડ લડાવ્યાં રે.
સરખી સહીયરના સાથ, હૈયે આવ્યા રે!
મારી બેનીના કાલા બોલ, પડઘા વાગે રે.
એનાં હેત અતોલ અમોલ, હૈડે જાગે રે!
બેની ઘેલુડો બંધવ આજ, સુનો ફરશે રે.
એની બેનડીનાજ વિચાર, મેડીમાં કરશે રે.
અમે ખાતાં શિયાળે પોંક, પાપડી હોંશે રે.
દશરાને દીવાળી માત, મુને સંભારશે રે.
હું તો સાસરીયાંની માંહ્ય, આજ સમાણી રે.
રાજ કુંવરી મહીયર માંહ્ય, સાસરીયે રાણી રે.
સખી લાંબી પીયરીયાની વાટ, નજર ન પોંચે રે.
પણ હૈયૂં ઉડી ઉડી જાય, રોવાઇ જાયે રે.
મીઠી મહીરીયાની લ્હાણ, અમ્મર રહેજો રે.
મણિમય મુજ માત ને તાત, સુખ પ્રભુ દેજો રે.



## પતિપ્રેમ રસામૃત !



આ ગીતમા આત્મા અને સુમતિની એકતા–લાલ અને લાલનની અભેદતા દર્શાવી પતિ પત્નિના આત્મૈકયનુ દર્શન કરાવવા પ્રયાસ છે પતિને અર્પાયા પછી પત્નિ અમર બને છે અલખ–અલક્ષ્ય –લક્ષ્યમા ન આવી શકે એવો અનહદ આનદ અભેદતાનો આનદ તે પામે છે અને આવા અનખ, અભેદ, અપૂર્વ પ્રેમરગથી રગાઇ આત્મ વિલાસના લ્હાવ લેતા લાલન કહે છે–કે પૂરક રેચક અને કુભકના દ્વારમા થઇ–એટલે આ ત્રિપુટી સાધી શુશુમ્ણામા પ્રિતમ સાથે એકતાન થઇ ગઇ–લ્ય પ્રભૂ–પ્રભૂતાની પ્રાપ્તિની ખાત્રી થઇ ગઇ. સખિ ! આત્મ–પ્રભૂનો એવો દેવદુર્લભ પ્રેમ કેમ ભૂનાય ? જે મનવાણીને કાયાના ત્રિકરણ યોગે સુમતિ આત્મા એક થતા જીવન મુકત થવાય એના આત્મ વિલાસથી હું પાગલને અવી ! આત્મારામે ડાહી બનાવી દીધી અને હવે જીવનમા કોઇ ઑાર મીઠાશ આવે છે વળી હુ પીયુમા એવી તો તદાકાર બની ગઇ કે હું પીયુમાજ સમાઇ ગઇ–હુ મનેજ શોધી રહી છુ પણ બાપના કાળજાં ગુમ થયા તે વળી ફરી શોધ્યા જડયા સાભળ્યા છે ? કાગણુ બાહ્ય ચક્ષુ–ખોલતા જ્યા ત્યા મ્હારે બદલે મને પીયુ–આત્મારામ લાલ–જ નજરે પડે છે અરે સચરાચરમા પ્રાણુજ વ્યાપેલા જણાય છે ખરેખર ! જે હુ પણું ગુમાવે છે ને આત્મ–રૂપ બની રહે છે, તેને અગમ–(ગમ નપડે તે) અને નિગમનું ભાન થતા તે અમર બની રહે છે અલી બ્હેન ! આવા અલૌકિક અદ્દભુત સ્વ–આત્મ સ્વરૂપની લ્હાણુ અપાવનાર પીયુથી હવે ક્ષણુ પણુ અલગ કેમ રહી શકાય ? એણે તો મને પામરને મસ્ત બનાવી–કાળજાં વિંધી નાખ્યા, પ્રાણે



પ્રાણ મિલાવી દીધા. સખિ! એની તો વણમૂલી દાસી બની રહી-નયન મિંચતાં પ્રીતમ હૈયે ચઢી બેઠો દેખાય છે. પણ આ સ્થૂલ જગતને જોવાની આંખ ખોલતાજ પ્રિતમ દૂર ભાગી જાય છે, બાપુ, કહોતો કોઈએ એ રસીયા વ્હાલમને-લાલનના લાલને જોયો? હું તો ચૌદ બ્રહ્માંડમા ગોતી થાકી પણ એ દિલારામ કયાં છે તે જડયા નહીં. રખડી થાકી-ત્યાં એક મહાજ્ઞાની યોગીરાજે મને એંધાણ આપી ભેદ બતાવી દીધો કે અલી પાગલ-લાલન! ઘેલી થા માં! જો એણે તો પોતાનો અડ્ડો ત્હારા અંતરમાંજ જમાવ્યો છે! ત્યાં શોધ કર. જડશે! ખરેખર! અલી! મ્હારા પ્રિતમ તો ત્યાંજ બાદશાહી ઠાઠથી બિરાજેલા મને જડયા અને તેઓ મળતાંજ સ્વાનુભવે-આત્માનુભવે-અનેરા પ્રેમ રસાત્મૈકયનાં લ્હાણ અમે લીધાં.

પતિ પત્નિમાં આવી આત્મૈકયતા-પવિત્રતા-પ્રભૂતા સ્વાર્પણ અને ન્યોછાવરી હોય તોજ દાંપત્ય જીવન સફળ ગણાય. દંપતી સમસ્ત આવાં પરમ પતિ પ્રેમ રસામૃત પામો.



[ બ્રહ્મયોગ વિલાસ. ]

( કુંજલડી રે સંદેશો હમારો...ઢાળ. )

દિલડાં દીધાં પતિ હાથમાં સાહેલડી!
પ્રેમરસ પિયુજીથી પીધા પીધા જી રે!
પ્રીતમ પીતાં ન ધરાતાં સાહેલડી!
મરજીવાં સ્હેજે કરી દીધાં દીધાં જી રે! દિલડાં!





આનંદ અનહદ અલખનો પામીયાં !
ભેદભાવ દૂર કરી દીધા દીધા જી રે !
રસીયા રસરાજ પ્રેમ રંગે રંગાયા !
લાલન ! શું વ્હાવ લલિત લીધા દીધા જી રે ! દિલડાં !

પૂરક–રેચક અને કુંભકના દ્વારમાં !
ત્રિવેણી તટ ડેરા દીધા સીધા જી રે !
સેજડી શુશૂમણાની સજની સુંવાળી !
પોઢી અમર કૉલ કીધા—લીધા જી રે ! દિલડાં !

પિયુજીનો પ્રેમરંગ ભૂલાય કેમ ના !
પાગલને કીધ અલી સીધા–વિંધા શી રે !
તન-મન-ધન આણુ જીવન ચરણે છે સોંપ્યાં !
જીવન જણાય હવે મીઠાં મીઠાં જી રે ! દિલડાં !

હવે ઢુંઢુ હું મ્હને સારા સંસારમાં !
શુભ થયાં કાળજડાં દીઠાં દીઠાં જી રે !
નજર કરૂં ત્યાં પિયુ પોતે જણાય છે !
સચરાચરે અમે અદીઠાં—દીઠાં જી રે ! દિલડાં !

હું પણું ગુમાવી અલી પિયુરૂપ થઇને !
અમરરસ પાન પ્યાલા પીધા પીધા જી રે !
અગમ—નિગમની ખબરે પેડે છે હાવાં !
પિયુએ અમર કરી દીધાં દીધાં જી રે ! દિલડાં !



પ્રાણ મિલાવી દીધા. સખિ ! એની તો વણમૂલી દાસી બની રહી-નયન મિંચતાં પ્રીતમ હૈયે ચઢી બેઠો દેખાય છે. પણ આ સ્થૂલ જગતને જોવાની આંખ ખોલતાજ પ્રિતમ દૂર ભાગી જાય છે, બાપુ, કહોતો કોઇએ એ રસીયા વ્હાલમને-લાલનના લાલને જોયો ? હું તો ચૌદ બ્રહ્માંડમાં ગોતી થાકી પણ એ દિલારામ કયાં છે તે જડયા નહીં. રખડી થાકી-ત્યાં એક મહાજ્ઞાની યોગીરાજે મને એંધાણ આપી ભેદ બતાવી દીધો કે અલી પાગલ-લાલન ! ઘેલી થા માં ! જો એણે તો પોતાનો અડ્ડો ત્હારા અંતરમાંજ જમાવ્યો છે ! ત્યાં શોધ કર. જડશે ! ખરેખર ! અલી ! મ્હારા પ્રિતમ તો ત્યાંજ બાદશાહી ઠાઠથી બિરાજેલા મને જડયા અને તેઓ મળતાંજ સ્વાનુભવે-આત્માનુભવે-અનેરા પ્રેમ રસાત્મૈકયનાં લ્હાણ અમે લીધાં.

પતિ પત્નિમાં આવી આત્મૈકયતા-પવિત્રતા-પ્રભુતા સ્વાર્પણ અને ન્યોછાવરી હોય તોજ દાંપત્ય જીવન સફળ ગણાય. દંપતી સમસ્ત આવાં પરમ પતિ પ્રેમ રસામૃત પામો.

o o o o

[ બ્રહ્મયોગ વિલાસ. ]

( કુંજલડી રે સંદેશો હમારો...ઢાળ. )

દિલડાં દીધાં પતિ હાથમાં સાહેલડી !
પ્રેમરસ પિયુજીથી પીધા પીધા જી રે !
પ્રીતમ પીતાં ન ધરાતા સાંહેલડી !
મરજીવાં સ્હેજે કરી દીધાં દીધાં જી રે ! દિલડાં !




આનંદ અનહદ અલખનો પામીયાં!
ભેદભાવ દૂર કરી દીધા દીધા જી રે!
રસીયા રસરાજ પ્રેમ રંગે રંગાયા!
લાલન! શું લ્હાવ લલિત લીધા દીધા જી રે! દિલડાં!

પૂરક–રેચક અને કુંભકના દ્વારમાં!
ત્રિવેણી તટ ડેરા દીધા સીધા જી રે!
સેજડી શુશૂમણાની સજની સુંવાળી!
પોઢી અમર કોલ કીધા—લીધા જી રે! દિલડાં!

પિયુજીનો પ્રેમરંગ ભૂલાય કેમ ના!
પાગલને કીધ અલી સીધા–વિંધા શી રે!
તન-મન-ધન પ્રાણ જીવન ચરણે છે સોંપ્યાં!
જીવન જણાય હવે મીઠાં મીઠાં જી રે! દિલડાં!

હવે ઢુંઢુ હું મ્હને સારા સંસારમાં!
ગુમ થયાં કાળજડાં દીઠાં દીઠાં જી રે!
નજર કરૂં ત્યાં પિયુ પોતે જણાય છે!
સચરાચરે અમે અદીઠાં—દીઠાં જી રે! દિલડાં!

હુંપણું ગુમાવી અલી પિયુરૂપ થઇને!
અમરરસ પાન પ્યાલા પીધા પીધા જી રે!
અગમ—નિગમની ખબરૂં પેડે છે હાવાં!
પિયુએ અમર કરી દીધાં દીધાં જી રે! દિલડાં!



હાવે ! અલગ ઘડિ કેમે રહેવાય ના !
મિલાવી પ્રાણેપ્રાણ દીધા દીધા જી રે !
મુખડું નિહાળતાં કેમે ધરાઉં ના !
મસ્ત કરી કાળજડાં વિંધ્યાં-વિંધ્યાં જી રે ! દિલડાં !

આંખો ઉઘાડતાં ભાગ્યા પ્રિતમજી !
બાપુડીયાં બોલજો ! છે દીઠા ? દીઠા જી રે !
ચૌદ ભૂવનમાં ગોત્યે ન સાંપડયા !
દિલરામ ગયા કયાં ! એ મીઠા મીઠા જી રે ! દિલડાં !

ભેદુ ગુરૂએ મને આપી એંધાણી !
અંતર પ્રદેશે ડેરા દીધા દીધા જી રે !
આત્મા પ્રભુ ત્યાં પુરા ઠાઠમાં બીરાજ્યા !
સ્વાનુભવે મણિ લ્હાવ લીધા લીધા જી રે ! દિલડાં !



## શરમીલી



લગ્ન પછી પતિ સહવાસીની પ્રિયતમાની શરમની હદ નથી. જાણે હવે જગતને શુ મોઢુ બતાવીશ ? એ નિર્દોષ મુગ્ધાને જાણે પતિ ગૃહે પતિ સહવાસમા આવવુ એ શરમાવા સરખુ લાગે છે તે મોઢુ ઢાકી ફર્યા કરે છે મુઝાય છે સરખી સખીઓ શું કહેશે ? જાણે જગત્ આખુ એને ચુ ટી ખાશે ? એની મશ્કરી ઉડાવશે ? આવી આવી મીઠી મુંઝવણમા મુઝાતી મુગ્ધા ને એક સખિ મળી જતા, તે તેની મુંઝવણનુ કારણ પુછે છે ત્યારે એ શરમીની ન છુટકે અધુરી–અચકાતી વાણીમા હૈયુ ખોલવા મથે છે, તે કહે છે, ઓ બ્હેનડી ! હુ બોલવા મથુ છુ પણ બોલાત નથી-દિલ બોલાતું નથી એવી શરમાળ ને શરમાળ હુ છુ બબ્બુ ! દિલમા તો કાઇ કાઇ થાય છે, પણ મોઢે બોલી બતાવાતુ નથી અને અતરમા અમુઝણનો પાર નથી વળી તને કહેવા હૈયુ ઉછાળા મારે છે–કે બધુ કહી દઉ–પણ મુખ તો મૌનજ ધારે છે વળી ઓ સખી તુ જાણે છે ? એમ મૌન રહેવા છતા તુ મારૂ હૃદય સમજી શકીશ ? ના ! ના ! એ ભાષા તો મ્હારો પ્રિયતમજ જાણે છે હો ! સખિ ! એ તો બધુ સાનમાજ સમજે છે ! તુ મારી શરમ નથી સમજતી ? ભલી બાઇ ! લજ્જા તો નારીનો મહિમય શણગાર છે લે હવે તુ ધરાઇ ?

o . o o o

હું તો બોલુ બોલુંને ન બોલાયરે,
એવી શરમીલી બ્હેન



દિલ ખોલું ખોલુંને ન ખોલાયરે,
એવી મર્મીલી બ્હેન;
દિલમાં કાંઇ કાંઇ થાયે,
મુખથી ન કાંઇ વદાયે.
પીયુ જોતાં—
અંતરીયાં અમુઝાયરે—એવી.
હૈયૂં ઉછાળા મારે—
મુંખડુંતો મૌનજ ધારે,
એ ભાષા—
તો પીયુથીજ સમજાયરે—એવી.
સ્વામિ સમજે સખિ સાને !
મ્હારી શરમ ન પિછાને !
નારી લજ્જા !
એ મણિમય છે શ્રૃંગારરે !—એવી.



## સેવા કે સંસાર

આ એક સુજન જુનો પ્રશ્ન છે સંસાર ઉત્તમ કે સેવા ? દંપતી જીવનમા સ્ત્રી અને પુરૂપ બનેને સેવાના ક્ષેત્રો સંસારમા પુરતા છે અને સંસારમા રહી સેવા બજાવનાર માટે સંસાર સ્વર્ગજ છે એ ભાન છે

o o o o

(સખિઓ નીજનીજ નીતિ ધર્મ સદા સંભારજો રે ઢાળ)

ગુણિયલ રસસુંદરી ઓ પુછું તમને પ્રેમથી રે!
દેજો ઉત્તર એનો અંતર કરીને વિચાર,
ઉત્તમ સેવા કે સંસાર કહો આ વિશ્વમા રે?

સાખીઃ સેવા સ્વામિ પ્રભુ તણી માત તાતની થાય,
પુત્ર ગુરૂ દીન હીનની માતૃભુમિની કરાય
સેવા ધર્મ સમજવો યોગીનેય અગમ્ય છે રે,
એમાં સુખ સગવડ ને શાંતિનોજ અભાવ. ઉત્તમ.

સાખીઃ દિપાવવા સંસારને, લગ્ન કરે નર નાર.
ગૃહને સ્વર્ગ બનાવવાં, ગૃહ જીવનના સાર
સેવા સાચી તો સંસારીને છે દોહ્યલી રે!
માણે સંસારે તે સેવા ધર્મથી દુર ઉત્તમ

સાખીઃ સંસારે રહી પળ પળે, કર્તવ્યે લયલીન,
નિજત્વ નિજનું ભુલીને, બજવે સેવા બીન
તેને સેવા ધર્મે સ્વર્ગ મળે સંસારમાં રે,
મણિમય સેવાને સંસારે હોય પ્રવીણ ઉત્તમ





## પીચુડો

**પ**તિ ઘેની પત્નિ પોતાના પ્રિયતમને પુછે કે—ઓ વ્હાલમ? ત્હેં મારામા એવુ તે શું જોયું? કે તુ સાનભાન ભુલી મનેજ જોઇ રહ્યો છે? હુ તો સાવ સાદી ભોળી અને પ્રીતિની રીતથી તદ્દન અજાણી છુ ને? વળી પ્રેમના વિકટ પથની અટપટી ગીતો પણ હુ તો ત્હારીજ પાસે શીખી? વળી આ હૈયામા પરમપ્રેમપરબ્રહ્મની ઝળહળતી જનનંત જ્યોત પણ ત્હેંજ પ્રકટાવી! અરે! પ્રાણેશ્વર! હવે તો એ પ્રેમની પરમ રસાયણ સમી માત્રા થોળી પીધા પછી ત્હારા વિના બાવરી બની છું ને જ્યા ત્ય તનેજ શોધતી ફરૂં છું. વ્હાલમ! તુ તો રસરાજ ને હુ તો ઘેલી વળી પહેલા નંબરની પાગલ તો રસરાજ! તુ મ્હારા પાછળ કા દિવાનો ઘેનો બની ફર્યા કરે છે? મ્હારા લાલ! ત્હારી આ લાલનમા રતી—રસ—કે રૂપ કાઇ નથી તો દિલારામ! કહે કહે મ્હારા કયા રૂપ ગુણ પર મોહ્યો છુ ભલા? પ્રિય! તમે પોતેજ ગુણના સાગર છો અને હુ તો અવગુણનીજ ઓરડી છુ મારા અવગુણ તમને દેખાતા ન હશે પણ મારા મોઢે એ બધા અનગુણ શા શા ગણુ ? અને છતા જો થોડા ઘણા ગુણો તમને દેખાય છે તે તો તમારા પ્રેમનુ પ્રતિબિંબ જ અગર તો તમારી આખે ચઢેલા પ્રેમ અને મારા પ્રતિના પક્ષપાતના ચશ્માને લીધેજ જણાય છે હો! બાકી દિલબર! હુ તો જેવી હું તેવી ત્હારી છું તુ મ્હારો રહેજે ને મ્હને ત્હારીજ રાખજે હા!







(મોરલીમાં એવું ત્હેં શું ગાયું કનૈયા...ઢાળ.)

એવું એવું મ્હારામાં શું જોયું પીયુડા?
સાન ભાન કહેને શાને ખોયું પીયુડા?–એવું.

સાદી ભોળી હું સાવ અજાણી પીયુડા!
પ્રીત્યુંની રીત્યું તુંથી જાણી પીયુડા!–એવું.

ન્હોતી ખબર પ્રેમ પંથની પીયુડા!
શીખવી તેં ભાષા અગમ ગ્રંથની પીયુડા!–એવું.

હૈયામાં જગવી ઝળહળ જ્યોતું પીયુડા!
આવરી બનીને તને ગોતું પીયુડા!–એવું.

તું તો રસરાજ હું તો ઘેલી પીયુડા!
પ્રેમી પાગલમાં હું તો પ્હેલી પીયુડા!–એવું.

રતી રસ રૂપ હુંમાં છે ના પીયુડા!
બોલો શા ગુણે મુજપર મોહ્યા પીયુડા!–એવું.

તમો તો ગુણરત્નાકર જેવા પીયુડા!
મ્હારા અવગુણ શા શા કહેવા પીયુડા!–એવું.

જે જે દેખાય મુજમાં સારૂં પીયુડા!
મણિ પ્રેમણિંબ એતો ત્હારૂં પીયુડા!–એવું.





## આંખડીનાં અમૃત

પ્રિયતમ–પ્રિયતમાને વિનવે છે. ઓ સખિ! આ અસાર સંસારમાં અમર થવું છે. જરા ત્હમારી આંખડીનાં–કૃપા દૃષ્ટિનાં અમૃતનાં બે બિંદુડા પાશો? તમારા હૈયામાં તો એ અમૃતના હોજ ભર્યા પડયા છે. વળી બીજાં સુગંધી પુષ્પોની યે શી ગરજ છે? તમારી સુમધુર વાણીજ બસ છે અને જરા, ઓ રસસુંદરી! પ્રેમતારે વણેલ આપણું આત્મૈકય ઝળકાવતાં રહેજો હોં કે!

કારણ–આ આત્માને તો તમારા આત્માનીજ ભુખ અને તરસ જુગ જુગ જુની છે. તો આપણા સહચારમા ચાલો અદ્વૈત બનીયે. એથી તો સંસાર સ્વર્ગ બનશે ને દેવો બેઘડિ જોયાંજ કરશે. ઓ આત્મન્! આત્માને આત્મા પિછાન્યાંજ કરવાનો.

પ્રેમ અને ત્યાગ એ બે તો પ્રભૂનાં દીધાં પરમ ધન; માનવને મહાભાગ્યે લાંધ્યાં છે. એની જ્યોતિ હૃદય ઉજવળ કર્યા કરે છે. સાચાં પ્રેમીઓતો સ્વાર્થ, રાગ, દ્વેષ, અને સ્થુલ શરીરની વાસનાની વિષવેલડી ત્યાગી પરમ પ્રેમપરબ્રહ્મમાં લીન બની પ્રભૂપદમાં ઠર્યાં રહે છે.

ઓ વ્હાલી! પ્રિયતમા! જો સાચેજ તમે દેવનાં દીધેલ હો! ને આ અંતરમાં ઉતરી પડયાં હો! તો પ્રાર્થના છે કે જેવાં આવ્યાં છો તેવાંજ હૈયામાં સમાઇ રહેજો–કદી–કદીયે હૈયામાથી બહાર ન નીકળજો; કારણ એથી હું તમામ દુનિયાને ભુલીશ અને જગત્ને તું ભુલાવજે. પ્રાણ! જગત્ને સ્વર્ગ બનાવી સાચી અભેદતા સાધીશું. પ્રિયે! લાલન! બે અંજલી આંખડીનાં અમૃત પાઓ! જુઓ! હું તો તમારોજ ગુણ સ્તુતિનાં ગાન ગાઇ રહ્યો છું.







આંખડીનાં અમૃત પાજો સખિરી,
હૈયાનાં હેત હોજ છલકયાં કરે;
વાણીના પુલડે ફોરજો સખિરી,
પ્રેમ તારે આત્મ ઐકય મલકયાં કરે.—આંખડી.

ભુંખ તરસ આંત્માને—આત્માની પૂર્વની,
સહચારે અદ્વૈત સાધ્યાં કરે;
સંસાર સ્વર્ગ થાય, દેવો લે વારણાં,
આત્માને આત્મા પીછાન્યા કરે.—આંખડી

પ્રભુનાં પરમ ધન પ્રેમ અને ત્યાગ બે,
જ્યોતિ જ્વલંત હૃદય ઝળકયાં કરે;
સ્વાર્થ અને રાગ દ્વેષ વાસના વિષ વેલડી,
ત્યાગી પ્રભુપદ ઠરતાં રહે.—આંખડી

દેવે દીપેલ હોય આવેલ અંતરે,
આવ્યાં તો હૈયે સમાયાં કરે;
ભૂલી ભૂલાવી વિશ્વ સ્વર્ગ તો બનાવજો,
મણિગાન [1]લાલનનાં ગાયાં કરે.—આંખડી.

૧ લાલન–આત્મા–પ્રભુઃ



# પ્રેમદાન



પત્નિને શુખ પતીપ્રેમનીઃ પતી પોતાના પર અંતરનો ઉંડો સાચો પ્રેમ રાખે છે એ જાણતાં–માણતાં–પત્નિ ફુલી સમાતી નથી. "સોને મઢયા સુખપાલ"ની એને મન કશીયે કીંમત નથી. એ પતીને પોતાના પર હૃદયનો પૂર્ણ પ્રેમ રાખવા વિનવે છે. ગૃહરાજ્યનો મંત્રીશ્વર તે પત્નિ–પતીને પોતાના પર અધૂરો નહિં–પૂર્ણ પ્રેમ રાખવા વિનવે છે. પત્નિ હૃદયના આ અમૂલખ અભિલાષ કઇ પત્નિના વણસેવ્યા હશે ?



( મથુરાંમાં ખેલ ખેલી આવ્યા ...ઢાળ. )

અધુરાં ન પ્રેમદાન દઇએ ! ઓ પ્રાણુ ! પ્રેમ દાન દઇએ !

પ્રેમ પરમધન પ્રભુજીનાં દીધાં.
દાને કંજુસ નવ થઇએ ! હો પ્રાણુ !

મહીયરીયું અમે ભૂલ્યાં પ્રીતમજી !
અર્ધાં અર્ધાં થઇ • જઇએ !
અખંડ પ્રેમડાં અમ્મર અચળ હો !
અન્યને અર્પાય નવ સહીએ ! હો પ્રાણુ !




પ્રેમ ! પરમપરબ્રહ્મ પરાત્પર.
દઈએ તો લાખ ઘણો લઈએ !
સીતા સાવીત્રી સતી દ્રૌપદી જેવી.
પ્રમદાને પ્રેમ ભુખ હૈયે ! હો પ્રાણ !

પીયુમાં પરમપ્રેમ પ્રીયતમા પામે !
દેવી દેવી એને કહીએ !
દેનાર પ્રેમનો દેવથી અધીકડો.
એનાં ચરણાંમૃત લઈએ ! હો પ્રાણ !

આપણ ઉભય એઉ પ્રેમ પૂજારી !
વીસરી ન પ્રાણ કદી જઈએ !
અર્પાયાં એકમેક પૂરણ પ્રેમથી !
અભેદ મણિમય થઈએ ! હો પ્રાણ !



# દાંપત્ય–આત્માની એકતા



પતી–પત્ની વચ્ચે શરીર કરતાં યે આત્માના સહચાર એ દામ્પત્ય જીવનનું મુખ્ય ધ્યેય અને કર્તવ્યઃ દેહના સંબંધો–જેમાં વાસના–કામ વિકારો અને તેને પરિણામે ઉદ્‌ભવતા અનેક રાગ દ્વેશના પ્રસંગોઃ આ વિશ્વમાં પ્રેમપરમપરબ્રહ્મનાં જ્વલંતજ્યોતિ કેવળ આત્મ સહચારેજ પ્રકટે. આત્માને સાચી જુગ જુગ જુની ભુખ તો આત્માનીજ હોય છે ને? જડ કરતાં આત્મા–ચેતનની ઉપાસનાજ સાધ્ય છે. કારણ જીવન મંદિરના ઉજાસ તો આત્મદિપક વડેજ થાય ને? આથી દંપતીને અનંતાત્મબળની સાચી ખુમારી દેનાર–સાચા–સંયમી આત્મ-પૂજનની અગત્ય જણાવવા, દેહ કરતાં આત્માના સહચારે લયલીન થવા સૂચન છે.



(હૈયાનાં સરવરીએ આવો–ઓ રાજહંસ....ઢાળ.)

આત્માના સહચાર સાચા હો પ્રાણ! પ્રાણ! આત્માના.
દેહના સંબંધો સઉ કાચા હો પ્રાણ! પ્રાણ! આત્માના.
વાસનાનાં વિખડાંને કામ વિકારે, જીવનનાં જોમ જંખવાતાં,
સૌંદર્ય મોહ તો દ્રોહ દેનારા, ચાર દીન ચટકાં એ થાતાં.
હો પ્રાણ!




પ્રેમ પરમપરબ્રહ્મનાં જ્યોતિ, ભર્યાં ચેતન ચમકારા,
આત્માને આત્માની યુગ યુગ જુની, ભુખ તરસ ભાંગનારા.
હો પ્રાણ !

દેહની ઉપાસના કાચી ને કારમી, જડમાં ન હોય ઉજીયારાં,
જીવનમંદિર તો આત્મા ઉજાળે, આત્મા વિનાનાં અંધારાં,
હો પ્રાણ !

આત્માનાં ઓજસ્ તેજલ ટપકે, રગ રગ પ્રેમળ ધારા,
પ્રભુનાં પરમ ધન દામ્પત્ય જીવન, માણે રસાત્મે રાચનારા.
હો પ્રાણ !

અનંતાત્મ બળની સાચી ખુમારી, સંયમની સોડય સાંધનારા.
આત્મ સહચાર તો દંપતીના સાચા, મણિ ભવ તારણહારા.
હો પ્રાણ !



## લગ્ન–લ્હાવ



### પ્રેમ–રસ.

લગ્ન એટલેજ પ્રેમરસ પામવાની હૈયા–પરબ: એ પરબે પામેલ પ્રેમરસ તૃપ્ત દંપતી: પત્નિ, પતી પૂજન વ્રત ધારે છે. સેવાના ભેખ લ્યે છે અને પ્રેમ–જીવન જીવવા પણ લ્યે છે. આ પણથી અધિક લ્હાવ બીજા કયા હોઇ શકે ભલા ?

o o o o

(ચાલો ચાલોને જળ સિંચવા સાહેલી રે !....ઢાળ.)

મીઠો મીઠો રે રસ ઝીલજો ! સાહેલી રે !
ઝીલો ! ઝીલોને અમિધાર ! સર્વસ્વનો એ સાર ! મીઠો !

સાખી: સુંદર રજની શોભતી, જાણે ગુણિયલ નાર !
પતિવ્રત ચંદ્ર પ્રકાશતો, ખોલાવે દિલ દ્વાર !
એવા અવસરને વધાવવા ! સાહેલી રે !
લેવા લાખેણા કંઇ લ્હાવ ! અંતરના સદ્ભાવ ! મીઠો !

સાખી: મંડપ શોભે સ્વર્ગ શો ? દેવ સમાં નરનાર !
ઘુમે રમે આનંદથી ! લુંટાવતાં રસધાર !





લુંટો લુંટોને રસરાજને! સાહેલી રે!
લુંટી થયાં રે મશગુલ! જગત બધું ડૂલ! મીઠો!

સાખીઃ પતિ પૂજન વ્રત ધારીને! સેવા વ્રત રહી લીન!
પ્રેમ ભર્યો જીવન તણું! બજાવી તુન્ તુન્ બીન!
એવા તે સૂર સંભળાવતાં! સાહેલી રે!
સુરે ગુંજે છે લગ્ન્-ગીત! મેળવજ્યો નિતનીત! મીઠો!

સાખીઃ કમળા દેવી સોહામણું, કર ધરી રસનો કૂપ,
પાય પીયે સાહેલડી, રસ ઉભરાય અનૂપ.
શશીની શિતળતાને પામવા! સાહેલી રે!
લીધો મણિમય રસ લ્હાવ! અનેરા ભવ્ય ભાવ! મીઠો!



# સાસરીમાં શણગાર



કન્યા-પરણી પતી બની સાસરીયે આવી ? એને "આજે શા શા શણગાર સજુ ?" એ પ્રશ્ન મુંઝવી રહ્યો છે. ગુણિયલ, સંસ્કારી, ખાનદાન કુળની પતીઘેલી પત્નીને સોનાનાં-હીરામોતીનાં જડ આભૂષણો નથી ગોઠતાં. એને તો ચેતનનીજ ભુખ છે.

મોંઘાં દાટ અંબર, હીરચીર ને મશરૂ કાંચળી એને હૈયે પહાડ જેવાં લાગે છે. ફુલમાળ-ઘડીકમાં કરમાય એવી નશ્વરઃ સુગંધી પદાર્થો ઘડીમાં વાસ વિનાના થવાનાઃ એ એને નથી રીઝવી શકતાં. અસંસ્કારી નીરક્ષર સ્ત્રીને લોભાવતા સંસારના પદાર્થો એ તુચ્છ ગણી લ્યે છે.

એને બહુ વિચારને અંતે સત્ય સાંપડે છે. સાચા અલંકારો મળી આવે છે. મસ્ત બનાવનાર પતી વચન પુષ્પ, પતી હૃદયસાગર મંથન કરતાં મળતાં મોંઘામૂલાં મોતી, હીરા, અને એનાં નયન-સ્નેહામૃત, એને ખુબ ગમે છે. તૃપ્તિ આપે છે.

એને કંઠે પતી એજ સાચો સૌભાગ્ય અમૂલ્ય હાર છે. પતી સ્મરણ જીવનનું ધ્યેય અને જીવંત ચેતન ચમકાર કરતાં પતીપ્રેમ પુષ્પોની અનંત-પરિમલ પ્રસરાવતી-મણિમાળ, એજ સાર્થક લાગે છે. કુલકામીનીને માટે આથી વધુ મૂલ્યવાન વસ્તુ પૃથ્વિપટે કદીયે સર્જાઇ નથી.







(ઓધવ નંદનો છોરો તે નમેરો થયો જો...ઢાળ.)

સખિ ! આજે શણગાર હું શા શા સજું જો.
પગ સંસારીયે ના મુકયો હજુ જો. સખિ !

હેમ આભૂષણો ન મને ગોઠતાં જો !
જડ પહેર્યે ચેતન જંખવાય જો !
હીરા મોતીથી આંખડી અંજાય છે જો !
હૈયે ચેતનની ભુખ ઉભરાય જો ! સખિ !

મોંઘલ અંબર ચીરે મન લોભાય છે જો.
ભાર હુંથી એના ન ઉચકાય જો !
ચણીયા મશરૂ ને કાંચળી કીનખાબનાં જો—
મ્હારા હૈયે એ પ્હાડ શા જણાય જો ! સખિ.

ફુલ માળા પહેર્યાના કોડ થાય છે જો.
એય પહેર્યા પછી તો કરમાય છે જો.
અગર અત્તર બરાસે દિલ જાય છે જો.
પળ વિત્યે સુવાસ ઉડી જાય છે જો ! સખિ.

માળ વ્હાલમના વેણુની બહુ ઝુલી જો.
એના પરિમલે મસ્ત હું સૌ ભૂલી જો.



ઉર સાયર મોતી ને હૈયું હીરલો જો.
નયન નેહ કેરા નીરમાં ડૂબી ડૂબી જો. સખિ.

મારે કંઠે સૌભાગ્ય અમૂલ્ય હાર છે જો.
એને સ્મરણ આ જીવન બલિહાર છે જો.
પતિ પ્રેમ પુષ્પ ચેતન ચમકાર છે જો.
ગુંથી મણિમાળ ઉત્તમ શણગાર છે જો.



## ગૃહીણી

(પત્ની પૂજક પતીના આત્મોદ્ગાર.)

મ્હારી ગૃહદેવી ! જીવનનો આરામ : અંતરની જ્યોત : મ્હારા આંધળાની આંખ અરે જીવન સર્વસ્વ : એનાં ગુણગાન કરતાં કોઇ રોકશો ના : પ્રપંચી સંસારના ખારા ખારા સાગરમાં-મ્હારા ઉરનો વિશ્રામ ! મ્હારી ગૃહદેવી ! મ્હારા થાકયા હૈયાનો વિસામો : અરે મ્હારૂં મનુષ્યત્વ ટકાવી રાખનાર સાચો ગૃહસંત : એની દિલાવરી ? એની મ્હારા પ્રત્યેની સેવા ને સ્વાર્પણ ! અરે ! એની પુનિત પગલી પડે ત્યાં આ અંધાર છવાયાં હૈયામાં અખિલ બ્રહ્માંડ ઉજાળી નાંખનાર દિવ્ય તેજ પાથરી દે ! એની વાણીની વિમલ મીઠાશ : મુખનાં સ્વાર્પણભર્યાં દૈવિ તેજ ! એની અબોલે શાસ્ત્રનાં શાસ્ત્રો ભણાવી દેનાર વિમલ પ્રેમભરી આંખડી ! ના પુછશો ! ના બોલશો . એ તો દેવી ! મ્હારી ધર્મ સહચારીણી ગૃહદેવીના ગુણ ગાવા મ્હારી જીભ અશક્ત છે. આર્ય મહિલા ! મ્હારી ગરવી પ્રેમભરી ગુણિયલ ગૃહદેવી ! એ બ્રહ્માડમાં નથી થવી ! એ તો એકજ : મ્હારી ગૃહદેવી ! અનન્ય ભાવથી એને અર્પાઇ જનાર પતિજ જાણે છે કે ગૃહદેવીથી અધિક પૃથ્વિપટે કાંઇજ ન હોઇ શકે ?

o o o

(મ્હારી કયારીમાં મેંક મેંક મેંકે....ઢાળ.)

મ્હારા અંતરની જ્યોત ગૃહદેવીઃ ગૃહીણી ઘર
અજવાળે અજવાળે.

ગૃહકુંજે કલ્લોલતી ગૃહદેવીઃ ગૃહી૦



દિલની દિલાવરીથી દેવોયે રાચતા;
સેવાને સ્વાર્પણની સાચી ઉપાસના:
એના અંતરની ભાવના અણબોલી: ગૃહી૦

પાવલીયે પ્રેમજ્યોત હૈયે ઉલ્લાસ સ્રોત:
વાણીમાં હેત હોજ, મુખડે ઉરે ઉદ્યોત:
એની આંખલડી બોલે અબોલી. ગૃહી૦

આંગણાં ઉજાળતી ને હૈયાં ઉછાળતી.
શાંતિ વહાવતી, ને સુખડાં સોહાવતી
એણે હૈયાની હાટડી છે ખોલી. ગૃહ૦

સમાજસેવિકા ને રાષ્ટ્ર ઉદ્ધારીણી.
સાચી સુહાસીની ને ધર્મ સહચારીણી.
મ ણિ મ ય ગૃ હ જી વ ન ની વે લી. ગૃહી૦



## સાસુ



પરણી સાસરે આવેલી-કન્યા મટી પત્ની બનેલીની દૃષ્ટિએ 'સાસુ'નું આ પ્રથક્કરણ છે. બાળકને બ્હીવરાવવા માતા-'બાવો અગર હાઉ' બોલાવે ને જે લાગણી બાળકને થાય તેથી અધિક સ્ત્રીને સાસુ નામના પ્રાણીના સ્મરણે થયેલી જોઇ છે. છતાં એ વખત ગયા-જ્યારે સાસુઓનાં જુલ્મી રાજ્ય સાશન વહુઓને કચડી નાંખતા. આજ તો સંસ્કાર અને સુશીલતાથી મઢાઇ આવતી કન્યાને, સાસુ પ્રિય થઇ પડવા મથવા લાગી જણાય છે અને જન્મદાતા માતાને ભુલાવી દે એવી ગંગા જેવી પવિત્ર-પ્રેમભરી-વહુ ઘેલી-વહુને જોતાં અધીં અધીં થતી સાસુનાં સ્નેહામૃત વહુ ઝીલે છે. આવી સાસુનાં સ્નેહ લ્હાણુ મ્હારા ગુજરાતના ઘરઘર-ઉમ્બર ઉમ્બરે ઉભરાય, એ વાંચ્છા પ્રભૂ પૂર્ણ કરો.



(મેંદી તે વાવી માળવે એનો રંગ ગયો ગુજરાતરે-મેદી રંગ લાગ્યો...ઢાળ)

ગંગા વહે મારે આંગણે, એનાં, નીરમળ નમણાં નીર રે.
સાસુજી ગંગા સમાં રે.

એનાં છલકે સરવરીયાં પ્રેમના,
જેનાં જોતાં જણાય નહિં તીર રે.-સાસુ.



દિલની દિલાવરીથી દેવોયે રાચતા;
સેવાને સ્વાર્પણની સાચી ઉપાસના:
એના અંતરની ભાવના અણમોલી: ગૃહી૦

પાવલીયે પ્રેમજ્યોત હૈયે ઉલ્લાસ સ્રોત:
વાણીમાં હેત હોજ, મુખડે ઉરે ઉદ્યોત:
એની આંખલડી બોલે અબોલી. ગૃહી૦

આંગણાં ઉજાળતી ને હૈયાં ઉછાળતી.
શાંતિ વહાવતી, ને સુખડાં સોહાવતી
એણે હૈયાની હાટડી છે ખોલી. ગૃહ૦

સમાજસેવિકા ને રાષ્ટ્ર ઉધ્ધારીણી.
સાચી સુહાસીની ને ધર્મ સહચારીણી.
મ ણિ મ ય ગૃ હ જી વ ન ની વે લી. ગૃહી૦






પરણી સાસરે આવેલી-કન્યા મટી પત્ની બનેલીની દૃષ્ટિએ 'સાસુ'નું આ પ્રથમ પ્રકરણ છે. બાળકને ન્હીવરાવવા માતા-'બાવો અગર હાઉ' બોલાવે ને જે લાગણી બાળકને થાય તેથી અધિક સ્રીને સાસુ નામના પ્રાણીના સ્મરણે થયેલી જોઈ છે. છતાં એ વખત ગયા-જ્યારે સાસુઓનાં જુલમી રાજ્ય સાશન વહુઓને કચડી નાંખતાં. આજ તો સંસ્કાર અને સુશીલતાથી મહાઈ આવતી કન્યાને, સાસુ પ્રિય થઈ પડવા મથવા લાગી જણાય છે અને જન્મદાતા માતાને ભુલાવી દે એવી ગંગા જેવી પવિત્ર-પ્રેમભરી-વહુ ઘેલી-વહુને જોતાં અધીં અધીં થતી સાસુનાં સ્નેહામૃત વહુ ઝીલે છે. આવી સાસુનાં સ્નેહ લ્હાણ મ્હારા ગુજરાતનાં ઘરઘર-ઉમ્મર ઉમ્મરે ઉભરાય, એ વાંચ્છા પ્રભૂ પૂર્ણ કરો



(મેંદી તે વાવી માળવે એનો રંગ ગયો ગુજરાતરે-મેંદી રંગ લાગ્યો...ઢાળ)

ગંગા વહે મારે આંગણે, એનાં, નીરમળ નમણાં નીર રે.

સાસુજી ગંગા સમાં રે.

એનાં છલકે સરવરીયાં પ્રેમના,

જેનાં જોતાં જણાય નહિં તીર રે.-સાસુ.



ચંદ્ર સૂરજ દેવ દેવીઓ, સૌ તિરથ એને ઘાટરે.—સાસુ.

હું તો ભુલી ગઈ મારી માવડી, ભુલી મહીયરીયાંની વાટ રે!—સાસુ.

તિમીર ભરી ભવ વાટડી, એમાં કાંટા ને ભો ભણકાર રે!—સાસુ.

અંધારાં સાસુ ઉલેચતાં, દોરે અનુભવને ઝબકાર રે—સાસુ.

પહેરી ઓઢીને પાયે પડું તો સાસુ, અર્ધા અર્ધા થઈ જાય રે—સાસુ.

આશિષ દઇને ઉઠાડતાં, એની મોટાઇ કેમ મપાયરે?—સાસુ.

સાચા સોહાગની રાખડી, મારી નવા જીવનની માત રે—સાસુ.

સેવા કરી સુખીયાં થશું, થાય સફળ સઉ અભિલાષ રે—સાસુ.

નણદીના વીરની માવડી, એના ચરણ સેવાના કોડ રે—સાસુ.

મણીમય મુજ શિર રાજજો, ગંગા ગોદાવરીની જોડ રે—સાસુ



# સાસરીનાં જીવન લ્હાણ !



"મારીકુટીને નિશાળે મોકલવા પડતા ડોઠ તોફાની નિશાળીયાને નિશાળે જતાં જે ભયભરી લાગણી થાય તેથી હજારોઘણી વ્યાકુળ બનાવનાર લાગણી ઉભરાવનાર ભયભર્યું અજ્ઞાત સ્થાન કન્યાને મન સાસરૂં" આ ભાવના પલટો લ્યે-સાસરૂં સ્વર્ગ લાગેઃ ત્યાં "સાસરીમાંના જુલમની ઝડીયોને બદલે પતી અને સાસરીયાના પ્રેમ ધરાઈ ધરાઈને પીવાની પુણ્ય પરબ તે સાસરી" એ ભાવના જાગે અને–

"સફળ જીવ્યું નારીનું એકજ સાસરૂં :
મણિમય એ મહારાજ્ય પીયુનું ધામ જો."

એ ભાવના–જગાવનાર સાસરી સ્ત્રીને માટે બની રહે, એ ધન્ય ઘડિ પળની ઝંખના કરતી કલમ આમ ચીતરી પોતાની મનોવાંચ્છા પ્રકટ કરે છે.



( ઓધવજી સંદેશો કહેજો શ્યામને...ઢાળ. )

અંતરનો આરામ સખિ મુજ સાસરી!
જ્યાં વસીયો મુજ પ્રાણજીવન આધાર જો!

આનંદ સાગર અણમૂલ લહેરો ઉછળે!
પ્રેમળ પરિમલ અંતર આત્મ વિહાર જો!–અંતર.



નવલખ તારા ચમકે મુજ દિલ-આભલે!
 વ્હાલમ કેરા ફોરે અનૂપમ વાય જો!
લોચનીયાં લ્હેરાય સખિ સંભારણે!
 છલણલીયાં ઉર શીતળતાજ છવાય જો!–અંતર.

સસરા મ્હારા તાત થકીય દયાળ છે!
 સાસુ જોતાં વિસરી ગઇ મુજ માત જો!
ન્હાની નણદી મુજ અંતર આરામ છે!
 સેવા સૌની કરૂં બની રળિયાત જો!–અંતર.

દીયર-જેઠનાં મન મોટાં સાયર સમાં!
 દેરાણી-જેઠાણી ઘરની જ્યોત જો!
રસીયો મ્હારો રગ રગ રસ પી-પાય છે!
 મને ગણે છે આંગણનો ઉદ્યોત જો!–અંતર.

શુધ્ધાચાર દયા ને ધર્મ વિવેક શા?
 જીવનના સહચાર તણું સામ્રાજ્ય જો!
સફળ જીવ્યું નારીનું એકજ સાસરૂં!
 'મણિમય' છે મહારાજ્ય પિયુનું ધામ જો!–અંતર.






મોટાભાઇ, માતા, પીતા, બ્હેનની કોર્ટમાં ભાભીનાં વાંકનું ફરીયાદનામું ચોવીસે કલાક નોધાવતો ફર્માદી તે હિન્દુ સંસારનો "દિયર" પતીપ્રેમ પામી સંસાર સ્વર્ગ બનાવવા મથતી પત્નીના પ્રેમ પંથમા ભંભેરણીના કાટા પાથરનાર અદેખો માનવી તે દિયર: ભાભીનું રાજ્ય થઇ જતા માતાનો દરજ્જો ઘટવાની બીતી રાખનાર દિયર: એનાથી એ ચોકસી ને ડરતી રહેતી પત્નીના હૈયાને ઉંડે ઉંડે દિયર બીકની મુર્તિસમો બની રહે છે. સર્વત્ર એમ નથી હોતું, છતાયે મોટે ભાગે એમ મનાય છે. લક્ષ્મણ સમા દિયર ઘેર ઘેર કયાંથી લાધે ?

અહિં દિયરને દંપતી જીવમાં પ્રેમ-આનંદ-કૌતુક ક્રીડા અને બંધુત્વની મુર્તિ સમો કલ્પ્યો છે. સ્ત્રીને તો પીયરીયે મુકી આવેલો માડી જાયો વીર આ દિયર બની રહે અને દંપતી એ ખીન અનુભવી યૂવકના ભાવિ જીવન પંથનાં રાહબર બની રહે એ ભાવના રાખે છે.

"દેવે દીધેલ-પ્રભુના પરમધન" સમા દરિઆવ દિલવાળો દિયર આજની ભાભીને ખપશે.

o o o o

મ્હારે મંદિરીએ લાખ લાખ દિવડા—
અમ્મર રહો એની જ્યોત રે!
જ્યોતિ ઝગે ને એતો વેરે અજવાળાં—
મંદિર દિયરીઓ ઉદ્યોત રે!–મ્હારે



મ્હારી વાડીમાં લાખ લાખ મોગરા–
દિયરીયો મોગરાનું ફુલ રે!
મીઠા પરાગ એના હૈયાં હસાવે!
હસતો એ હાસ્ય અણમૂલ રે–મ્હારે.

મ્હારા આભલડે લાખ લાખ તારલા,
ધ્રૂવ તારો દેવર સદાય રે.
જ્યોતિ જ્વલંત એના ઉર અભિલાષની,
મરકલડે અમિ ઉભરાય રે–મ્હારે.

મ્હારે આંગણીએ લ્હેરે સરવરીયાં,
લાખ લાખ કમળો લ્હેંકાય રે.
ન્હાનો દિયરીયો ગુંજે ભમરલો,
ગુંજતો 'ભાભી' સદાય રે–મ્હારે.

મ્હારે મંદિરીયે લાખ લાખ માનવ,
બંધુની ખોટય જણાય રે.
ભાવ ભીનો ન્હાનો નમણો દિયરીયો,
પામી હું વીર વરદાય રે–મ્હારે.




મ્હારે મંદિરીયે સસરાજી રાજા,
દીયરીયો રાજકુમાર રે.

દેવે દિધેલ માડીજાયા સરીખડો,
'ભાભી' ના કરતો પોકાર રે–મ્હાં

મ્હારે મંદિરીયે પ્રભુનાં પરમ ધન,
દેવર દિલ દરિઆવ રે.

સંસાર સાગર પડખે રહી તારશું,
મણીમય ભર સદ્ભાવ રે–મ્હારે.





## ભા ભી !

હિન્દુ સંસારમાં નણંદ-ભાભી પરસ્પર આંખનાં કણાં ગણાયાં છે. કોણ જાણે કેમ ? પણ મંગળસૂત્રની નણંદ તો અમિ ભરી નજરે ભાભીને જોતી ધરાતી નથી. થનગને છે. એને થનગનાવવા મથે છે. કહે છે "ઓ ભાભી ! અરે ! મ્હારી ભાભલડી ! જલદી આવ ! ત્હારો કોડીલો કંથ-મ્હારો માડી જાયો બતાવું" આમ 'વિનોદ પૂર્ણ વ્યંગમાં "ત્હારો સૌભાગ્યસાર" સમજાવું-કહી આનંદ કરી લ્યે છે.



(મીઠડાં ગોરસ લ્યો ! ગોરસ લ્યો...ઢાળ)

આંખડી ઘેને ભરી ! ઘેને ભરી !
ત્હારી આંખડીનો તારલો બનાવું !
ભાભલડી વહેલેરી આવ ! વહેલેરી આવ !
ત્હારા હૈયાનો હારલો દેખાડું !–આ.

સાખીઃ પ્રેમ મુર્તિ રસરાજવી, ધર્મમુર્તિ સાક્ષાત !
મૃદુ–દિલ હાસ્ય ઉછાળતો, વીર મ્હારો કર્યો ત્હેં મ્હાત રે !–આ.

સાખીઃ સેવા જીવન જીવતો, સરવર મહારો વીર !
ભાભી કોમળ કમલીની, અમે ઉભાં સાયરને તીર રે !–આ.





એતો ચંદ્ર-ભાભી ચાંદની ચમકાવું.-ભા.

જગ શિતળતા વેરી ધન્ય થાવું-ભા.

સાખીઃ કંથ કોડીલો તાહરો, નાવલીઓ ભર નેહ!
ઉદાર દિલનો દેવડો, અજવાળે દિલ ગેહ!

ત્હારો સૌભાગ્ય સાર સ્હમજાવું!-ભા.

"મણિ"-મોંઘો મોરલીયો બતાવું!-ભા.



## ન્હાની નણદલ



પરણીને સાસરે જતાં નવવધુને કેટલાક નવા સહવાસીઓ સાંપડે છે. સાસુ સાસરો, દિયર, જેઠ, દેરાણી, જેઠાણી, નણંદ વિગેરે. સદ્ભાગ્યે સંસ્કારી કુટુંબોમાં વહુ તરીકે જીવન ગાળવા મળ્યું હોય તો સૌના સહવાસની લ્હાણ મળે છે. યાતો સૌએ અશાંતિકરતાં નિવડી પડે. વહુરાણી–જો મોટા મનની, કાર્યદક્ષ, સેવાપરાયણ અને ઘરરખુ હોય તો સૌમા સમાસ કરી લ્યે છે. યાતો હાડય હાડય થાય છે. આ સૌમાં નણંદ એટલે સારાં કે ખોટાં હૃદય સ્પર્શિ અડપલાં કરનાર પ્રાણી : આ નણંદને ભાભી કેવી દ્રષ્ટીએ જુએ !

મંગળસૂત્રની ભાભીને મનતો નણંદ 'નયનની ચંદ્રિકા અને હૈયાનું નૂર-પ્રાણ-મોર છે." એ ન્હાનકડી નણંદનાં અંગો–આંખ–કાન વાણી–હાસ્ય–કૌતુક તોફાન મીજાજ છણકા અને અડપલાં, સૌએ આ ભાવભીની નણંદઘેલી ભાભીને તો સુખદ આનંદ આપનાર સારૂં સારૂંજ લાગે છે.

માનવતી ભાભીને નણદલ અમૃતની ખાણ જેવી અમૂલ્ય, ચંદન શિતળ, અને પરમાનંદદાયક પ્રાણસમાન વ્હાલી લાગે છે. અરે ! એ તો પ્રભુનેયે વિનવે છે કે, પ્રભો ! મ્હારા રત્ન જેવી, તુજ બાલકસમી મારી 'નણંદીને સાચવજે, દીર્ઘાયુ આપજે ! કારણ નણંદ ભાભીની જીવન લ્હાણ છે.







(ઝીણા ઝરમર વરસે મેહ...ઢાળ.)

મ્હારાં નયનાંની ચંદ્રિકા ચકોર!
નણુદલ બહુ બોલી;
મ્હારા હૈયાંનું નૂર પ્રાણુ મોર રે!
નણુદલ બહુ ભોળી;
હૈયાં ધરાય નહિં જોતાં નણુંદલી—
રૂપ રૂપના અંબાર રે;
નાજુક ન્હાનકડા અંગોથી—
ટપકે મૃદુ રસ ધાર! નણુદલ.

કાલા ઘેલા મીઠડા બોલે—
હૈયાં હરે પળમાંહ્ય રે!
કામણુગારાં હાસ્ય હસીને—
આનંદ-સરમાં ન્હાય! નણુદલ.

ભાળા ભોળા અંતરીયામાં—
જગત્ સ્વજન રહમજાય રે!
હેતાળ હૈયાનાં હળવાં હેતડીયે—
અન્ય સુખ જોઇ હરખાય! નણુદલ.



મસ્ત બની તોફાની નણુદલ—
ધરે હર્ષ ઘડિ રોષ રે!
ચીજાજ છણુકે વળી હસી દે—
રાજ કરે નિર્દોષ! નણુદલ.

રીઝવતી સૌને કરી ક્રિડા—
ફેલ કરી ગભરાવે રે!
ગુંજ કંઠે વળગી નીજ વીરના—
ગુપ્ત સંદેશ સુણાવે! નણુદલ.

માનવતીની ન્હાની નણુદલ—
લીલુ અમૃત ખાણુ રે!
ચંદન શિતળ ચંપા હરપળ;
પરમાનંદ મન પ્રાણુ! નણુદલ.

નણુદલ મ્હારૂં રત્ન અમોલું!
કરશું જતન ગણી પ્રાણુ રે!
પ્રભુ! તુજ બાલકને સાચવજે!
"મણિ" મુજ જીવન-વ્હાણુ! નણુદલ.



# પ્રેમની પૂજારણ!



પતિપ્રેમઘેલી–પતીને પ્રાણાધિક–પ્રભુ સમાન ગણી, પળપળે પૂજનાર પત્નીને, પતી રગરગે વ્યાપી રહે એ સ્વભાવિકજ છે. એ દયા, ક્ષમા, નિસ્વાર્થ વૃત્તિ, અને સાચા દિલવાળા પતીદેવને અંતર ઉમળકાના જળે સ્નાન કરાવી, પ્રેમ લક્ષ્યનાં લુછણાં કરી, નયનચંદને પુજી, પ્રેમભક્તિનાં પુષ્પ ચઢાવી તેને ચરણે નિજનું સર્વસ્વ સમર્પી દે છે અને અભેદભાવની નયન જ્યોતની આરતી કરી કંથને રીઝવવા તત્પર બની રહે છે અને ખુલ્લા પણ સાચા દિલે કહુને છે કે હે સખિ! હું તો એવા પ્રભુ સમા પતીદેવની વણમૂલે વેચાયેલી દાસી છું નહિં કે એ પતિ છે માટે–પણ એના ઉચ્ચ ગુણોની દાસી છું. હે દયાધન, પ્રભો! એમને એ બુદ્ધિ આપ કે એ મ્હારા પર સદૈવ કૃપાદૃષ્ટિ વરસાવતા રહે.



( મારે આજની ઘડિ છે રળિયામણી જો...ઢાળ. )

મ્હારા નાથની હું તો પૂજારણ પ્રેમની જો!
કરૂં પૂજા દિવસ ને રેન જો!
મ્હારો વ્હાલોજી પ્રેમનો પ્રકાશ છે રે!
એનાં નયનોમાં ઘેરાં ઘેરાં ઘેનજો! મ્હારા!



સાચા દિલનો દયા ક્ષમાનો દિવડો જો!
    વણ બોલે ડોલાવે ઉર વ્હેન જો!
દિલ દેવતાઇ સ્વાર્થનો ન અંશ છે રે!
    વણ દિઠે ઘડિ ન પડે ચે'ન જો! મ્હારા!

પ્રેમ ભક્તિનાં પુષ્પ–નયન ચન્દને રે!
    જળ અંતર ઉમળકાનાં હેમ જો!
કરૂં લૂછણા પ્રેમ લક્ષ્ય પ્રાણને રે!
    કર્યું અર્પણ જીવન ધરી પ્રેમ જો!
કરૂં આરતી અભેદ નયન જ્યોતથી રે!
    મ્હારો કોડીલો કંથ રીઝે જેમ જો!
એની દાસી સખિરી વણ મૂલની રે!
    "મણિ" મોંઘા એ દેવ રાખે રે'મ જો! મ્હારા!





## સોણલાં

સોણલાં : કોણે એનો ખાટો મીઠો અનુભવ કર્યો ન હશે? એ પરણી સાસરે આવી છે. પતી સહવાસમાં-લાડકોડમાં મનમાન્યા મનોરથો પુર્ણ કરવામાં દંપતી ડુબ્યાં રહ્યાં છે. અચાનક પીયુ પરદેશ સિધાવે છે. અને વિયોગની વસમી પળો કયા દંપતીને નથી સહેવી પડી? એનો કંથ જતાં વીખુટી પડતાં-હવે એને હૈયે સો માણ્યું ચઢી આવે છે. એજ વિચારમાં પતીવિયોગીનીને જેમતેમ પાસા ઘસતાં લપકઝપક ઉંઘ આવે છે. ત્યાં પણ પતીનાજ સ્વપ્ન એને સંભવે છે. આખી રાત્રી સ્વપ્નમાંયે પતી સાથે આનંદ માણતી મસ્ત બની રહે છે. બીજે દિવસે સખિને બધી વાત કહે છે.

સોણુલાં ખૂબ સતાવે—સખિરે મને—સોણુલાં.
નિંદરડી ઉડી ઉડી જાયે—સખિરે મને.

અલી સખિ! શું કહું! એકલાં ઉંઘ આવતી નથી અને જેમ તેમ આવે છે તો આ સ્વપ્નાં જીવ લે છે ને મારી ઉંઘ ઉડી જાય છે. પ્રાણનાથના વિયોગે મૂળેતો આંખડી મીંચાતીજ નથી. ને મીચું છું તો તેજ હૈયે-નસનસે-રગરગે વ્યાપી રહે છે. અરે બહેન! ગઇ કાલે રાત્રે સ્વપ્નામાં તો કાંઇ ઓરજ બન્યું:—

તુંતો જાણે છે. કે મ્હારા પ્રાણવલ્લભને બનારસી પાન અને દીલ્હિનો તંબાકુ ખાવાની ઘણીજ ટેવ છે. એ ટેવ બળી મનેયે પડી ગઇ છે. હું પાન ખાઇને સુતી, આંખડી મીંચાઇ ગઇ. પછી જાણે હું ને એ બગિચે હવા ખાવા ગયાં. ફુલવાડીમાં ગાલીચો બિછાવી બેઠાં. ઠંડો

મંદ મંદ વાયુ લ્હેરીયાં લઇ રહ્યો છે. એવામાં લીલી દ્રાક્ષ અમે ખાવા માંડી ને એમણે દ્રાક્ષનો એક લુમખો મારા મોમાં મુકયો તે અડપલાં કરવા લાગ્યા. તુ તો જાણે છે એ તોફાની કયાંયે સખણા ન રહેને! ખુબ દ્રાક્ષ ખાઇ મને પાન બનાવવા કહ્યું. મેં બે પાન બનાવ્યાં. અલી સાચું માનીશ. એવા એ! એવા! બન્ને પાન ડુચો વાળી મોઢામાં મુકી દીધાં. હુ તો વા ખાતીજ રહી ગઇ. છતાં એમના મોઢામાંથી પાન કાઢી લેવા જાઉં છું તો મુખ બંધ કરી દીધું ને ઉપરથી 'પચ' દઇને પાનની પિચકારી મારા પર ઉરાડી. અરે બ્હેની! હું તો ખીજાઇ! કાંઇ ખીજાઇ! મારી નવી ને નવી કોરી સાડી બગાડી ને હું રીસાવાનો વિચાર કરૂં ત્યાંતો પોતેજ આંખો નચાવી મને હસાવી દીધી. બળ્યું બ્હેન વળી મને થયું કે ધનભાગ્ય! પતીના મુખના પાનની પીચકારી મારાં વસ્ત્રપર એ મ્હારૂં ભાગ્ય? એવામાં આંખો ખુલી ગઇ ને હું બોલવા જાઉં ત્યાંતો મારા મુખનું પાન ચવાતાં રસ ભરેલ મુખમાંથી પીચકારી નીકળી ગઇ ને સાથેજ મ્હારો સાલુડો પાનવાળો થઇ રહ્યો. ને આંખ ખોલું તો હા! હા! પતિએ નહી! બગિચોયે નહી! દ્રાક્ષ પણ નહી ને હું તો એકલી પથારીમાં હતી–કહે બ્હેન! આ દુઃખ! ને આ સ્વપ્નો! પતીવિયોગીનો તે અવતાર?

o o o o

(મોહી રહ્યો છું...ઢાળ.)

સોણુલાં ખૂબ સતાવે, સખિરી મને—સોણુલાં.

નિંદરડી ઉડી ઉડી જાયે, સખિરી–

પીયુના વિચારમાં આંખો મિંચાય ના,

મીંચું તો હૈયે ચઢી આવે! સખિરી.




જાણે અમે બે બેઠાં પુલવાડીયે!
શિતળ પવન લ્હેર, આવે! સખિરી!

મ્હારા મોઢામાં દ્રાક્ષ મુકી પીયુડે!
મ્હારી દ્રાક્ષ ખાતાં એ સતાવે! સખિરી.

વ્હાલમ તોફાન કરે પાન મેં બનાવ્યાં!
પાન અલી બેઉ એ ઉડાવે! સખિરી.

લેવા હું જાઉં ત્યાં તો મુખડું બીડી દે.
પીચકારી પાનની લગાવે! સખિરી.

હું ચે ખીજાઇ મ્હારી સાડી બગાડી!
રસીયો તો નેણલાં નચાવે! સખિરી.

આંખડી ખોલું તો સખી શય્યા એકલડી,
મણિમય સ્વપ્ન એવાં આવે! સખિરી.



## નવ દંપતીનાં અમર યૌવન.



હે દંપતી! યૌવન ઝટ જતું રહે તેવી વસ્તુ છે, તમે એ યૌવનને અમર બનાવો! અને સહચાર કરો તો પણ અમર યૌવન ભર્યા સહચાર કરો. અને અમર યૌવન મેળવવાનો માર્ગ? શારીરીક સહચારમાંજ ન રાચતાં આત્મ સહચારમાંજ લીન થાઓ. સ્થૂલ જીવન કરતાં સૂક્ષ્મ જીવન જીવો.

તમો પરણ્યાં! વિધિએ હયાનાં તારેતાર વણી નાંખ્યા. પણ અજાયબી તો એ છે કે ગઇ કાલના અજાણ્યા-પરાયાં માત્ર ચૅારીમાં બેસી કર-કર સ્પર્શ કર્યા અને પરસ્પર જીવન આધાર બની બેઠાં?

હે દંપતી! હમે પરણ્યાં તો સુખદુઃખમાં સમભાગી થવાના સંકલ્પો દ્દઢ રાખજો જગતના ખૂલ્લા ચોકમાં-જગતની સાક્ષીએ તમે એક થયાં છો. તો હવે સેવા મંત્ર સાધજો અને **"અમર યૌવન"** આત્મ સહચારે માણી ધર્મ અર્થ કામ અને છેવટે મુકિત સાધજો. અમર યૌવન ભર્યા મોંઘા જીવનનો એ સાર! હે દંપતી! સમજી લેજો; જીવનમાં ઉતારજોઃ જીવ્યું ધન્ય કરજો.



(મારે આજની ઘડી છે રળીઆમણી જો!....ઢાળ)

**અમર યૌવને સુહાવો નવ દંપતી જો!**

અમર જીવને કરો સહચાર જો!





કોની બેટી ને કોનો બેટડો જો!

વિધિ બાંધે અમર હૈયાં તાર જો!–અમર.

અલી આવાં અજાણ્યાં એક શેં થતાં જો!

વણી બેસે અંતર! એકતાર જો!

ચઢી ચૉરી ચતુરા કર ચાંપતી જો!

બની બેસે જીવન આધાર જો!–અમર.

આજે લેજો પ્રતિજ્ઞા નવલ દંપતી જો!

સુખે દુઃખે પરસ્પર પ્યાર જો!

દિલ આપ્યાં લીધાં જગ સાક્ષીએ જો!

ધન્ય કરજો મનૂ અવતાર જો!–અમર.

રસસાગર સેવાના ઉછાળજો જો!

અમર યૌવનના ગુંજી સિતાર જો!

ધર્મ–અર્થ–કામ–મોક્ષ ઉભય સાધજો જો!

"મણિ" મોંઘા જીવનનો એ સાર જો!–અમર.





# પતી-વત્સલા

कार्येषु मंत्री, करणेषु दासी, भोज्येषु माता, शयनेषु रंभा।
धर्मानुकूला क्षमया धरित्री, षाड्गुण्यमेतत् ही पतिव्रतानाम्॥

ભારત વર્ષની કન્યા, પરણી પત્ની બનતાં, જુદા જુદા સ્વરૂપે પતીને કેટલી ઉપયોગી થઇ શકે છે? એનામાં બાલવયમાં પડેલા સંસ્કારો એને પ્રસંગ પ્રસંગે પરાર્થે જીવન જીવતાં શિખવે છે. એના હૈયામાં સેવાનીજ ધગશ જાગે છે. દંપતી જીવનમાં પતી અર્થેજ એ જીવે છે. સંસાર વ્યહવારની કટુ સમસ્યાઃ એના ઉકેલઃ એમાં આવતી અટપટા માર્ગોની ઘુંચવણીઓ; પતીને કમાવાની તેમજ વાપરવાની જંજાળોઃ પ્રસગોપાત આવી પડતી તકલીફો અને આફતોઃ કમાવું ગુમાવવુંઃ સર અવસરની આંટીઘુંટીઓઃ એવા વીકટ પ્રસગોમાં પતીને ખરા હૃદયની સાચી સલાહ પત્ની સિવાય કોણ આપે? એવા પ્રસંગમાં પત્નીજ **મંત્રી** બની રહે છે.

પત્ની! ગૃહરાણી! પતીનો પ્રાણ! પતી હૃદયની દેવી! છતાંયે એજ દેવી ઘરકામમાં **દાસી** જેટલી લઘુતાની ભાવનાથી કામકાજ ઉપાડી લ્યે છે. એને ન્હાનમ કે શરમ નહીં! "આપણા ઘરનું કામ આપણે નહી તો કોણ કરે?" એ ભાવના પત્નીનાજ હૈયે વસેને?

હજાર જંજાળમાં ગુંથાયેલ મગજવાળો પતી હાશહુશ ખાઇ ન્હાસવા માંડે-પણ પત્નીજ એને **માતાના** જેટલા વાત્સલ્યથી જમાડે છે. "આતો ભાવશે! આ અથાણું-શાક-પાપડ" આમ વીવિધ રીતે પતી કેમ જરા વધુ ખાય? આ ભાવના પત્ની સિવાય કોને હૈયે ઉભરાય.





છતાં એજ પત્ની પતીને રીઝવવામાં-આનંદ આપવામાં-તેના હૈયાના શૃંગારીક કોડ પૂરવામાં-શય્યાની સહચરી તરીકે, રસરાજની રમણુ રસીકા તરીકે, હૃદય સરવરની રસીક હંસી રંભા બની રહે છે. પ્રેમ-કર્તવ્ય-વત્સલતા અને ચાતુરી આ સૌ ગુણો એકજ સ્થાનમાં-પત્નીમાં પ્રસંગે પ્રસંગે ખીલી ઉઠી પોતપોતાનાં કાર્યો બજાવે છે. માટેજ એ ગૃહીણી-સહચારીણી પ્રીય ભાષિણી-દેવી-પતીવત્સલાઃ મહાદેવી.

o o o o

( મીઠડાં ગોરસ લો ગોરસ લો...ઢાળ )

**ગું**ણિયલ ગોરી સુરસુંદરી રસાળી,

નિહાળી એક કલ્યાણી ગૃહરાણી.

હૈયે હેતલ ને આત્મભોગ વાળી—નિહાળી.

સાખીઃ ભુખી પતિ સહવાસની, સુખ દુઃખમાં સમભાવ.

મોંઘલ **મંત્રી** સમોવડી, સર્વાપણ સહજ સ્વભાવ.

જેની જોડ ન જગત્‌ભર ભાળી—નિહાળી.

સાખીઃ ગૃહ વ્યહવારની કુશળતા, ચતુરા અંગોઅંગ.

દેવી-**દાસી** સમોવડી, પ્રિયતમ. અંગ અસંગ.

સાને કર્તવ્યનેજ દીવાળી—નિહાળી.

સાખીઃ અંતરીયાં અમૃત ભર્યાં, તલસે પતી સુખકાજ.

**ભોજ્યે માત** સમોવડી, જમાડતી પતીરાજ.

પતીવત્સલા સુઘડ સતી શાણી—નિહાળી.

સાખીઃ કંથ રીઝાવે કામીની, પૂર્ણ પ્રીતમ અનુકુળ.

**શયને રંભા** સમોવડી, પ્હેરી પ્રેમ દુકુલ.

મણિ મોંઘલ મહાદેવી મરમાળી—નિહાળી.








**આ** લોક ગીત છે: અર્થભાવ સ્પષ્ટ છે. પતી વિયોગ રૂપી વીછૂડો–પતીઘેલી પત્નીને કરડયો છે. એને પતી મળતાં તે ઉતરે છે,

• • • •

અલી સાહેલી! પુલડીયાં વીણુવાને ગઇ પુલવાડી,
પગલી દેતાં! વીછૂડા કરડયો રે મારી માડી.

ઑય અરરરર જીવડો જાયે,
આ ઝેરી ડંખ કેમ સહેવાયે,
મારા દિલડામાં કાંઇ કાંઇ થાયે! અલી.

હું તો મ્હાલતી હોંશ ભરી ઘરમાં.
મારૂં મનડું રમતુંતું વરમાં.
ડૂબી સ્વામી સ્મરણુના સરવરમાં! અલી.

મારો કોણુ ઉતારે વીછૂડો.
મારી વાડીમાં કયાંથી ભુંડો!
અરરરર કેર થયો કુડો! અલી.

પીયુ આવ્યો મોહન મંત્ર ભર્યો!
એની નજરે વીછૂડો ઉતર્યો.
મણિમય જન્મારો સફળ કર્યો! અલી.






# કાંટો



સોક્રગીતઃ પરણી સાસરે આવ્યાંઃ એને પતી સહવાસનીજ ભુખઃ જીવનરૂપી જળ ભરવા સાસરે આવી પણ સ્વામિ નથીઃ વિદેશ છે. એને તુર્ત બોલાવવા આ વસ્તુ સર્જાય છે. એને પતી વિયોગનો કાંટો કાળજે વાગ્યો છે. એને વૈદ-સાસરીયાં કે સગાં વહાલાં કંઇજ શાંતિ આપી શકતાં નથી. એતો સ્પષ્ટ કહે છે કેઃ—

મ્હારા નણદલ વીર તેડાવો રાજ :–કાળજે.

અને સાચેજ એ આવતાંજ એનો કાળજકાંટો નીકળી જતાં એને હૈડે 'શીતળ શેઢચો' ઉછળે છે. અને કહે છે કેઃ—

નાવલીઓ વૈદડો સાચો રાજ–કાળજે.
બીજો ધનવંતરી યે કાચો રાજ–કાળજે.

છેવટે કહે છે કે—

હવે સુખે પાણીડાં જઇશું રાજ–કાળજે.

અને સાચેજ જીવનરૂપી જળ ભરવા–કંથ આવતાં તેને સુગમ થઇ પડયું અને પોતાના શુદ્ધ હૃદયનાં પ્રેમ રૂપી અમૃતજળ પીયુને પાવામાં વિયોગ દુર થતાં સગવડ થઇ પડે છેઃ—

પીયુ મણિમય અમિજળ પાઇશું રાજ–કાળજે.



(અચકો મચકો કારેલી...રાગ.)

હું મે પાણી ભરવા ગ્યાંતા રાજ
કાળજે કાંટો વાગ્યો છે.



બેનડીયાં રગરગ વ્યાપ્યાં રાજ. કાળજે.
જીવ્યાની આશ થોડી રાજ. કાળજે.
કોઈ વૈદ બોલાવો દોડી રાજ. કાળજે.
સસરાજી કે'ણુ કહાવો રાજ. કાળજે.
સાસુડીનેય બોલાવો રાજ. કાળજે.
મારા જેઠ જેઠાણીને લાવો રાજ. કાળજે.
નણદીને કાગળ લખાવો રાજ. કાળજે.
દેર દેરાણી નણદલ આવો રાજ. કાળજે.
વૈદડીયે ઓસડ વાટયાં રાજ. કાળજે.
મને લાગે ખાટાં ખાટાં રાજ. કાળજે.
મારી માવડીને તેડાવો રાજ. કાળજે.
મારા બાપને બંધવ બોલાવો રાજ. કાળજે.
ઓય અરરરર કાંઇ કાંઇ થાયે રાજ. કાળજે.
મારા નણદલ વીર તેડાવો રાજ. કાળજે.
મારો કાળજ કાંટો કઢાવો રાજ. કાળજે.
એણે કાળજ કાંટો કાઢયો રાજ. કાળજે.
મારા હૈડે શીતળ શેઢયો રાજ. કાળજે.
નાવલીયો વૈદડો સાચો રાજ. કાળજે.
બીજો ધનવંતરી યે કાચો રાજ. કાળજે.
હવે સુખે પાણીડાં જઇશું રાજ. કાળજે.
પીયુ મણિમય અમિજળ પાઈશું રાજ. કાળજે.




## સોહાગણ



સોહાગણ ! કેવો સુંદર અર્થ ભાવ ભર્યો શબ્દ ! સ્ત્રીને મન એ શબ્દ તો પ્રભુ સમોવડીયોજ છેને ? સાચી સોહાગણ કોણ ? શું જેનો ચાંલ્લો ચુડો અખંડ હોય તે ? ના ! ના ! ઘણીયે ચાંલ્લે ચુડલે અખંડ પત્નીઓ છતે પતીએ ઘર ખૂણે આસુડાં ઢાળતી જોઇ છે; પણ જેને સદ્દગુણી પ્રેમી પતી હોય; કારણ સાચો પ્રેમાળ પતી તો કોઇકજ સુહાગણ પામે છે. જેણે પૂર્વ ભવે પ્રભૂ પૂજ્યા હોય તેજ પત્ની હૃદયના જાણનાર ને પત્નીવૃત પાળનાર પતી પામે ને ? જે પોતાના જીવન સમુ પત્ની જીવન વિકસાવે; સપ્તપદીના મંત્રના મર્મો જાણી પાળે; પત્નીના રસરાજ—આત્મા—જીવનવિશ્રામ બની પ્રાણ પ્રાણની એકતા સાધે, જે કેવળ વ્યહવારીક જીવનજ ગાળી-ધણીજી બનીનેજ બેસી ન રહેતાં અન્યો અન્ય આત્માની સુરતા—એકતા સાધે ને સધાવે, પોતાનાં આત્મ બળ પત્ની હૈયે પૂરે; પત્નીને જ્ઞાનદાન દઇ પોતાના સમી જ્ઞાની બનાવી એનાં અજ્ઞાન અંધાર પડળ ટાળે, તેને કર્તવ્ય સમજાવે ને સાચું જીવન જીવવાનાં સ્વાનુભવી શિક્ષણ આપે. નિજ સમ બનાવે-ગણે. એવા સદ્દગુણી પતીની ચરણ સેવા પામે એજ સાચી સોહાગણ. હે પ્રભો ! હમારા ભારતને દ્વાર એવી કીર્તિશાળી સોહાગણો ઉતારજે !

   



( સખિઓ નિજનિજ નીતિ ધર્મ...ઢાળ. )

સજની! સદ્દગુણ સાગર, સ્વામિ સેવ સદા મળો રે.
જેનાં પ્રેમ સરોવર, ઉછળે દિલ દિનરાત!

સાચા પ્રેમળ સ્વામિ કોઈ સુહાગણ પામતી રે!
જેને હૈયે હિંચે પરણી પ્રેમ નાર. સાચા.

સાખી—પ્રભુ પૂજ્યા પેલે ભવે, પામે પ્રેમી પ્રાણ!
પત્નિવ્રતને પાળતા, પત્નિ હૃદયના જાણ!

પત્નિજીવનને જાણી નિજસમ વિકસાવતા રે,
પૂરા સપ્તપદીના પાલણહાર સુજાણ. સાચા.

સાખી—બની રસરાજ રમા તણા, રસાત્મ આત્મરામ.
પ્રાણ પ્રાણ કરી એકતા, બને જીવન વિશ્રામ.

સુરતા આત્માની સાધીને, નિત્ય સધાવતા રે!
પુરે પ્રમદા હૈયે, નિજાત્મબળ અભિરામ. સાચા.

સાખી—જ્ઞાનદાનથી પત્નિના, અજવાળે ઉર પ્રાણ!
નિજ કર્તવ્ય ગીતા તણાં, શિક્ષણનાં દે લ્હાણ!

એવા સદગુણ સાગર પતિચરણ પ્રભૂ આપજે રે!
મણિમય સુયશ સુહાગણ, ભારત ઉગે ભાણ. સાચા.




## લગ્ન તિથી



પરણ્યા પછી–સખિને નવલવધુ પોતાના હૈયાની ગુંજ કહેવા બેઠી છે. એને પળેપળે પોતે પરણ્યાની તિથી યાદ આવે છે. જે તિથીયે લગ્ન થયાં–કૌમારવ્રત ઉજવ્યાં–પરસ્પર અર્પાયાં, ચોરીમાં અભેદમંત્ર ભણ્યાં–સપ્તપદી બોલ્યાં સમજ્યાં: પ્રેમમંત્ર સાધવાની શરૂઆત કરી; એ મંગળ ઘડિપળ, મંગળ દિવસ. એ મોંઘી રાતડી ને પિતૃગૃહેથી લીધેલી વિદાય, આ સૌ સ્મરણપટે આવી. એ સુખદાયક સૌભાગી મંગળ લગ્નતીથી એને હૈયે ચઢી આવી રોમેરોમમાં હર્ષ ઉભરાવે છે.



( આશા....ઢાળ. )

એ દિન કયમ વિસરાય–સખિરી.

ઉર ઉરનાં બંધન બંધાયાં, જીવન તંતુ વણાય,
પ્રભુતામાં પગલી પાડીને, જીવ્યું સફળ ગણાય;
સખિરી એ દિન કયમ વિસરાય.

અનંતાત્મ રસ જ્યોત જગાવી, પ્રાણે પ્રાણ મિલાય,
નિજનું સર્વ નિજત્વ ભુલીને, સ્વામિ ચરણ અર્પાય;
સખિરી એ દિન કયમ વિસરાય.



સુભાગી દિન એ સખિ અમોલો, હૈયે હર્ષ ભરાય,
પ્રેમતણાં વ્રત અમે લીધેલાં, સમજીને મન માંહ્ય;
સખિરી એ દિન કયમ વિસરાય.

ચઢી ચોરીએ કર ચાંપેલા, દિલ દિલ એક થવાય,
સપ્તપદી મંત્રો ઉચ્ચારી, એક થયાંતાં જ્યાંય;
સખિરી એ દિન કયમ વિસરાય.

જીવન ઘડિ મંગળ મોંઘેરી, અભેદ ભાવ ભણાય,
પ્રેમમંત્રનાં સાધન સાધી, આત્મ આત્મ મળી જાય;
સખિરી એ દિન કયમ વિસરાય.

સેવા ને સહચાર સ્વામિના, ચરણે સૌ અર્પાય,
ત્યજી હુંપદ નણદલવીર કેરી, પુરે પુરીજ થવાય;
સખિરી એ દિન કયમ વિસરાય.

એ મંગળ દીન મંગળ ઘડિપળ, મોંઘલ રાત્રી વિદાય,
મણિમય લગ્ન તિથી સંભારૂં, સૌભાગી સુખદાય;
સખિરી એ દિન કયમ વિસરાય.




## કરમલડીનાં ફુલ



ચાંદની–છડાં જેવી–પતીવ્રતાના પાતિવ્રત્ય સમી–રાત્રિ : ધરતી માથે ચંદરવો બાંધી રહેલા આકાશમાં પતીવત્સલાને હૈયે ઝુલતા પતી સમોવડીયો ચાંદલીઓ, પૃથ્વિને રૂપેરી રસથી રસી રહૌ છે. વસંતનો મંદ મંદ વાયુ સજોડીલાં હૈયાને ઝુલાવી–લહેરીયા ખવરાવી રહ્યો છે.

એનો નાવલીયો ફુલનો ભારે રસીયો. પોતાની પ્રિયતમા સાથે એને આવી રજનીમાં ફુલ વીણવા જવાનો શોખ થયો. એને ફુલ વીણી વેણી તૈયાર કરી એની હૃદયરાણીને અંબોલડે એ સોહાવવી છે : પોતાનીજ વાડીમાં એક ફુલ મ્હોરે લચી રહેલ કરમલડી છે. બંન્નેએ ફુલ વીણવા માંડયાં. બંન્નેના ખોળામાં ફુલ ભેળાં થાય છે : ચપળ ચતુર ચંદ્રાનનીનાં મોઢા પર પતીપ્રેમનો પ્રકાશ તગતગે છે. પતી સહવાસમાં પત્નીને અજબ ચપળતા–હોંશ–જોમ અને ઉત્સાહ ઉભરાય છે. ચપટીક વારમાં પત્નીનો ખોળો ફુલથી ફાટવા માંડે છે. પતી અર્ધાંય ફુલ ભેળાં કરી શક્યો નથી.

પત્ની બોલી : જોયું પ્રાણ ! મ્હેં કેટલાં બધાં ફુલ વીણ્યાં ? ખરે ! એ જીતીજ ગઇ ! છતાં પુરૂષ સુલભ સરસાઇ ભોગવવાની એની આદત કેમ જાય ? પોતાથી એ અદકાં ફુલ વીણી જાય ? ના ! એ ચીઢાયો, રીસાયો, ફુલ ફેંકી દીધાં ! વેણી બાંધવી યે ભુલ્યો. મોંઢુ ઉતરી ગયું. ને પોતે વીણેલા ફુલ ફેંકી દઇ, બોલ્યા ચાલ્યા વિના શમશમાકાર થઇ ઉભો રહ્યો.



ચતુર પત્ની ચેતી-ચમકી ને પુરૂષ હૈયાની આ નબળાઇ સમજી ગઇ. એ હવે તેની પાસે ગઇ: સ્વામિન્! હું તમારીને? હું ને તમે એકજને? તો મ્હારાં ફુલ તમેજ વીણ્યા ગણાયને? ત્યારે તો તમારો દોહ ખોળો ફુલ? લ્યો! લ્યો! હવે વેણી ગુંથી મારા અંબોલડે બાંધો નો? વાહ! પ્રાણ! બહુ શાણા! પ્રાણેશ હું જે કાંઇ કરૂં એ તમારીજ હામ ને હુંફ વડે હો! મનાયલો પ્રિયતમ વેણી ગુંથી પત્ની અંબોલડે બાંધી રાચે છે. આ ન્હાના પ્રણય કલહવાળા ભારે હૈયાં-ચંદ્ર સામેય જોઇ શકતાં નથી. શરમાય છે. અને મુંગા મુંગા ઘર ભેળા થાય છે:

ખબરદાર! રસીક દંપતી! ફરી આમ વઢી ન પડશો!

○ ○ ○ ○

(કન્યા કમળાગોરી...ઢાળ.)

રૂપલા દુધ પખાળી-ધરતી ધોળી બગ-પખીરે,
ચાંદલ આભલ ચઢીયો-વેરે કિરણો લાખ.
ચાલ્યાં કરમલડી ફુલ વીણવારે:
સાહ્યબો ફુલનો રસીયો-વેણી વેણી કરી રહ્યોરે.
એણે આડયો લીધી-વેણી બાંધવ કાજ: ચાલ્યાં.

મારી વાડી ઝુલે-કરમલડી સોહામણી રે,
માંડયા ફુલડાં વીણવાં-અન્ને ખોળા માંહ્ય: ચાલ્યાં.

મારો ખોળો ફુલડે ઉભરાઇ ઉભરાઇ જાય છે રે:
સાહ્યબો થાકયો બોલ્યો. મ્હારાં અદકાં ફુલ: ચાલ્યાં.





મારો ખોળો ફાટે—વાલમ ખોળો અર્ધો ભર્યો રે,
એને ઓછું આવ્યું, ફેંક્યાં પુલડાં ધુળ: ચાલ્યાં.

ભૂલ્યો ભૂલ્યો એતો વેણી ગુંથવી બાંધવી રે,
એનાં મોઢાં ઉતર્યાં લીધા અબોલા રાજ. ચાલ્યાં.

ફાલાવાલા ખોળા પાથરણે કંથ રીઝ્યો રે,
વેણી ગુંથી બાંધી અંબોડે નિજ હાથ. ચાલ્યાં.

ચાંદલ હસતો બન્ને શરમાતાં વાટે વળ્યાં રે,
મણિમય ફરમલડીના પુલ્યા ફાલ્યા ફાલ. ચાલ્યાં.



# વીયોગીની



પતી વિયોગ ! કેવો ક્રુર શબ્દ ! પરણી પ્રમદા સાસરામાં પતિ વિહોણી ! એને એના પતી વિના પતિનાં સ્નેહધામ સુનાં સુનાં લાગે છે. એનાં હૈયાં યે સૂનાં છે. આંગણાં અળખામણાં ઝેર જેવાં: નોંધારી થઇ ગઇ; એ નિત્ય પતિ દર્શનની ઝંખનામાં ફુલહાર ગુંથી રાખે છે. આવતાંજ પહેરાવી દઇશ. પતીને ઠપકો આપવા મન સાથે ગોઠવી રાખી મોઢું આંખ કેમ ચઢાવવાં તે પણ નક્કી કરી રાખે છે. પણ પતી નથી આવતા; પછી પતી પરની રીસ વિધિ પર ઉતારે છે: કે

> વિધિ લેખ લખતાં શું ચુકી રે ?
> મને એકલડી નાથે શેં મુકી ?–સખિ

એ તો પતીને આવવવાનો માર્ગ જુએ ને નિસાસા મુકે; રાતડી યુગ જેવી થાય છે. એનો રાજહંસ કોઇ સરોવરની પાળ્યે કોઇએ જોયાનું ઘેલીની જેમ જ્યાં ત્યાં પુછી વળે છે; અને એમ ત્રણે રૂતુ વીતી–વર્ષ વીત્યું.

એણે તો યોગ સાધનાથી પ્રભુને બદલે પીયુ મેળવવા તપશ્ચર્યા માંડી. નાભિકમળ કલ્પી ત્યાં ૐકારને બદલે પતીને સ્થાપ્યાં. પણ ત્યાં પતી ક્યાં ? એ તો બેબાકળી આંખે પોકારે છે, હે સ્વામિન્ ! જલદી ઘેર આવો, વ્હાલમ ! તમારા વિયોગે દેહ ગાળી નાંખી, આવો ! પ્રાણ ! આ હૈયે પધારોઃ







( રઘુપતી રામ...ઢાળ. )

સખિ! સ્નેહધામ સુનાં સુનાં મ્હારાં રે!
સુના સુના હૈયાના ઓવારા—સખિ.

સખિ ઉર ઓરડીયે અંધારાં રે,
લાગે આંગણિયાંયે અકારાં રે,
પીયુ પરદેશ મુકયાં નોંધારાં—સખિ.

ગુંથી રાખું નિત્યે પુલ માળા રે!
ગોખી રાખું ઉપાલંભ સારા રે!
પણ ના'વ્યા સખી પ્રાણ મ્હારા!—સખિ.

વીનાં માળી જીવનવાડી સુકી રે,
વીધિ લેખ લખંતાં શું ચુકી રે,
મને એકલડી નાથે શેં મુકી?—સખિ.

બાળી ભોળાં મુંઝાતી સીઝાતી રે,
પીયુ પંથ જોતી ને અકળાતી રે,
રાત યૂગ યૂગ સમ લંબાતી—સખિ.

મ્હારો રાજહંસ રૂપાળો રે,
કોઇ સરવરીયે કહો ભાળ્યો રે,
વીત્યાં વર્ષા શિયાળો ઉનાળો—સખિ.



રસરાજ ભુલ્યા પ્રીતી મ્હારી રે,
પ્રેમ દિક્ષા લીધી શું વિસારી રે,
દીધી કાળજે વીરહ કટારી—સખિ.

કોઇ જીવનધન મુજ લાવો રે,
હોય રસીયો જો મુજથી રીસાયો રે,
પડું પાય પીયુને મનાવો—સખિ.

નાભિકમળ સિંહાસન સ્થાપ્યું રે,
પીયુને સ્થાન ૐકારનું આપ્યું રે,
ખાલી જોતું ને દિલડું સીજાતું—સખિ.

વેગે વ્હાલા વળો ઘર વાટે રે,
ગાળી જાતડી વિરહ ઉચાટે રે,
આવો મણિમય પીયુ દિલહાટે—સખિ.



## પીયુ સાંભરે



"કુરે કામીની શું સંસારે? વારે વારે પતીને સંભારે;" આ સૂત્રનો સાક્ષાત્કારઃ કારણ "જ્યાં જ્યાં નઝર મ્હારી ઠરે, યાદી ભરી ત્યાં આપની" એ પ્રમાણે આ પતી ઘેલુડી પ્રમદાને આંખ મીંચતાં, શય્યા ને સ્વપ્નમાં પીયુજ હૈયે ચઢી આવે છે. પુલ પાંખડી ચુંટતાં પીયુની આંખડી, આકાશે વાંકડી ચંદ્રિકા જોતાં પીયુનું લલાટ, પ્રભૂ ધ્યાનમાં બેસે તો—એનો સાચો પ્રભૂ વ્હાલમ, વીણા તારનાં ઝણકાર સાંભરતાં એની દૃષ્ટિ કલાપીના ટહુકાર સાંભળતા પતી—કળામલ મોરનો થનગનાટ, એમ સર્વત્ર—અરે હૈયાને પ્રત્યેક ધબકારે પતી જ સાંભરે છે, એના હૃદય સરોવરમાં આઠે પહોર—પતી, પતીજ, ઝીલે છે. પતી સ્મરણાર્થે પ્રેમ સગીતમાંયે પતીજ સાંભરેને? અરે એ પ્રેમઘેલીની રગેરગમાં રોમે રોમમાં પીયુ પીયુના નાદ થાય છે. ધન્ય એવી પતીસ્મરણમસ્ત પ્રેમઘેલી પ્રમદાનેઃ વંદન એને ચરણે;



( હું તો પોઢણ કરૂં ને હરી સાંભરે...ઢાળ. )

સખિ! આંખડી મીચું ને પીયુ સાંભરે રે,

મ્હારાં હૈડલાં ઢળી ઢળી જાય રે. સખી.



પુલ પાંખડી ચુંટુ ને પીયુ સાંભરે રે,
પીયુ આંખડીની યાદ તાજી થાય જો. સખી.

નભે વાંકડી ચંદ્રીકા પીયુ યાદ દે રે,
હૈયે નાથનું લલાટ ખડું થાય રે. સખી.

પ્રભુ ધ્યાનમાં બેસું ને પીયુ સાંભરે રે,
વ્હાલમ સાચો પ્રભુ છે હૈયા માંહ્ય રે. સખી.

વીણા તારને ઝણકાર પીયુ સાંભરે રે,
એની દ્રષ્ટિએ હૈયું ગાન ગાય રે. સખી.

શુણી કેકા કલાપી પીયુ સાંભરે રે,
મારો કળાયલ મોર થનગનાય રે. સખી.

સખી ઉરના ધડકારે પીયુ સાંભરે રે,
દિલ સરવરીયે નાવલીયો ન્હાય રે. સખી.

પ્રેમ સંગીત કરૂંને પીયુ સાંભરે રે,
મણિ રગે રગે પીયુ નાદ થાય રે. સખી.



# પ્રેમવ્રત



સંસ્કારી-કેળવાયલી છતાં અગમ-પ્રેમપંથની અજાણ પ્રમદા જગતના ચોકમાં આવી અનુભવીઓને એક અગમ કોયડાનો ઉકેલ પુછે છેઃ-હે પંડિતો-પુરાણીઓ-જોશીઓ! કહો! કહો! ભલા! પ્રીતી-પ્રેમ એ શું છે? કારણ કે હું તો આજે પરણી. મ્હેં પ્રેમવ્રત લીધાં.

ઓ તત્વજ્ઞાનીઓ-વિજ્ઞાનીઓ-તમે તો કહો! ઇતિહાસો-ગ્રંથો શાસ્ત્રો પ્રેમ મિમાંસાઓથી ભર્યાં પડયાં છે-તમે સૌ તો એ મહાગ્રંથોના તત્વજ્ઞાનના નિષ્ણાતો છો ને?

યૂગે યૂગે પ્રેમના પ્રકાશ પથરાયા છે! રૂષિમુનીઓ-રાજા રંક સૌ એના રંગે રંગાયા સાંભળ્યા છે. કોઇ એ પ્રેમની પવિત્ર જ્યોત અને પ્રજ્વલીત પાવકથી બચ્યા નથી જાણ્યા. તો કહોને! ભલા! પ્રેમ એ શું હશે? કૃષ્ણે રૂક્ષ્મણીના અને રામચંદ્રજીએ સીતામાતાના પ્રેમ માટે મહા યુધ્ધો કાં ખેલ્યાં? દ્રૌપદીજી માટે મહાભારત કાં ખેલાયું? ઓ ઇતિહાસમહોદધિઓ! ઓ બી. એ. એમ. એ. થયેલા, બેરિસ્ટરો-ડૉક્ટરો-શીલ્પુફો પ્રોફેસરો-કહો કહો. મને પ્રેમનાં તત્વો સમજાવો. મ્હેં આજે પ્રેમનાં વ્રત લીધાં છે. કહે છે કે-પ્રીતિ માટે પ્રાણુનીયે પરવા નથી રહેતી. એ પ્રેમદેવની જ્વલંત જ્યોત જ્યારે જાગે છે-અંતર અભેદ એકાકાર થાય છે-ત્યારે એ પ્રેમનાં રસરસાયણુના સેવનથી મનુષ્ય અવનવોજ બની રહે છે. એવું તે એ કેવુંક રસાયણ છે ભલા? એને કોઇ પ્રેમ-પ્રીતિ મહોબ્બત ઇશ્ક કહે છે. પણ એ બધાં એનાંજ રૂપ હશે ને? કહોને? કોઇ તો એ અદ્દભુત પ્રેમદેવનું



વર્ણન કરી બતાવો ! કારણ પ્રેમવ્રત લીધાં ત્યારથી મ્હારા હૃદયમાં-જેમ યોગીની સુરતામાં ૐ ૐ ના રણકાર ઉઠ્યાં કરે તેમ પ્રેમના તુંહિ-તુંહિ જાપના રણકાર ઉઠ્યાં કરે છે.

ઓ વિદ્વાનો ! આટલું તો સમજાવો ! હું પ્રેમ માર્ગથી અજાણ છું. તમે કૃપા કરી ગીતા કુરાન બાઇબલ આદિ ગ્રંથો ફેંદીને પણ મને બસ કહો કે પ્રેમનો સાર શું છે?

જગતનો કયો .ફીલસૂફ એ સ્હમજાવે ભલા? છેવટે લાલન-નિજાત્મા સમજાવે છે-એને, એ મહાન્ પ્રેમતત્વનાં રહસ્યવાળુ તત્વનું તત્વ અને સારનો સારઃ—

હે ! પ્રેમવ્રતધારીણી ! ભાગ્યવંત સોહાગણ ! સાંભળ ! એક-ચિત્ત થા ! પ્રેમનું સાર અમૃત ગળે ઉતારજે ! કે-પ્રેમ એટલે, આત્મત્યાગઃ મ્હાવુ રહેવું; બીજાને અર્પાઇ જવું; સર્વ સ્વાર્પણ કરી દેવું; એકને એક મળી એક થવુંઃ હું મટી તું થવું; સમજી લે ! ઓ શાણી પ્રેમ ધર્મનો મર્મ-આત્મ ત્યાગ.

આ સાંભળી સોહાગણ બોલી-હે લાલન ! ત્હારાં ચરણ ધોઇ પીશ. સાચ્ચુ ! હવે હું સમજી. અત્યારથી જ હું પ્રેમયોગી બની-પ્રેમવ્રત લીધાં તો આત્મત્યાગ સાધ્યોઃ પ્રેમમય બની રહી-અને

દિલથી બાંધ્યા મણિમય શુધ્ધ પ્યાર.

(ભમરા ચ્હેલો વધાવો...ઢાળ.)

કોઇ કહેશો પંડિતો પ્રીતી શું હશે?

કહો પુરાણી જોશી પ્રેમ સાર!

મ્હેં તો આજે લીધાં રે વ્રત-પ્રેમનાં! (ટેક)




ભણ્યા તત્ત્વજ્ઞાનીઓ તમ તત્ત્વમાં—
વળી વિજ્ઞાનશાસ્ત્રના કહો સાર!
મ્હેં તો.

વાંચો વાત ઇતિહાસે વળી પ્રેમની!
યુગે યુગે પ્રકટ્યા એના અંબાર!
મ્હેં તો.

રૂષિ–મુનિ રંગાયા રાણા રાજવી!
લ ક્ષ્મિ પુ ત્રો–કં ગા લ એ ક તા ર!
મ્હે તો.

કૃષ્ણ–રૂક્ષ્મણી, સીતા સતી રામનાં!
મચ્યાં મહાયુધ્ધ દ્રૌપદીને કાજ!
મ્હેં તો.

પ્રીતી પરવા ત્યજાવે દેહ–પ્રાણની!
એના ઑર અનેરા ચમકાર!
મ્હેં તો.

જ્યોતિ જાગે જ્વલ ત જ્યારે પ્રેમની!
થાતાં અંતર અભેદ એકાકાર!
મ્હેં તો.



કહો મહોબ્બત ઇશ્ક પ્રીતી પ્રેમ તો–
બધાં એનાંજ રૂપ મનોહાર!
મ્હેંતો.

પ્રાણે પ્રાણ રગેરગ એકતા!
જાગી ઉઠે અનેરા અંતર તાર!
મ્હેંતો.

કોણ વર્ણન આપે પ્રેમ દેવનું?
તું–તું–ગુંજે દિલ પ્રેમના ઝંકાર!
મ્હેંતો.

ગોતો ગીતા કુરાન બાઇબલ ભલા!
કયાંયે હાથ લાગે છે પ્રેમ સાર?
મ્હેંતો.

આત્મત્યાગ–અજબ અર્થ પ્રેમનો!
ગાજે મ્હાવું મ્હેવું ના જ્યાં પોકાર!
મ્હેંતો.

લાલન–હર પળ હું તો પ્રેમઘેલૂડી!
દિલથી બાંધ્યો મણિમય શુભ્ર પ્યાર!
મ્હેંતો.




## પ્રેમના પરાગ



લગ્ન પ્રસંગે મંડપમાં સંસ્કારી સ્ત્રીવૃંદને ગાવાનો ગરબો: ભાવ અર્થ સ્પષ્ટ છે.



( કુંજલડીરે સંદેશો અમારો...ઢાળ. )

પ્રેમના પરાગ બધા વિશ્વને ઉજાળતા,
ચેતના નવિન જગાડતા સાહેલડી.
ઘરઘર રસરાજ આજ સજની પધારતા,
કર્તવ્ય પાઠ પઢાવતા—અલબેલડી.

પ્રેમના.

સાખી—આત્મત્યાગ મહામંત્રથી, જીવન કરી ચકચુર,
સેવા યજ્ઞ અર્પાઇ જતાં, વાધે નવલાં નૂર.
વિશ્વના કલ્યાણ વિષે દેહવડી તાવતાં,
શાંતિ સમાધિ સુહાવતાં—રસવેલડી.

પ્રેમના.

સાખી—પરમપ્રેમપરબ્રહ્મના—અનહદ નાદ શુણાય,
મન જપતું ૐકાર ને—ચિદાનંદ ઉભરાય.



એવા અંતરીયે પ્રભુ પોતે પધારતા,
સ્વર્ગ સમું વિશ્વતો સુહાવતા—ઓ બ્હેનડી.

પ્રેમના.

સાખી—સ્વદેશવૃત સ્વિકારીને—સ્વધર્મમાં રહી લીન,
આત્મ સ્વરાજ સટે ધરી—સત્યાગ્રહનું બીન.

મોહ અને માનને તો મનથી વિસારતાં,
સૂર તો સ્વદેશના આલાપતાં—ઓ ઘેલુડી.

પ્રેમના.

સાખી—આત્મ સમું જગ ભાળતાં-હું-તું ચાલ્યું જાય,
મહામૈયા પદ પામતાં—પામરતા વિસરાય.

પ્રેમના આહ્લેક ઘરઘરમાં ગજાવતાં,
માનવને દેવ બનાવતાં—અલબેલડી.

પ્રેમના.

સાખી—પ્રભુનાં દર્શન પળપળે-સ્થળ સ્થળ પ્રેમે થાય,
અખિલ વિશ્વ પ્રભુમય થતાં-પ્રેમસમાધિ પમાય.

પામે પ્રભુને આત્મજ્યોત પ્રકટાવતાં,
મણિમય જીવનને બનાવતાં—ઓ બ્હેનડી.

પ્રેમના.







# રસરેલ

રસીક હૃદયનો પતી-પ્રેમઘેલી પત્નીને એક નાજુક પ્રશ્ન પુછે છે, ક્યારે? હે સખિ! ક્યારે? એ મંગળ ઘડિપળ ક્યારે લાવશો કે જ્યારે તમો—

માનવને દેવ બનાવશો!

અરે

ઘર ઘર રસ હેલી મચાવશો?

અરે! માત્ર સંસાર વ્યહવારમાં રચ્યાં પચ્યાં રહેશો કે યુગયુગનાં શુધ્ધ સનાતન યોગવિદ્યાનાં તત્વો પામી-પચાવીને—

લક્ષ્ય ધરી ૐકારનું-પૂરક રેચક પ્રાણ,
કુંભક ઘરને સ્થાપતાં-બ્રહ્મ રંધ્ર એંધાણ..
યોગીની બનીને ક્યારે વિશ્વને ઉધ્ધારશો?
મણિમય પ્રભુને પમાડશો?

ક્યારે! જીવન સંગીની સખિ!
આ બધું ક્યારે? કારણ લગ્ન-દિક્ષા આ માટેજ છે હોં!
કહો ત્યારે ક્યારે?

(કુંજલડી રે સંદેશો...ઢાળ.)

રસની રસરેલ સખિ ક્યારે રેલાવશો?

રેલીને રસમાં ડુબાવશો—સાહેલડી? રસની રસરેલ!



સાખી—હૃદયે રસભક્તિ ભરી, પ્રભુતા પુરી પૂર!
આત્મોજસ્ અણુમૂલ વડે–પ્રકટાવી કંઇ નૂર!

એથી જીવન ક્યારે વિશ્વનું ઉજાળશો?
ચેતના નાવિન જગાડશો? રસવેલડી? રસની.

પવિત્રતા ને પ્રેમના—પરાગ રસતા પ્રાણ,
અજવાળે જગહૃદયને—પૂણ્યકિરણ રસભાણ.

એવા રસબ્હાણે-વિશ્વ સ્વર્ગ શું સુહાવશો?
માનવને દેવ બનાવશો? અલબેલડી. રસની.

સ્વદેશ રસ રેલાવતાં! માતૃચરણ થઇ લીન,
આત્માને પ્રભુમય કરી! બજાવી તું-તું બીન.

જાગી જગાડી જગત્ ઐક્યથી રસાવશો?
ઘરઘર રસહેલી મચાવશો? એ ચેલૂડી–? રસની.

લક્ષ્ય ધરી ૐકારનું! પૂરક–રેચક–પ્રાણ!
કુંભક ધરને સ્થાપતાં! બ્રહ્મરંધ્ર. એંધાણ!

યોગીની બનીને ક્યારે વિશ્વને ઉધ્ધારશો?
મણિમય પ્રભુને પમાડશો! સાહેલડી. રસની.




## રસ જ્યોત



આદર્શ પતિ-પત્નિ પ્રેમૈકયનું પરિણામ-કેટલું મધુર, નિજાત્મ પિછાનવાળું, ઉત્કૃષ્ટ અને સુરતામાં દોરી જનાર આવે છે ?

પતી-પત્નીઃ આત્મા અને સુમતી ! પ્રાણ અને પ્રકૃતીઃ આ સૌયે એકતાર-એકતાન-તદ્રૂપ થતાં કેવું સુંદર પરિણામ આવે ?

આ આખુંયે ગીત અભ્યાસ દ્રષ્ટિએ વાચવા, ગાવા, સાંભળવા ઝીલવા જેવું છે.

યોગ અપૂર્વ સમાધિ સધાવી,
મણિમય જ્યોત જગાવી ગઇ
રગરગ રસજ્યોત છવાઇ રહી.



( ખમાચ-દ્રગરસભર....ઢાળ. )

રગ રગ રસજ્યોત છવાઇ રહી !
છવાઇ જીવર છવરાઇ રહી ! રગ રગ !

આત્મતણાં ઓજસ્ અણુમૂલાં !
પ્રાણ• વિષે પથરાવી દઇ ! રગ રગ !

મધુર મધુર મનહર મનભર કંઇ !
સ્વર્ગિય સ્મિત ફરકાવી ગઇ ! રગ રગ !



સાખી—હૃદયે રસભક્તિ ભરી, પ્રભુતા પુરી પૂર !
આત્મોજસ્ અણુમૂલ વડે-પ્રકટાવી કંઇ નૂર !

એથી જીવન ક્યારે વિશ્વનું ઉજાળશો ?
ચેતના નાવિન જગાડશો ? રસવેલડી ? રસની.

પવિત્રતા ને પ્રેમના—પરાગ રસતા પ્રાણ,
અજવાળે જગહૃદયને—પૂણ્યકિરણ રસભાણ.

એવા રસહ્હાણે-વિશ્વ સ્વર્ગ શું સુહાવશો ?
માનવને દેવ બનાવશો ? અલબેલડી. રસની.

સ્વદેશ રસ રેલાવતાં ! માતૃચરણ થઇ લીન,
આત્માને પ્રભુમય કરી ! બજાવી તું-તું બીન.

જાગી જગાડી જગત્ ઐકયથી રસાવશો ?
ઘરઘર રસહેલી મચાવશો ? ઓ ઘેલૂડી-? રસની.

લક્ષ્ય ધરી ૐકારનું ! પૂરક-રેચક-પ્રાણ !
કુંભક ધરને સ્થાપતાં ! બ્રહ્મરંધ્ર . એંધાણ !

યોગીની બનીને ક્યારે વિશ્વને ઉધ્ધારશો ?
મણિમય પ્રભુને પમાડશો ! સાહેલડી. રસની.






## રસ જ્યોત

આદર્શ પતિ-પત્નિ પ્રેમૈકયનું પરિણામ-કેટલું મધુર, નિજાત્મ પિછાનવાળું, ઉત્કૃષ્ટ અને સુરતામાં દોરી જનાર આવે છે?

પતી-પત્નીઃ આત્મા અને સુમતી! પ્રાણ અને પ્રકૃતીઃ આ સૌયે એકતાર-એકતાન-તદ્રૂપ થતાં કેવું સુંદર પરિણામ આવે?

આ આખુંયે ગીત અભ્યાસ દ્રષ્ટિએ વાચવા, ગાવા, સાંભળવા ઝીલવા જેવું છે.

યોગ અપૂર્વ સમાધિ સધાવી,<br>
મણિમય જ્યોત જગાવી ગઇ<br>
રગરગ રસજ્યોત છવાઇ રહી.



( ખમાચ-દ્રગરસભર....ઢાળ. )

રગ રગ રસજ્યોત છવાઇ રહી!<br>
છવાઇ જીવર છવરાઇ રહી! રગ રગ!

આત્મતણાં ઓજસ્ અણમૂલાં!<br>
પ્રાણ• વિષે પથરાવી દઇ! રગ રગ!

મધુર મધુર મનહુર મનભર કંઇ!<br>
સ્વર્ગિય સ્મિત ફરકાવી ગઇ! રગ રગ!



ચેતનમાં ચમકાર પુરી રસ-
  સાગર સ્નાન કરાવી રહી! રગ રગ!

બ્રહ્મ રસાત્મક ભવ્ય દિપક એ-
  મન મન્દિર પ્રકટાવી ગઇ! રગ રગ!

સૂરતાનાં સ્થાપન કરી ઘટમાં!
  અનહદ તાન બજાવી ગઇ! રગ રગ!

અદ્ભુત અનુભવ ઑાર થતાં એ-
  પ્રભુ પળમાંહિ બતાવી ગઇ! રગ રગ!

યોગ અપૂર્વ સમાધિ સધાવી!
મણિમય જ્યોત જગાવી ગઇ! રગ રગ!



## ગુણિયલ ગોરીનાં વિશ્વ શાસન



જેને હાથ પારણાની દોરી–એજ જગત પર રાજ્ય કરે છે. એવી માતાઃ ભારતની ગુણિયલ ગોરીઃ જેણે રામ, ભીષ્મ, ધર્મ અર્જુન, પૃથુરાજ, પ્રતાપ, શીવાજી સમા ભડવીરોને ખોળે ઝુલાવ્યા. ગળથુથીમાં જ્ઞાન પાયું ને અમર કર્યા, કર્તવ્યના પાઠ તેમની રગેરગમાં સિંચ્યા, સંતાનનો વાંકો વાળ થતાં–રડી ઉઠતી તેજ માતા રણભુમી પર એનેજ વિદાય દેતાં કહે કે–દીકરા–મારી કુખ અજવાળજે–યુદ્ધમાં પાછો પગ દઇ–હારી ઘેર ન આવતો, એજ માતાઃ

જગતને હિંચોળતાં ગીત ગાતી, તો ઘડિકમાં ચંડીકા સ્વરૂપ ધરતીઃ જ્યાં દેવો થાકી નેતિ નેતિ કરી વીરમે તેજ જ્ઞાન ગોરિ સંતાનને ગળથુથીમાં પાયઃ એને ચેતનવંતો બનાવી દેઃ ધર્મ–દેશ–વટ–શીલ ને પરમાર્થ દયા સાટે પ્રણાર્પણ કરવાના પાઠ ભણાવેઃ એતો ભારતવર્ષનીજ ગોરીઃ દુનીયા ભરમાં એનો જોટો નથી. કહ્યાગરી દીકરી; પ્રેમાળ પત્નિ; શાણી સખિ; અને સ્વર્ગાદપિ ગરિયસી જનની–એવી ભારતની ગોરી દુનીયાના બીજે કયે ખૂણે જડશે ભલા?

મર્દ–રાજાઓ દેશ પર રાજ્ય કરે–જ્યારે ભારતની ગુણિયલ ગોરિ! બાળકને જગત્ રક્ષણના પાઠ ભણાવી દે છે જેને શાસને વિશ્વ આખુયે કદમબોસી કરેઃ

એવી પ્રેમની ઇજારદાર, માતૃભાવનો પારાવાર ત્યાગ, તપ, કર્તવ્ય–પાલન, સાધુતાનો ગુણ રત્નાકરઆદર્શ ભારત રમણી–રસસુંદરી તારે ચરણે તો અનંત વંદનઃ

   



( મીઠડાં ગોરસ લ્યો....ઢાળ. )

સખિ! એક એ તો ગુણિયલ ગોરી,

જગત્ પર શાસન કરે–શાસન.

જેના હાથે પારણીઆની દોરી....જગત્ પર.

હિંચોળ્યા રામ ભિષ્મ ધર્મ ને અર્જુન શા?

પૃથુ પ્રતાપ ને શિવાજી શૂરવીરલા,

હાલરડે સ્વર્ગના સંદેશ ઉચ્ચરે! ગોરી જગત્ પર.

પ્રેમના પરાગ વેરી–પ્રાણને સંતોષતી,

વાત્સલ્ય ન્હેળીઆં બાલુડીયામાં ઢોળતી.

વ્હાલપના સાગર ઉછાળતી ફરે! ગોરી જગત્ પર.

પુષ્પ સુકુમાર બાળ હૈયેજ રાખતી,

વસમી રણવાટે વિદાય એજ આપતી.

વાળ વાંકો થાતાં જળ નયને ભરે! ગોરી–

ગીતડાંની લ્હેરે એ વિશ્વને હિંચોળતી,

ચંડીકા સ્વરૂપે પ્રલય ખેલનેય ખેલતી.

પ્રેમધર્મ—કર્મયોગ નયને ' ઝરે! ગોરી–





નેતિ-નેતિ કહી દેવોયે જે ગાયું,
જ્ઞાન-ગોરિએ ગળથુથી માંહિં પાયું.
ચેતન ચમકાર પ્રાણ માંહિ ભરે! ગોરી-

યુરોપ અમેરિકા ઇન્ગ્લેંડને ઉથામશો,
તુર્ક ને જાપાન જગત્ સૌએ તપાસશો.
ભારતની ગોરિ ન ક્યાંયે જડે! ગોરી-

દીકરી કહ્યાગરી ને પત્નિ પ્રીતિભરી,
શાણી સખિ ને માડી મોંઘી ખરેખરી.
જગત્ જનની નામ સાર્થક ખરે. ગોરી-

નર ને નૃપાળો દેશ શાસનોએ શાસતા,
ગોરિ હિંચોળે બાળ-જગત્‌ને રખવાળતા.
શાસને સમસ્ત વિશ્વ ઝુકે ઠરે. ગોરી-

પ્રેમની ઇજારદાર-માતૃભાવ પારાવાર,
ત્યાગ તપ કર્તવ્યનેં સાધુતા મ'ઝાર સાર.
મણિમય રસસુંદરી પ્રભુ ઘરઘર ફરે. ગોરી-



## કાળજડાંના શૂળ

(લોક ગીત.)

મ્હારે કાળજ શૂળો વાગી રાજ—અરરરર કાંઇ કાંઇ થાયે છે.

મુજથી નવ કાંઇ સમજાયે રાજ ”
મ્હારે આંગળ સસરા સાસુ રાજ ”
પણ શરમે નવ બોલાતું રાજ ”
મ્હારા દેર જેઠ નથી ઘેરે રાજ ”
બળુ અંતર વેદના ઝેરે રાજ ”
સોંસરવી શળો નાંખી રાજ ”
એ કેમે ન મેં સંખાતી રાજ ”
હવે વૈદડો કોણ બોલાવે રાજ ”
પીયુ વીદેશથી શેં આવે રાજ ”
વૉય મરવા ટાણું આવ્યું રાજ ”
પીયુ કેરી ખબર કોઇ લાવ્યું રાજ ”
ચડી મેડી વાટલડી જોતી રાજ ”
મારગડે નેણુ પરોતી રાજ ”
દિલ દર્દ અવધી બતાવી રાજ ”
નણદલ વીર ઉભા આવી રાજ ”
નજરે નજરો જ્યાં ઢાળી રાજ ”
મણિ શૂળની વેદના ટાળી રાજ ”





## લીલી પીળી



લોકગીતઃ આવાં લોકગીત દ્વારા જુદા જુદા રંગોનું અને સાથે સાથે સદ્બોધનું શિક્ષણ યોજાયલું છે. આ પ્રથા જુની છે.

કડવી છતાં આરોગ્યવર્ધક લીલી લીમડી—એવો પતીનો તંદુરસ્ત દેહ: એવા પીયુનો નેહ એના હૈયે છૂપાની રાખ્યો છે.

આરોગ્ય બગાડનાર ખાટી આમલી જેવી પારકી નિંદા.

શિતળ છાંય આપનાર ચંદન વૃક્ષ જેવા પતીની નજરો એ એના રગરગમાં શિતળતા આપે.

કોયલ કાળી છતાં એના ટહુકા મીઠા, તેમજ પીયુની ભમ્મરો કાળી છતાં એની પ્રેમભરી દૃષ્ટિ પડતાં એનાથી ઘેરી જવાય છે.

પાવાગઢ પરની દુધીયા તલાવડી જેવી પીયુની મીઠી પણ પટામણી જીભ છે.

લાલ કસુંબલ પાઘડી પ્હેરી એનો કંચ રાજદરબારમાં જાય.

ચંપા પુષ્પથી ભમરો ભાગે છે—પીયુની દૃષ્ટિથી વિયોગની રાત્રીઓ ભાગે છે.

આવી આવી હૈયાના પટારે પુરી ગુપ્ત વાતો મનમાંજ સમાવવી પડે છે. એ છૂપી વાતોમા એક વાત કહી દઉં ? એ એવી પ્રેમઘેલી છે કે પતીને જોતાંજ ગાંડી ઘેલી થઇ જાય છે. શું કરવું ? એ એમજ છે.





લીલી લીંમડી રે, લીલો નણદલવીરનો દેહ,
સખિ મ્હારા હૈડલે રે, છૂપ્યો પરણ્યા કેરો નેહ.

ખાટી આમલી રે, ખાટી પરનીંદાજ સદાય,
સખિ મ્હારા કંથનાં રે, છલબલ પ્રેમ સરો છલકાય.

શીળી છાંયડી રે, ચંદન તરૂવર ઝોલાં ખાય,
શીળો સાહ્યબો રે, નજરે રગરગ અમિ છવાય.

કોયલ શ્યામળી રે, એનાં ગરવાં ગીત ગણાય,
નજરો નાથની રે, ભમ્મર ચઢે ને હસી જવાય.

દુધમલ તલાવડી રે, પાવા ડુંગર પર વહી જાય,
પીયુ છૂલા પટામલી રે, મીઠાબોલી નવ પકડાય.

કસુંબલ પાઘડી રે, રંગે રાતીચોળ જણાય,
પીયુ શિર રાજતી રે, પહેરી રાજસભામાં જાય.

પીળી ચંપા કળી રે, ભમરો આવે નાસી જાય,
એવી પીયુ આંખડી રે, વસમી રાતો અળગી થાય.

એવી એવી વાતડી રે, મનની મનડામાંજ સમાય,
મણિમય ગોરડી રે, પતિ જોઇ અર્ધી અર્ધી થાય.




## વલોણું



હેરીના ફમીયલ દુધડાને ઠેબે મારનારી—મર્દની મદદ વિનાયે ભવભલાને મ્હાત કરનારી—મડદાલ માયકાંગલી નહિ પણ મદમસ્ત ભારત રમણિ—શુદ્ધ આર્ય તેજે તગતગતી નવલવધુ સાસરે આવી પોતાના સાસરાની રિદ્ધિ સિદ્ધિના યશોગાનની મસ્તી મચાવી રહી છે.

એને આગણે મદભર—ખડતલ દુધમલ હાથીના બચ્ચા જેવી હજારો ભે શો છે. એ કેવી? ખાધેલ પીધેલ અને માઝમ રાત જેવી શ્યામ: મણુ મણુ દુધ ટંકે આપતી: ઘેર વલોણુ છે મોટી મોટી ગોળીએ ગોરસ નિપજે છે કાઢયા ખુટતા નથી વલોણુ વલોવતા એના હૈયામા હોશ અને મસ્તી કુદે છે એનો પતી સો સોના ટોળા ચારવા લઇ જાય છે. આવા પતી પત્નીનો શિરતાજ—પત્નીનો સસરો હાથી જેવા છે એના શા મલાજા! અને રાજા જેવો એનો પતી! અને પોતે રાણી? પતી એને દેવી ગણી પૂજે છે:

પ્રભો! અમારા દેશને આગણુ આવી સમૃદ્ધિ ક્યારે ઉતારીશ?



(આશો માસો શરદ પુનમની રાતજો. ઢાળ.)

મ્હારે આંગણીયે મદભર ભેંશો દુધાળી જો,

સો સો નાં ટોળાં, પીહુ રે વન જાય ચારવા રે લોલ—મ્હારે.



ખાધેલ પીધેલ એ તો માઝમ રાત શી કાળી જો,
દુર્જનીયાંનાં દિલ શાં વાંકાં શિંગડાં રે લોલ–મ્હારે.

મણ મણ દુધડાં દોહી દોહી હું તો થાકી જો,
મટુકડીમાં ગોરસ કાઢયાં ના ખૂટે રે, લોલ–મ્હારે.

દેરાણી જેઠાણી મ્હારાં ઉઠતાં વાયે વ્હાણે જો.
ઘમ્મર વલ્હોણું વલોવતાં રસ રંગ લુંટે રે લોલ–મ્હારે.

મલાઈ માખણ નાવલીયાને વ્હાલાં જો,
છાશ ઘરોઘર દેતાં કાઢી ના ખૂટે રે લોલ–મ્હારે.

ઘમ્મર વલોણું–ભમ્મરી ભેંશો રૂપાળી જો,
વલોણાની કરનારી પ્રભુની મ્હેરે મળે રે લોલ–મ્હારે.

મ્હારે આંગણીયે હાથી સરખો સસરો જો,
એના મલાજા મરતાં ના ના નહિં છૂટે રે લોલ–મ્હારે.

મ્હારે આંગણીયે રાજ સમો પીયુ રાજે જો,
મણિમય હતો રાણી દેવી સમોવડી રે લોલ–મ્હારે.



## સ્વાદની રસીયણ



પૂરણીને સાસરે આવી: એ તો પતીને પ્રિય–માનીતી છે. એને સ્વાદનો શોખ ભારે! એને તો સ્વપ્ન પણ ખાન પાનના સ્વાદનાંજ આવે, એણે સ્વાદની રામઝુમાં શું કર્યું? સ્વાદની રસીયણને રસોડે રસોયો નથી. જાતેજ રાંધે: સ્વાદની રસીયણનો પતી પણ સુંદર રસોઇ પામેને! પણ આ બીચારી સ્વાદની રસીયણને બહુ વિત્યું. તેનો સ્વાદ અધુરોજ રહ્યો, ભાનની કઇ મહત્વાકાંક્ષા સંપૂર્ણ હોય છે! બીચારી પતરવેલીયાં વઘારતાં દાઝી ઉઠી! શીરો પુરી ખાતાં ઉલટી થઇ ગઇ; અને દ્રાક્ષ ખાવા જતાં જીભ કચરાઇ: પણ એને ધીમેથી ખાવાની ધીરજ નહિ ત્યા શું થાય!

o o o o

(મ્હારે આજની ઘડી તે રળિયામણી જો...ઢાળ.)

હું તો રસીયણ મદાની સખિ! સ્વાદની જો!
મને સ્વપ્નાંમ સ્વાદનાં આવે અલી જો! હું તો.

પત્તરવેલીયાં મ્હેં પ્રેમથી મંગાવીયાં જો,
કરી બેસનને હોંશે લગાવીયાં જો;
વાળી બાફી કઢાઇ મુકી તેલની જો. હું તો.

હીંગ મુકીને તેલ ધાર મેં કરી જો,
હોંશે હોંશે ખાવાની ઘડી સાંપડી જો;
ઑય માડી વઘારતાં દાઝી ઉઠી જો. હું તો.



સખિ! શીરાપુરીની થાળ પીરસી જો,
પાણી છુટે એ વાનીઓ ભરી પુરી જો;
સ્વાદ ગળકે અર્ધી અર્ધી હું થતી જો. હું તો.

પહેલે કોળીએજ માખડી કયાંથી સરી જો,
થઇ ઉલટી ને ખાવું હું તો વિસરી જો;
સ્વાદ કરવા જતાં ભોંઠી પડી જો. હું તો.

દ્રાખ મોસંબી છાબ અંજીરે ભરી જો,
જોતાં મોઢામાં રસધાર ઉછળી જો,
જાણે સામટી એ છાબડી જાઉં ગળી જો. હું તો.

દ્રાખ ખાતાં લપકારે જીભડી વળી જો,
એતો ચગદાઈ લોહી ધાર નીસરી જો;
ભળ્યું ખાવાની તક મણિ ના મળી જો. હું તો.



## સિમંતીની



નવવધુ પરણી-પતિ સહવાસમાં ધન્ય જીવન વિતાવતાં પ્રભુએ 'સારો દહાડો' બતાવ્યો. એ સિમંતીની છે. સગર્ભા –Pregnant છે. આ અમુલખ અવસર માટે કઇ સ્ત્રી આતુરતાથી વાટય નથી જોઇ રહેતી?

એને સિમંત છે. સાસરીયે પિયરીએ એનાં માન વધ્યાં છે. એની દેહલતાની કાંતી ઉભરાઇ જાય છે. લજ્જાળુ નયનો ઢળી ઢળી જાય છે. હર્ષ અને લજ્જા બેઉ પૂર્ણસ્વરૂપે ખિલ્યાં છે. એ અવસ્થાનાં વિધ વિધ વિધાન શાસ્ત્રકારોએ સર્જી રાખ્યાં છે. સિંમંતીનીયે આ અવસ્થામાં કેમ રહેવું? શું ખાવું? શું પહેરવુ ઓઢવું? કેમ સુવું? કેવાં વસ્ત્રો પુષ્પો સુવાસીત દ્રવ્યો-પીણાં-સંગીતનો ઉપયોગ કરવો? આ સૌથી સજ્જ સિંમંતીનીના દેહ રક્ષણના પણ ઉપચારો વિદ્યમાન છે.

એને તો હવે માથે ઉત્તમ તેલ સિંચવાનાં, એ તો વંશ વધારનાર છે. ઓ સોહાગણ! ધીરે ચાલજે. ત્હારો 'ઉર હીરલો' લચકાશે. એની નણંદ નવલખ રાખડી બાંધવા આવે છે. સેંથામાં સિંદુર પુરો. એને માથે માડ મુકો. એના ખોળામાં શ્રીફળ સોપારી ભરો-પ્રભુ એવાં ફળ એને આપે. એ તો દેવનાં દીધાં: દેવતાઓને સ્વર્ગમાં એ વસ્તુ, સિમંત-પુત્ર પ્રાપ્તિ નથી હોતી: એને પીયર સંદેશા કહાવો. એનાં પીયરીઆં તેડાવો. તેઓ ગાંડાં ઘેલાં થઇ જશે. આજે ધન્ય અવસર છે.

આ પ્રસંગે ખાસ સિમંત ઉત્સવ રચાય છે. સિમંતીનીને સ્વજનો સગાંઓ જમવા તેડે છે-વાયણાં દે છે. એથી સિમંતીનીનું શરીર પુષ્ટ બને અને પ્રસુતીના પ્રસંગનું કષ્ટ સહી શકે.



સિમંતીની આ પ્રસંગે ખાસ બ્રહ્મચર્યવ્રત પાળે છે
કૌમાર્યવ્રતનાં ઉદ્યાપનની જ્વલંત દિપ્તિ હજારો કિરણો પથરાવે

છૂપો છૂપો પતી પણ રાચતો ભાવિના ભિતરમાં ભુરકો
નવનવી કલ્પનાઓમા રાચતો મસ્ત બની ઉઠે છે આ પ્રસંગે સ્વ
પણ ભેળા થઇ જાય છે.

અને પુત્રી-કન્યા-પત્ની મટી સોહાગણ માતા થવાની તૈયા
હોય છે. માતૃભાવ તેને હૈયે ઉભરાય છે અને કેટલાક કોડ
થાય છે. તે ડોહળા-દોહદ કહેવાય છે જે પૂર્ણ કરવા ઇષ્ટ ગણા

o o o o

(સરવર પાણીડાં ગઇ'તી સાહેલડી...ઢાળ.)

આછા ગુલાબી સાળુડીયામાં-ગુલાબી આંખડી ઢાળી જી
કનક કચોળું-જડાવ કંગવો-
તેલે સિંચોને કેશવાળી જીરે! આછા.

ઉંડે ઉંડે ઉર કોડ ભરેલી-વંશવધારણ વેલી જીરે
મહિયર સાસરીયે કુલ સોહાગણ,
અમ્મર આશ ભરેલી જીરે! આછા.

ધીરેથી ધરજે કુમકુમ પગલી-ઉર હીરલો નવ લચકે જી,
જતન જીવનથી અદકાં કરજ્યો,
રૂડી અમ્મરવેલ હિંચે જીરે! આછા.

ઉજ્વળ મુખડાં ઉર ઉજમાળાં-સુખ સોણાં ઉર પ્રકટે જી,
આછેરી આળસ ઘેનલ નયનાં-
દોહદ નવનવા ઉપજે જીરે! આછા.




આજે અનુપ ઉછરંગ સખિરી–મંગળ ઉત્સવ આંગણુ જીરે.
કેશે મોંઘા મૂલાં મોતી પરોવું,
સેંથલ સિંદુર સિંચણુ જીરે. આછા.

નવલખ રાખડી નણદલ લાવે–અંતર આશિષ પ્રેરે જીરે.
મસ્તક મણિમય મૉડ સોહાવું,
માતૃભાવ શા લ્હેરે જીરે! આછા.

શ્રીફળ ફોફળ ખોળે ભરાવું–પ્રભુ દે ફળફુલ ફાલે જીરે!
દેવે દીધેલ એતો પ્રભુનાં પરમ ધન,
સૂર સ્વપ્ને નવ પામે જીરે! આછા.

પિતરૂ તારણુ અમુલખ લ્હાણાં–દેવિ દાન સુત દાતા જીરે!
મહિયર મેલોને વ્હેલી વધામણી,
મલપંતી આવે માતા જીરે– આછા.

દીકરીનાં સુખડાં જોઇ જોઇ રાચે–દંપતી તરૂ ફળ દેવી જીરે!
કોડભર્યાં સ્વજનો ઉજમાળાં,
અનન્ય અવસર ધન્ય જીરે! આછા.

રસસુંદરીના સુરંસ વસંતે–ફોરે મ્હેંકલ મ્હોરો જીરે.
સિમંતીની રસકુંજ હિલોળે,
મણિમય સુતરસ ફોર્યો જીરે આછા.





# બાળુડો

સિમંતીની પૂર્ણ કાળજી-સંયમ-બ્રહ્મચર્ય અને આરોગ્ય-રક્ષણથી તંદુરસ્ત સ્થિતીમાં પુરા દસ માસે પુત્રરત્નને જન્મ આપે છે. એણે પોતાના બાળક માટે ખાટું, તીખું, કડું, તેલ, કઠોળ તથા ભારે ખોરાક આદિ ત્યાગ કર્યાં હોય છે. તે બહુ દોડતી નહી. કમરમાંથી નીચી નમતી નહી. દિવસે નિદ્રા લેતી નહીં. બહુ હસતી નહી અને રોતી પણ નહીં. એમ સિમંતીનીને યોગ્ય દિનચર્યા વડે પોતાના ગર્ભને સાચવતાં દેવ બાલ સમા પુત્રરત્નને જન્મ આપ્યો છે. આજ એના હર્ષનો પાર નથી. સ્ત્રીજન્મની સાર્થકતાનું કેન્દ્ર-પ્રભુનાં પરમધન ! માવડીના ખોળાનું ભૂષણ ! પિતૃવંશ વધારણ અમરવેલ ! દીકરો ! એનાં કુમકુમ પગલે કયા ઘરનાં અંધારા નથી ટળ્યાં ?

આજે એ સખિને એક રૂડી-માંગલીક વધામણીની વાત કહેવા બેઠી છે. એનો બાલુડો કેવો છે ? એની આંખડી, એનું મુખ અને મુખનાં મરકલડાં, એ સૌમાં એને કાંઇ અદ્દભુત દર્શન થાય છે. બાલકની સ્વભાવિક ચપળતા, એની નાચકુદ, એનાં નિર્દોષ તોફાન ને ક્રિડા ! અણીયાળી આંખના અકપલા થનગનાટ ! બા-બાના કાલાઘેલા બોલ-ટહુકાર. એનાં ખિલખિલાટ કરતાં હાસ્ય ! આ સૌ જોઇ એ પુત્રઘેલી માવડી ગાંડી ઘેલી બની છે અને પોતાના બાળકના રૂવે રૂવે તે પ્રભુને જુવે છે. આ વાત કરતાં એનું હૈયુ હરખાઇ હરખાઇ જાય છે. કારણ પુત્ર તો પ્રભુની દીધી અણમોલ




થાપણ છે ના? એમાં એનું શું છે? એ તો પ્રભુનોને? પિતાનો પ્રાણ અને માડીનું જીવન! પુત્ર! વ્હાલી બ્હેનનો એ વીરો! અને બંધવની બેલ! સ્વદેશની આશા! એવો આ બાલુડો પોતાની મા માટે અધિરો અધિરો બની રહે છે! અને માડી પ્રભુને પ્રાર્થે છે! પ્રભો! મ્હારા પુત્રને સો વર્ષનું આયુ દેજે! નસે નસે રગ રગે અંગે અંગે ત્હારા આશિષ-કૃપા દયા રૂપી એવાં અમૃત ભરજે કે તે અજર અમર બને અને તેના જીવન પથમા આવતા તમામ વિઘ્નો ટળી જાય!



(ઝીણા ઝરમર વરસે મેહ...ઢાળ)

સખિ! વાત એક રૂડી રૂપાળી રે!
બાળ મ્હારો બાળુડો!

એની આંખલડી અણિયાળી રે!
બાળ મ્હારો બાલુડો!

બાળુડીયાના મુખ મરકલડે, વરસે ઝરમર મોતી રે!
પ્રભુને સંભારૂ મ્હારા બાળુડીયામાં, પ્રભુના રૂપને જોતી રે!—બાળ.

કુમ કુમ પગલી ઠમ ઠમ ઠમકે, થનગન નાચે કુદે રે!
તોફાની તરવરીયો ઘડી ઘડી, ખોળો મ્હારો ખુંદે રે!—બાળ.

નંદકુંવર સમ દેવદુલારો, અડપલી આંખ નચાવે રે!
બા–બા ના ટહુકારે ટહુકે, ખીલ ખીલ હસીને હસાવે રે!—બાળ.



પ્રભુ બાળકની દેહલડીમાં, પ્રભુ સ્વયં, વિરાજે રે!
માતૃપ્રેમનાં ઉછળે અમૃત, રગ રગ 'માડી' ગાજે રે!–બાળ.

બાલુડીયાની વાત સખિરી, કરતાં હૈયૂ હરખે રે!
પ્રભુ દીધી થાપણ અણમોલી, બા! ઓ બા! એ ઝંખે રે!–બાળ.

પ્રાણ તાતનો–જીવન માતનું, વ્હાલી બ્હેનનો વીરો રે!
બંધુ બેલડી સ્વદેશ આશા, માવલડીનો અધિરો રે!–બાળ.

પ્રભુ ચતાયુ બાલુડીઆને, અમૃત સિંચી કરજે રે!
માણમય મોંઘા બાલુડીયાનાં, જીવન વિઘ્ન સૌ હરજે રે!–બાળ.



## બાલ નયનામૃત

"પથ્થર એટલા દેવ કરી કરી, કેટલાયે જપ તપ કરી, થાક્યાં હાર્યાં ને દેવે દીકરો આપ્યો" દીકરો મેળવવા વાંઝીયા મ્હેણું ટાળવા, શેર માટીની ખોટય પુરવા, કાંઇક રાજાઓએ અઘોર વનવગડે તપ તપ્યાં, દેહલડી ગાળી–અરે ! કમળ પુજાઓ કરી. આ બધું ફક્ત એક દીકરા માટે ! પિતૃવંશ વધારણ, ઇકોતેર પેઢી તારણ માટેજને ? એક દીકરા વગરજ બધે અંધારૂં ને ? પ્રભુ ! દયા કરજે અને કોઇ પણ સોનો ખોળો ખાલી ન રાખીશઃ ખોળો ખુંદનાર જરૂર દેજે.

માતાને ખોળે દેવબાલ સમો દીકરો ખેલેછે. મહિયર સાસરીયે, સખિવૃંદમાં પતી મિત્રોમાં–ન્યાત જાતમાં ને ગામમાં એ બાલ–દુલારો એના ગૌરવનો વિષય છે.

કહે છે કે એક બાદશાહે પ્રધાનને આખી દુનીયામાં સુદરમાં સુંદર બાલક લાવી હાજર કરવા ફરમાવ્યું. પ્રધાન બધે ફરી વળ્યો–એક સીદી ભાઇને પુછ્યાં તેણે પોતાના કાળા શિચમલ બાલકને રજુ કર્યો હતો.

માતાને પોતાના બાલકમાં અપૂર્વ સૌંદર્ય જણાયછે. એની આંખમાં અમૃતના સાગરો લ્હેરાય છે. જાણે એ અમૃત ઝીલ્યાં કરે ? બાલકના પુષ્પકળી જેવાં નેત્રોમાં માતા અપૂર્વ પ્રભુતાભર પ્રેમ અને ભક્તિનાં દર્શન કરે છે .અને એનાં મીઠાં કામણગારાં હાસ્યમાં પ્રભુ-કૃપાના રસ સાગરો નજરે પડે છે. એની આંખોમાં નવલખ નૂર અને સાચા અભેદભાવનું–પ્રભુ પ્રેમનું રસઝરણું નજરે તરવરે છે. માતાની વત્સલતા અને આરામના સ્થળ સમા એ બાલકમાં ખરેજ જે જે ભર્યું છે તે તો માતપિતાજ સમજે ને !



માડીને મન તો બાલકના નયનોમાં પ્રભુ પ્રેમામૃતની પુનીત ગંગા-રેલાતી અને એ ગંગામાં એને મન બધું વિશ્વ-તદાકાર થયેલું ભાસે છે. બાલક માતાનો જીવનાધાર છે.

યૂવાનો ! બાલવયમાં તમારી બાલ ઘેલી માતાના હૈયે આવા આવા વાત્સલ્ય ભર્યા-આશા ભર્યા-ભાવો ઉછળ્યા છે; એણે પોતાનાં અંગો અંગ નીચવી નીચવી તમને ઉછેર્યા-આજના યૂવાન બનાવ્યા છે. તો ! ખબરદાર ! માતૃદ્રોહી ન બનતા. 'માતૃદેવો ભવ' આ સૂત્ર ન ભુલશો, ત્યાં સુધી તમારો જય જયકાર છેઃ માતાના આશિર્વાદ પ્રભૂ આશિર્વાદથી જરાયે ઉતરતા ન માનજ્યો !

o o o o

(ઝીણા ઝરમર વરસે મેહ...ઢાળ)

બાલ નયને અમૃત છલકાય—
સખિ જાણે ઝીલ્યાં કરૂં !
મ્હારાં ઉરમાં આનંદ ઉભરાય !
ઓહો જાણે પીધાં કરૂં !

કુસુમકલિસમ બાલ નયનમાં, પ્રેમ ભક્તિ ઉભરાય રે !
મીઠા મરકલડે રસસાગર, પ્રભુ કૃપાના લ્હેરાય ! સખિ.
બાલ છતાં બાલુડાં નયને, ઉજ્વળ નવલું નૂર રે !
અભેદભાવતણું ઉભરાતું, પ્રભુ પ્રેમનું પૂર ! સખિ.
પંકજ પાંદલડીના ખૂણે, વત્સલતા વિશ્રામ રે !
લેખ લખાયા ગૂઢ ઉકેલે, માતપિતા આરામ ! સખિ.
બાલ નયન ગંગા રેલવતી, પ્રભુ પ્રેમામૃત ધાર રે !
ઝીલંતાં હુએ જગ સઘળું, 'મણિમય' જીવનાધાર. સખિ.




## 

લગ્ન-પછી પહેલીજવાર પતી વિયોગ ભોગવતાં પત્ની-પતીના આગમનની વાટ જોતાં વારંવાર નીરાશા પામી ઘેલી જેવી બની જાય છે. અધિરી પણ તેટલીજ બની ઉઠે છે, ટુંક સમયમાં આવવાનું કહી ગયેલ પતી હજી ન આવ્યા. બેબાકળી બનેલી-પતીનાજ વિચારોમાં લીન વીલીન બની આખોયે દિવસ શોકાતુર રહેતી એને સૌ સખિઓ પ્રેમઘેલી કહેતી.

આજ એ પાણી ભરવા ગઇ છે, એજ માર્ગ જો આવે તો, પતીને આવવાનો માર્ગ છે, કુવામાં ઘડો નાંખી પતીનો માર્ગ જોતી એ ખડી છે.

એને બહારની દુનીયાની પરવા પણ ઓછી થઇ ગઇ છે. પહેરવા ઓઢવાની-વાળ હોળવાની યે તમા ત્યાગી છે; અંગનાં આભૂષણો તો એને આગ જેવાં લાગે છે, જે સ્ત્રી હૃદયને પતી સહવાસ-દર્શનની ભુખ જાગે છે તેને હૈયેતો આઠે પહોર—

નાથ નાવ્યા નાવ્યા લવતી જતી રે!

એમજ પતી સ્મરણનીજ જપમાળા ચાલે છે.

હવે એને ખાનપાન પણ કડવાં ઝેર થયાં, આજે તો એનું પતીમિલન સંકેત સમાન ડાબું નેત્ર ફરકયું છે. પતીમીલન આજ તો થશેજ એ અમર આશામાં કુવામાં ઘડો નાંખી પતીની વાટડી જોતી સામા માર્ગે નયન ચોંટાડી ઉભી છે. વારંવાર નીરાશ થઇ "નાથ ના'વ્યા" એ શબ્દો બોલ્યા કરે છે. સાંજ પડી ગઇ, છતાં 'એ ન



આવ્યા.' નીરાશ થયેલી નજર એવામાં દુરથી આવતા કોઇ પંથી પર પડે છે. એનો સ્વામીજ એ તો: હવે એનો હર્ષ માયો-સમાયો જતો નથી. નજીક ઉભેલી સખિઓ-પનિહારીઓની લાજ શરમ એણે ખંખેરી કાઢી છે. એ પથી ઘોડેથી ઉતરતાંજ એ સીધી સ્વામીના તરફ ધસી જઇ બોલી ઉઠી-"પ્રાણ-પ્રિયતમ!" એમ બોલતાં પતીના ગળે વળગી પડે છે, જગતને એ જરૂર ઘેલીજ લાગેને?

એણે થાકયા પાકયા પતીના પગ ધોવા કુવામાંથી પાણી કાઢ્યું, તેના પગ ધોઇ ચરણામૃત પીધુ. એની પ્રેમભરી નજરની પુજા કરી. એવા સાચા પ્રેમથી ઉભરાતા હૈયા વાળી પત્ની પામવાનું સૌભાગ્ય કોઇ ભાગ્યશાળીનેજ હોયને? એને ધન્ય હો; એ તો દેવ-અને દેવીજ કહેવાયને ભલા?

o o o o

(તમે અજાણ્યા અમે જાણીએ રે...ઢાળ.)

કુવા કાંઠડે ગોરિ ઉભી હતી રે,
"પ્રેમઘેલી" એને સૌ કહેતી હતી રે.
એ તો વ્હાલમની જોતી'તી વાટ રે,
ઘેલુડી ભાનભુલી એ હતી રે.
એ તો સંસારને હસી કહાડતી રે,
મેલાં કપડાં ને વાળ હોળ્યા નથી રે;
આભુષણ નવ અંગ જણાય રે.

ઘેલુડી.






કુવા કાંઠે ગોરિ ઉભી હતી રે,

[ પૃષ્ટ ૨૨૪

# દિલ દેવળીઆં



નવવધુ પતી સહવાસમાં હમણાંજ આવી છે. એ મુગ્ધા છે. શરમાળ છે. પતી સંસ્કારી, પત્નીપૂજક છે. હજી મન મળ્યાં નથી. અવિભક્ત-વસ્તારી કુટુંબમાં પતી-પત્નીને છુટથી મળવું એટલે મરોડા જેલના કેદીને સ્વજનને મળવા જેટલું દોહ્યલું. પરસ્પર મળવા તરફડે, કાંઇ કાંઇ તરકીબો-યુક્તિઓ રચાય ને લપક ઝપક મળી લેવાય. તે પણ ગુન્હેગારની રીતેજ હોં! ક્યાંક ક્યાંક તો મોટેરાં યે પોતાની સુવાની ભૂલી જઇ જાણે, એકદમ મોટેરાં-વડિલ-મર્યાદાનાં ઇજારદાર, વિવેકના વારસદાર બની જાય છે. ત્યારે આ યુવાનોના હૈયાની વેદના! કહી ન જાય એવીજ હોયને?

આવા કુટુંબનો યુવાન-સમય શોધી એકાંતમાં શરમાળ પત્નીને પોતાના અભિલાષ કહી દયે છે.

પ્રિયે! જરા હૈયાનો પટારો ખોલો! દિલના દ્વાર બંધ ન રાખો. તમારા હૃદયમા પ્રેમના મહાસાગરો ભર્યા પડયા છે એકાદ અંજલી પાશો? તમારા દિલ સરવરનાં નિર્મળાં પ્રેમ નીરમાં કદી કદી સ્નાન કરાવશો? તમારા દિલના ઉંબર પર કર્તવ્યના સાથીઆ પુરી આવ્યાં છો, જરા બતાવશો? તમે તો સ્વાર્પણ સેવાનાં મુર્તિમંત સ્વરૂપ છો: આત્મદાન મંત્ર ગજવો! સંભળાવશો? આપણે તો રામાવતારની કુરૂઢિઓમાં ડૂબ્યાં છીએ, નૈતિક હિમ્મતથી એને ફગાવી દઇ-ઉચિત-મર્યાદાશીલ-કુલવટ શીલવટ સચવાય તેવા, સ્વાતંત્ર્યના સચરાચર-વ્યાપી પરમ પ્રકાશ ફેલાવશો?





પ્રિયતમા! તમે તો તપ-ત્યાગ-સેવા-ને સ્વાર્પણનાંજ બનેલાં છો ને? મને પણ તમારા એ કર્મયોગમાં ભાગીદાર કરશો? પ્રાણાધિકે! તમારાં કર્તવ્યો-દયા-પ્રેમ-ભક્તિ-શ્રદ્ધા, સ્વાશ્રય, અને આત્મભોગ વડેજ તમે દેવીપદને લાયક છો! તમારાં હૈયે આ પુનિત તપના મહાયજ્ઞ સદાયે વણ-હોલવાયા-ચેતનની ઉષ્મા ફેલાવતા પ્રજ્વળ્યાંજ કરે છે. એવાં હૈયે-એવા દિલ દેવળીએ-અમને થોડુંક સ્થાન આપશો! દેવી! તમે મ્હારાં છો, એ વિચારેજ હું ધન્ય કૃતાર્થ-રળિઆત-ગૌરવવાળો-બની ઉઠું છું. રોમે રોમમાં દેવી! તમારોજ વાસ છે! તો જરા તમારૂ અંતર મંદિર ખોલો-હું ત્યાં બેસી જવા માંગુ છું। ખોલો!

o o o o

(મોહી રહ્યો છું મંદ હાસ્યમાં...ઢાળ.)

અંતર બારણીયાં ઉઘાડજો-
સખિરી! જરા દિલનાં દેવળીઆં ઉઘાડજો

દિલના દેવળીએ પ્રેમામૃત સાગરો-
અમનેય અંજલિ પીવાડજો!....સખિરી!

દિલને સરવરીએ નિર્મળ પ્રેમનીર-
કદીકદી સ્નાન તો કરાવજો!....સખિરી!

દિલને ઉંબરીયે કર્તવ્ય સાથીઆ-
પૂર્યા અમ નજરેય પાડજો!....સખિરી!



દિલને આંગણિયે સ્વાર્પણ યજ્ઞો !

આત્મદાન મંત્ર સંભળાવજો !....સખિરી !

દિલનાં બારણીયાં કુરૂઢિનાં હોય તો–

તોડીને તેજ પથરાવજો !....સખિરી !

દિલને દેવળોએ તપ ત્યાગ મ્હોરતા !–

સહચાર અમને કરાવજો !....સખિરી !

દિલનાં દેવળીઆં ખોલી જરાક ત્યાં–

મણિમય અમને ઠરાવજો !....સખિરી !



## રસસુંદરીનો રાસ

ત્રીશ કોટિ દેવ દેવીઓથી ઉભરાતા ભારત-સ્વર્ગની રસસુંદરી કર્તવ્ય પ્રતીપાલન રાસની રમઝટ બોલાવી રહી છે. સૌ સોહાગણો છે. એમના રગે રગમાં-પ્રેમ રસ ઉભરાય છે.। એ દેવીઓ સ્નેહનાં અજબ રસાયણો વડે જગતમાં અપૂર્વ પ્રેમ જ્યોત પ્રકટાવે છે; પશુના માનવ, માનવના દેવ બનાવે છે.

વિશ્વ ઉદ્યાનની એ કુસુમ કળીઓ કર્તવ્યના પુનિત પરિમલ પ્રસરાવે છે, અને સર્વત્ર શાંતિ-સુખ-પ્રેમ-દયાના સંચાર કરે છે, અને થાકેલા-હારેલા-મુંઝાયલા-અકળાયેલા માનવને હૈયે નવાં ચેતન, નવા ઉલ્લાસ પૂરે છે.

એ પોતાના સ્વામિને વાત્સલ્ય અને પ્રેમનાં અમૃત પાન કરાવતાં છતાં એને કોઇ કળી શકતુ નથી. ગૃહરાણી છતાં પતીની તો એ સેવિકા ભાવે સેવા કરે છે. એને સેવા અતિ પ્રિય છે.

એણેજ ધર્મ-રામ-પૃથુ-શિવાજી જેવા રાજવીઓ-શૂરાઓ વિદ્વાનો, મુત્સદ્દીઓ, અને રાષ્ટ્ર વિધાયકોને જન્મ આપ્યો છે! અરે! એને ખોળેજ રાષ્ટ્રોના રાષ્ટ્રો ખેલ્યાં છે.

સ્વર્ગનાં અમૃત વર્ષણ એજ ચંદ્રિકા બની, થાકયાં હાર્યાં ઉપર કરે છે. એણેજ સ્વર્ગ-પૃથ્વિ પર આણ્યું છે ને?

એની જોડ જગતમાં કયાં જડશે?

રમઝટ બોલાય છે. રાસ દર્શનમાં આ ઝાંખી થાય છે.

   



(મ્હારે આજની ઘડી તે રળિઆમણી જે...ઢાળ.)

અમે સ્વર્ગની સોહાગી રસસુંદરી રે લોલ,
રસસાગર અંતર ઉભરાય જો.
અમે સ્નેહનાં રસાયણો જગ સિંચતી રે લોલ,
દિવ્ય પ્રેમજ્યોત જગ પથરાય જો.........અમે.

વિશ્વ વાડીની કોમળ કુસુમકળિ રે લોલ,
અમે ફોરીયે કર્તવ્યના સુવાસ જો.
શાંતિ સૌભાગ્ય પ્રેમ દયા વેરતાં રે લોલ.
વિશ્વે થાકયાં હાર્યાંના ઉલ્લાસ જો.........અમે.

સ્નાન સ્નેહઝરણુ સ્વામિને કરાવતી રે લોલ.
વ્હેળા વાત્સલ્યના ન કળાયજો.
ગૃહરાણી છતાંય દાસી દેવની રે લોલ.
સેવામંત્રનાંજ સાધન સધાય જો.........અમે.

અમે પ્રસવ્યા અવતારી શુરા રાજવી રે લોલ,
પય પાને ઉછેર્યાં રાષ્ટ્ર અંકુર જો.
અમે ચંદ્રિકા અમૃત સરસાવતી રે લોલ,
મહિ-સ્વર્ગ રચ્યાં આંગણે અભંગ જો.........અમે.





# અમરરસની પરબ



તરસ્યાને ઉન્હાળામાં પાવા માટે પાણીની પરબો તો જોઇ, જાણી અનુભવી છે : પણ આ તો **અમરરસની પરબ!**

પરમપ્રેમપરબ્રહ્મ! એને સ્વાનુભવે જીવનમાં ઉતારતાં નર નારાયણ બને–નારી નારાયણી બને–અમર બની રહે છે.

દંપતીનાં હૃદયની એકતામાં પ્રભુ પોતેય વિલસી રહે છે અને આશિરવાદનાં અમૃત વરસાવે છે. કારણ પ્રણય-પ્રેમ એ સ્વયં પ્રભુજ છે. Love is God and God is Love–એવા પ્રેમભર નવલ-દંપતી–આત્મા આત્માને પિછાનનાર–પ્રભુતામાં પગલી દેનાર જે અર્પાઇ ગયાં છે, ને રસ રાજના અવતારસમાં બની રહ્યાં છે, આ બધામાં જ્વલંત–જ્યોત જગાવનાર, વિશ્વના આદિકારણ રૂપ–પરમપ્રેમપર બ્રહ્મ એ સ્વયં મહાન્ અદ્દભુત અમરરસ છે. એને જાણ્યે માણ્યે જીરવ્યે અમર થવાય.

ચંદની છવાઇ રજનીમાં લગ્ન મંડપમાં લગ્નગીતઘેલી ગરબી ગુંજિયલ ગુર્જરાતણ નુપુરઝંકાર સહિત જ્યારે રાસ ખેલનમાં રમઝટ મચાવે છે ત્યારે પ્રેમ દેવ સ્વયં જાણે અવતરી પડે છે.

પતી પત્ની હઝારો માનવો વચ્ચે નયન સંકેતે મળી લ્યે છે નેત્રપલ્લવી ભાષાથી સૌ સંદેશા આપી લે છે. એવા પ્રેમીઓને મન તો પ્રભુ અને પરલોક પણ ઘડિભર પ્રેમરસની ધારા પ્રવાહે તણાઇ વહી જાય છે. એ પ્રેમ! અમરરસ!



## ગામડાનું દાંપત્ય જીવન



એ તો ખેડુત છે : એની પ્રેમઘેલી પત્ની એનો સહચાર સારોયે દિવસ ગોતે છે. પણ મહેનત મજુરી એજ એમનાં જીવનને ? પત્નીને તો નવનવા કોડ જાગે : વારે વારે પતીના મોઢાં જોવાં જીવ તલપે : ને જ્યારે એ કોડ ન પુરાય ત્યારે, એ છંછેડાઇ પડે છે ને એનો " ઓર્ડીનંસ " સ્પષ્ટ સંભળાવી દે છે :—

ત્હારે ને મ્હારે નહિં બને નણદલ વીરા : '

પણ કાં શાને ? શા વાંકે ? વાંક સાંભળવો છે–તો લે સાંભળ :—

નથી લાવતો તું પાપડી ને પોંક ?
સજોડીલાં ખાવા ગમે નણદલવીરા.

વળી–આ પ્હાડ જેવા લાંબા દીવસ–ત્હારાં મોંઢાં અર્ધી રાતે ભાળાયે, વસમી વેળા કેમ વિતાવવી ? વળી ભલા–જમરૂખ જાંબુ શેલડી ને સીતાફળ સિંમમાં લચકી રહ્યાં છે. તોય તું તો તારૂં ખેતર ને ત્હારા બળદ ને ખેડ : ભલા પાણી પીવાને બ્હાનેય એક આટો ઘેર આવે તો " લપઝપ મેળો તો થાય ? " વળી કુણી કુણી કાકડી જ્યારે બીજીઓને ખાતાં જોઉં ત્યારે ભલા મને શું શું નહિં થઇ જતું હોય ? તે કાંઇ સમજે છે ? તું કાકડી લાવે–હું ખોળામાં ઘાલી ખાઉં : વાહ એ તો જીભ્માં ગણાય : વળી આજે જો : મેં કેટલા બધા ભાવથી મેથીની ભાજીનાં ખાટાં તીખાં ઢેબરાં બનાવી રાખ્યાંતાં. તું ક્યારે આવે ને ભેળાં ખાયે ! પણ તું તો નજ આવ્યો ને ? હવે કહે તારે ને મારે શેં બને ?



રસ તરસ્યાં રસીકો ! આવો ! જગતના ચોકમાં પ્રેમના અમર-રસની પરબો મંડાણી છે. પીઓ અને કર્તવ્યપ્રતિપાલનમાં કટિબદ્ધ થાઓ ! દેશ અને દેવ ! પત્ની અને પ્રભુ તમારી રાહ જુવે છે.

o o o o

( ઝીણા ઝરમર વરસે મેહ....ઢાળ. )

પીજો પીજો રસીક નરનાર, અમરરસ અણમોલો.
ઝીલો જ્યોત જ્વલંત ઝળકાર, અવર રસ વણમોલો.
પરમ પ્રેમપરબ્રહ્મ રસાયણ, અમર કરે પીનાર રે.
જીરવતાં નર હો નારાયણ, નારાયણી ગૃહનાર–અમર.
દંપતીના ઉર ઐકય સિતારે, ટપકે તારે તાર રે,
પ્રકટે પ્રભુ પોતે રસઝરણે, વરસાવે અમિધાર–અમર.
પ્રણય પન્હોતાં પ્રેમળ જ્યોતિ, નિતરે નવલ શ્રીકાર રે,
રેલાવે રસસાગર રગરગ, ઉર ઉર શા ઝંકાર–અમર.
પ્રભૂતામાં પગલી દેનારા, આત્મા ઓળખનાર રે,
સ્વાર્પણ ઘેલાં નવલ દંપતી, રસરાજલ અવતાર–અમર.
ચાંદલ ચઢીયલ રજની ગજવે, મંડપ લગ્ન મલ્હાર રે,
લગ્નગીતઘેલી ગુજરાતણ, નુપૂર તણે ઝંકાર–અમર.
નયન દુતથી મળે પરસ્પર, હાજર સ્વજન હજાર રે,
નેત્રપલ્લવી ભાષા રસનો, પામે રસીયાં પાર–અમર.
પ્રભુ અને પરલોક વહે જ્યાં, પ્રેમતણે રસધાર રે,
મણિમય રસ પરબો મંડાણી, પીયો પચાવણહાર–અમર.





# ગામડાનું દાંપત્ય જીવન



આ તો ખેડુત છે : એની પ્રેમઘેલી પત્ની એનો સહચાર સારોયે દિવસ ગોતે છે. પણ મહેનત મજુરી એજ એમનાં જીવનને ? પત્નીને તો નવનવા કોડ જાગે : વારે વારે પતીના મોઢાં જોવાં જીવ તલપે : ને જ્યારે એ કોડ ન પુરાય ત્યારે, એ છંછેડાઇ પડે છે ને એનો " ઓર્ડીનંસ " રપષ્ટ સંભળાવી દે છે :—

ત્હારે ને મ્હારે નહિં બને નણદલ વીરા :

પણ કાં શાને ? શા વાંકે ? વાંક સાંભળવો છે–તો લે સાંભળ:—

નથી લાવતો તું પાપડી ને પોંક ?
સજોડીલાં ખાવા ગમે નણદલવીરા.

વળી–આ પ્હાડ જેવા લાંબા દીવસ–ત્હારાં મોંઢાં અધીં રાતે ભાળીયે, વસમી વેળા કેમ વિતાવવી ? વળી ભલા–જમરૂખ જાંબુ શેલડી ને સીતાફળ સિંમમાં લચકી રહ્યાં છે. તોય તું તો તારૂં ખેતર ને ત્હારા બળદ ને ખેડ : ભલા પાણી પીવાને બ્હાનેય એક આંટો ઘેર આવે તો " લપઝપ મેળો તો થાય ? " વળી કુણી કુણી કાકડી જ્યારે બીજીઓને ખાતાં જોઉં ત્યારે ભલા મને શું શું નહિં થઇ જતું હોય ? તે કાંઇ સમજે છે ? તું કાકડી લાવે–હું ખોળામાં ઘાલી ખાઉં : વાહ એ તો જીવ્યાં ગણાય : વળી આજે જો : મેં કેટલા બધા ભાવથી મેથીની ભાજીનાં ખાટાં તીખાં ઢેબરાં બનાવી રાખ્યાંતાં. તું કયારે આવે ને ભેળાં ખાયે ! પણ તું તો નજ આવ્યો ને ? હવે કહે તારે ને મારે શેં બને ?



આખો દીવસ ખેડ, ખાતર, પાણીમાં રચ્યો પચ્યો ખેડુત, ચોપડીઓમાં ડૂબ્યો રહેનાર વિદ્વાન-તત્વજ્ઞાની-ને પ્રોફેસર-સવારથી રાત સુધી મીલનાજ વિચારે ડૂબ્યો મીલ માલીક, પૈસાને બચ્ચીઓ ભરનાર વ્હેપારી, અને વ્યાજખાઉ મુડીવાળો, ભણુવા વિદેશની કોલેજોનાં પગથીઆ ઘસતો કોલેજીયન અને વિલાયતના વેઝામાં પ્રજાના ધન વણસાડતા રાજવીઓની પત્નીઓની-એકલવાઇ દશામાં ઝુરતી આશાભરી પત્નીઓનું હૈયૂં ખોલતી આ ગ્રામ્ય પત્નીની મુંઝવણ અને 'ત્હારે ને મ્હારે નહિ બને' એ શાસન શબ્દ શું ઓછા અર્થ ભર્યા છે ? એ અભિલાષભરી-ભાવનાભરી-પ્રેમભરી પત્નીઓના વેદીઆ સ્વાર્થી પતીઓ ! તમારા સંસારસાગરના ઉંડાણમાં વળેલી પત્ની પ્રેમ નીરાશાની શેવાળ, તમારા જીવન-પગલાં લપસાવી દે તે પહેલાં એ શેવાળ તમારા પત્ની સહચાર અને સંતૃપ્તિ રૂપી ઉપાયથી સાફ કરજ્યો અગર કઠોર હૈયાના કંથજીઓ ! પરણુનાજ ના : કારણુ પત્નીને તો પૈસાની નહિં પણ તમારા પ્રેમભર્યાં હૈયાં અને આત્માનીજ જુગ જુગ જુની ભૂખ અને તરસ હોય છે :

o o o o

ત્હારે ને મ્હારે નહિં બને, નણુદલવીરા,  
નથી લાવતો તું પાપડી ને પોંક;  
સનેડીલે ખાવાં ગમે નણુદલવીરા.

લાંબા દિવસ પાહાડ જેવડા નણુદલવીરા,  
મોંઢાં ભાળીએ અર્ધી રાત્ય;  
કેમ કરી વેળા વિતે નણુદલવીરા ?





જમરૂખ જાંબુ શેલડી નણદલવીરા,
સીતાફળ શીમ લચકાય;
લાવે તો ભેળાં ખાયે નણદલવીરા.

આંટોય ઘેર નવ આવતો નણદલવીરા,
ઘડી લપઝપ મેળો થાય;
તરસ્યો પાણી મશે નણદલવીરા.

કાચી કુણી કુણી કાકડી, નણદલવીરા,
ખોળે ઘાલી ખાવાની મને હોંશ;
કોઇ દિ લાવતો હો નણદલવીરા?

બળબળતે આજ બપોરીએ, નણદલવીરા,
ખાટાં ભાજીનાં ઢેબરાં ને છાશ;
વાટડી જોતી, નાંચ્યો, નણદલવીરા.

બધી મરૂ. તારે વારણે, નણદલવીરા,
તું વીણ ઘડી નવ સોવાય;
મણીમય કાળજે પુરૂ નણદલવીરા.



## ગ્રામ્ય દંપતીનો પ્રણય કલહ



આ ગીત 'લવીંગ કેરી લાકડીયે' પરથી રચ્યું. એ ગીત સાદ્યંત જોતાં કાલ્પનીક અને વર્તનમાં ન ઉતરી શકે એવું લાગ્યું. મ્હેં એવું ચિત્ર દોરવા પ્રયત્ન કર્યો કે જે ગઇ કાલે બન્યું હોય-વા આવતી કાલે બની શકે :

નાના ગામડામાં રૂપસિંહ અને રંભા નામે દંપતી પરસ્પર સાચુંજ પ્રેમપૂર્ણ જીવન જીવે છે. કોઇ બાબતે મતભેદના પરિણામે રૂપસિંહ રંભાને સાગના દંડે મારી લે છે અને રંભા-રૂપાને પૂજનારી, ક્ષણિક ક્રોધાવેશમાં તેને સાંબેલે મારી તેનો જવાબ વાળે છે. પછી તો શબ્દોની આપ લે થતાં કલહ વધે છે. રૂપો જાત પર જવાના ડરથી પ્રેમાળ રંભા કુવે પડવા જણાવે છે. અને કહે છે કે,

મહિયર સાસર મુકી નેવે, કુવા કાંઠડે જઇશ જો.

જ્યારે રૂપસિંહ—

કુવા કાંઠડે જાતો રંભા, હું વૈરાગી થઇશ જો.

સાંબેલાનો માર અને મહેણાંનો વજ્ર પ્રહાર અનુભવવા છતાં દંભ વિનાનો પતિપ્રેમ રગ રગમાં ઉછાળા મારે છે અને વૈરાગી બને તો પોતાનું સર્વસ્વ ચાલી જતું ભાળી રંભા—

તમે થશો જો વૈરાગી, હું કુવામાં કુદકો દઇશ જો :





એ કુવે પડવા તત્પર થઇ જાય છે અને પછી તો રંભા કુવે પડતાં પોતાનું એકલપણું, રંભાને ખોવાપણુંજ જાણે અનુભવતો ન હોય તેમ રૂપસિંહ કાલાવાલા કરતો રંભાને મનાવતો હૈયું ખોલી દે છે, તેનો પ્રેમ બેવડા જોશથી પોકારે છે કેઃ—

તમે કુવે કુદકો દેશો તો, રડી રડી મરી જઇશ જો,
રંભા રંભા રંભા રટતો, રંભામય બની રહીશ જો.

એના હૈયામાં રંભા કુવે પડતાં થતી મહાવ્યથા શબ્દોમાં બોલી નાંખે છે ને પોતે રંભામય છે—રંભા વિના જીવી શકતો નથી એ જાહેર કરતાં "આજના—વ્હાલા—વ્હાલી ને પ્રેમ ખાતર મરી જવા તૈયાર થનારાઓને" જાણે જવાબ દઇ દે છે :—

છેવટે હૈયામાં સમાધાનની ટાઢક થતાં રૂપાને રંભા છેલ્લો પણ મીઠો સચોટ ઉપાલંભ દેતાં :—

મોટા માણહ જેવો એલા રખે રૂપલા થઇશ જો
રીસાળવી તોયે હું તારી કદી ન એકલ ખઇશ જો

એ છેલ્લાં વેણ સુણાવી દે છે :અને પ્રભુની બાંધી બેલડી—એ જાણે સૂચવતી હોય તેમ—

પ્રભુ ઘડયાં રંભા રૂપલ બે, જુદે ઝરણ નવ જઇશ જો :

એ જુદે ઝરણ જવાની નથી, જવાયજ નહિં—જઇ શકેજ નહિં એ સ્પષ્ટ કરે છે અને ત્યારે—



'જતાં તાં સાંજે જ્યાં-વર વહુ અમે બે લઢી પડયાં' એ કડીયો યાદ આવે છે. કૃત્રિમતા-દંભ-વિનાનાં સાદાં ભોળાં ગ્રામ્ય દંપતીનું આ અનુકરણીય માનસ જોતાં જરૂર એમ થાય છે કે—

મણિમય સાચાં વહુવર ઘર ઘર—
પ્રભુ તું કયારે દઇશ જો?

નવા ને જુના જમાનાનાં સંસ્કારી અને બીન સંસ્કારી સૌ દંપતી, આ રૂપા-રંભા દંપતીના ક્ષણીક ક્રોધ ચતાંયે, પાછો સંધાઇ જતાં પ્રેમપ્રવાહ કયું વલણ લે છે તે જોઇ જરા જરામાં "તું હારે માર્ગે તને બીજે પરણવાની છુટ છે. તું મ્હારે યોગ્ય નથી-એ ભોટનો સહચાર શે સાધી શકાય?" આ શબ્દો ને વિચારો અમલમાં મુકતાં જરા થોભેઃ ને અજાણ્યે પણ પરમ સત્ય જેવા-"મોટા માણસ જેવો એલા રખે રૂપલા થઇશ જો" એ સુધરેલા દંપતી પ્રત્યેનો પ્રહાર પડકાર સાંભળી સીધા થાય. અને 'સાચાં વહુ વર' બને તો આ લખવું લેખક જરૂર સાર્થક માને.

° ° ° ° °

(લવીંગ કેરી લાકડીયે રામે સીતાને માર્યાં જો...ઢાળ.)

**સા**ગ કેરા દંડુલીયે, રૂપે રંભાને માર્યાં જો,
સીસમ કેરા સાંબલીયે, રંભાએ વેર વાળ્યાં જો.

રૂપ તમારા દંડુલીયે, હું ઉંચીનીચી થઇશ જો,
ઉંચીનીચી તું થઇશ તો, હું દંડુલીયે કર લઇશ જો.




રૂપ તમારે દંડુલીયે, હું બરડે બેવડ થઇશ જો,
બરડો બેવડ એકલાતથી, સીધો હું કરી દઇશ જો.

રૂપ તમારી લાતે લાતે, હાડ્ય હાડ્ય હું થઇશ જો,
હાડ્ય જશો જો હૈયાહોળી, જાત ઉપર હું જઇશ જો.

રૂપ જશો જો જાત ઉપર તો, હું નવ બેસી રહીશ જો,
મહિયર સાસર મુકી નેવે, કુવા કાંઠડે જઇશ જો.

કુવા કાંઠડે જાતો રંભા, હું વૈરાગી થઇશ જો,
તમે થશો જો વૈરાગી, હું કુવામાં કુદકો દઇશ જો.

તમે કુવે કુદકો દેશો તો, રડી રડી મરી જઇશ જો,
રંભા રંભા રંભા રટતો, રંભામય બની રહીશ જો.

મોટા માણહ જેવો એલા, રખે રૂપલા થઇશ જો,
રીસાળવી તોયે હું તારી, કદી ન એકલ ખઇશ જો.

પ્રભુ ઘડ્યાં રંભા રૂપલ બે, જુદે ઝરણુ નવ જઇશ જો,
મણિમય સાચાં વહુવર ઘરઘર, પ્રભુ તું કયારે દઇશ જો ?



## કદમ ડાળે હિંચકો



એને હિંચવાનો ભારે શોખ! ઘરની મેડીનો હિંચકો ન ગોઠયો. આજે તો એણે ગૃહ ઉદ્યાનમાં કદમને ડાળે હિંચકો બાંધ્યો છે. કેવો હિંચકો ભલા? એ હિંચકે મોરલા, મેના પોપટની કોરણી કરી છે. ચાંદો સુરજ એને હિંચકે શાંતિ ને હુંફ આપી રહ્યા છે, હિંચકાની કિનારીએ આભલ તારા ટાંકી દીધા છે, વળી ઘુઘરીએ મઢયો છે. હિંચે ને ઘુઘરીનાં રણકારમાંથી આત્મ-સંગીત જાગે છે.

હૈયાનો સાચો હિંચકો—એ હિંચકે એનો પિયુ મણિમય માળ સમો હિંચી રહ્યો છે. આઠે પહોર—પતિ હૈયે હિંચવાનો એને ભારે શોખ: પ્રભુ પૂર્ણ કરજ્યો એનો એ શોખ.

o o o o

( માછીડા હોડી હંકાર....ઢાળ. )

બાંધ્યો બાંધ્યો કદમને ડાળ,
હિંચકલો હિંચવાને!
હોંશ હિંચકવાની હૈયે અપાર,
ઝુલડીયે ઝુલવાને! બાંધ્યો.





મ્હારા તે હિંચકે કોર્યાં મોરલીયા,
મેના ને પોપટ રસાળ!
હિંચકલો હિંચવાને! બાંધ્યો.

મ્હારે તે હિંચકે ચાંદો ને સૂરજ!
બાંધી તારલીયાની પાળ!
ઝુલડીયે ઝુલવાને! બાંધ્યો.

મ્હારા તે હિંચકે બાંધી ઘૂઘરીયો!
ઝુલે ઝુલે ને વાગે તાલ!
હિંચકલો હિંચવાને! બાંધ્યો.

ખીલ્યો બગિચો, ખિલ્યાં અંતરીયાં,
લચેલચે પુલડાંના ફાલ!
ઝુલડીયે ઝુલવાને! બાંધ્યો.

ઝુલું ઝુલું ને સખિ કંઠે ઝુલાવતી,
હૈયાની મણિમય માળ!
હિંચકલો હિંચવાને! બાંધ્યો.



ભાભીના માથેથી ઉતારી લ્યે છે. પિતાનાં દીધાં બેડું—હીરલ દોરડું—રૂપલં ઉઢોણી સૌએ પાણી ભરતાં સાર્થક થયું માને છે.

એ તો કહે છે કે, પાણી ભરવાથી—

વાન વળે તન સુધરે, ભર્યે પાણીડાં.
નૂરે નવલખ અંગ ઉભરાય, બેડલે પાણીડાં.

વળી—એ પાણી એનો પરદેશ પીવાનો છે અને એને પીતા—પત્નીએ આણેલ હોવાથી—અમૃતના સ્વાદ આવશે. આ ભાવનાથી ફુલી—મલકાઇ ઉઠતી એ કહે છે—

મ્હારાં ભર્યાં પીયુ પ્રેમથી, પીયે પાણીડાં,
મણિમય અમૃત સમ સ્વાદ, બેડલે પાણીડાં.

ભારતની દેવીઓ! તમારી નાજુકાઇ—ફેશન—દંભ ઘડીભર ખીંટીએ મુકી, કોઇ નાનાં ગામમાં એકવાર કુવે પાણી ભરવા જાઓ! તમને ત્યારેજ ખબર પડશે કે કુવા પર તો સ્ત્રી સમાજ એક કોન્ફરંસ બને છે, પાણી ખેંચતાં અનેરી મોજ આવે છે, અને પાણી ભરનારીઓનાં શરીરની લાલી કેવી છે? મસ્તી કેવી છે? તે સમજાશે.

પ્રભો! આ નળ—સંચા—ને ડૉક્ટરો—દવાઓને! હવે વિસર્જન કરી પુર્વનો કુવે પાણી ભરવાનો સમય સત્વર પ્રકટાવ!

○ ○ ○ ○

(મા માવા તે ગઢથી ઉતર્યાં...ઢાળ.)

ભરૂં પ્રેમે પ્રભાતને પ્હોર! બેડલે પાણીડાં,
આવે આનંદ અંતરીયે ઓર! ભરતાં પાણીડાં;



## બેડલે પાણીડાં



નળના જમાનામાં બેડલે પાણી ભરવાના વિચાર જરૂર બધાંને નજ ગમે. પણ ભારતવર્ષનું હૈયું તો ગામડાંજ છે ના! હજી તો થોડાજ વર્ષ પર એ જમાનો હતો કે જ્યારે નળ સંચા ન હતા. પ્રભાતને પ્હોર સરખી સરખી સહિયરો માથા પર સુંદર કારીગરીવાળી ઉઢોણીઓ પર સોનલ બેડલાં મુકી–ધમધમ ધરતી ધ્રુજાવતી પાણી ભરતી–ત્યારે સ્ત્રીઓની તંદુરસ્તી કેવી હતી? ચુંટી ખણતાં લોહી ટપકી પડે? સુંદર માંસલ તંદુરસ્તી ભર્યો–કંચનવર્ણો દેહ. રોગનું નામ નહિં. માંદગીનાં દર્શન નહિં. ત્યારે આટલાં દવાખાનાં ને દાક્તરો જન્મ્યાયે ન હતા ને તેમની જરૂર પણ નહોતી.

લગ્ન વખતે હજી પણ તાંબા, પીતળ, ચાંદીનું, પાણી ભરવાનું બેડું દીકરીને દાયજામાં અપાય છે. એ તે સમયનું પાણી ભરવાનું સૂચન છેં.

ત્યારે પાણી ભરવું એ ગારવ મનાતું. ઉઢોણીઓનું વૈવિધ્ય અપાર હતું. દીકરીને દાયજામાં આપવા માટે બીજી વસ્તુઓ સાથે ઉઢોણીઓ ખાસ ઘેરજ માવતરો–દીકરીઓ તૈયાર કરતી. એ ગૃહઉદ્યોગ હતો. સંચાએ એ સૌનો નાશ નોંતર્યો.

સાસરીએ આવેલી નવલવધુને તો પાણી ભરવાના કોડ છે. પ્રભાતમાં એ સખિઓ સાથે માથે સોનલ બેડું રૂપલા ઉઢોણી પર મુકી પાણી ભરવા ચાલી જાય છે. સૂર્યના પ્રકાશમાં એ બેડાનો ચમકાર પતી સામે મીટ માંડતી પતીઘેલી પત્નીની આંખડી જેવો ઝગમગે છે.

હવે એણે હીરલ-રેશમી દોરડે ચપટીવારમાં બેડું ભરી લીધું ને ચાલી. સામેથી નાની નણુદલ ધસમસતી ઘડો ઉતારવા દોડી આવી





ભાભીના માથેથી ઉતારી લ્યે છે. પિતાના દીર્ઘ બેડું-દીર્ઘ દોરડું-રૂપલે ઉઢોણી સૌએ પાણી ભરતાં સાર્થક થયુ માને છે.

એ તો કહે છે કે, પાણી ભરવાથી—

વાન વળે તન સુધરે, ભર્યે પાણીડાં.
નૂરે નવલખ અંગ ઉભરાય, બેડલે પાણીડાં.

વળી—એ પાણી એનો પરદેશી પીતાનો છે અને એને પીતા-પત્નીએ આણેલ હોવાથી—અમૃતનો સ્વાદ આવશે. આ ભાવનાથી ફુલી-મલકાઇ ઉઠતી એ કહે છે—

મ્હારાં ભર્યાં પીયુ પ્રેમથી, પીયે પાણીડાં,
મણિમય અમૃત સમ સ્વાદ, બેડલે પાણીડાં.

ભારતની દેવીઓ! તમારી નાજુકાઇ-ફેશન-દંભ ઘડીભર ખીંટીએ મુકી, કોઇ નાનાં ગામમા એકવાર કુવે પાણી ભરવા જાઓ! તમને ત્યારેજ ખબર પડશે કે કુવા પર તો આ સમાજ એક કોન્ફરંસ બને છે, પાણી ખેચતા અનેરી મોજ આવે છે, અને પાણી ભરનારીઓનાં શરીરની લાલી કેવી છે? મસ્તી કેવી છે? તે સમજાશે

પ્રભો! આ નળ-સંચા-ને ડૉક્ટરો-દવાઓને! હવે વિસર્જન કરી પુર્વનો કુવે પાણી ભરવાનો સમય સત્વર પ્રકટાવ!

○ ○ ○ ○

(મા માવા તે ગઢથી ઉતર્યાં.. ઢાળ.)

ભરૂં પ્રેમે પ્રભાતને પ્હોર! બેડલે પાણીડાં,
આવે આનંદ અંતરીયે ઑર! ભરતાં પાણીડાં;



સરખી સાહેલડી સાથ! જાવા પાણીડાં,
રીઝે નીરખી નયનમણિ નાથ! બેડલે પાણીડાં.

રૂપલા ઉઢાણી શિર ધરી, જાઉં પાણીડાં,
દીધી મહિયરીયેથી તાત, બેડલે પાણીડાં;

સોનલ બેડલું ઝગમગે, ભરૂં પાણીડાં,
આભ સુરજ દેવને પ્રકાશ, બેડલે પાણીડાં.

હીરલ દોરડે ખેંચીયાં, કુવે પાણીડાં,
ભરી બેડું ચાલી·સખિ સાથ, ભરીયાં પાણીડાં;

આંગણુ નણદલ ધસમસે! શિર પાણીડાં,
ઉતારે ઘડુલો ભરી ફાળ! બેડલે પાણીડાં.

વાન વળે તન સુધરે! ભર્યે પાણીડાં,
નૂર નવલખ અંગ ઉભરાય! બેડલે પાણીડાં;

મ્હારાં ભર્યાં પીયુ પ્રેમથી, પીયે પાણીડાં,
મણિમય અમૃત સમ સ્વાદ! બેડલે પાણીડાં.



## દળવાં વ્હાણલીયે



જ્યારે Flour mills અને આટા પીસવાની ગીરણીઓ ન હતી. પ્રભાતને પ્હોર-પાછલી રાત્રે કુશળ ગૃહરાણી સચેત થઈ ઉઠતી. અને પ્રભાતીઆં લલકારતી, પ્રભુ ભજન કરતી પોતાની સખિ જેવી ઘંટીએ દળવા બેસી જતી હતી. હાથનો દળેલો લોટ ? એની રોટલી, રોટલા, પુરી, ભાખરી, સુંવાળી—ઢેબરાં ? એ ખાવાની મઝા ને મીઠાશ આજના સંચાના દળેલા લોટમાં ક્યાંથી આવે ! દળનારીના હૃદયમાંથી—નેત્રમાંથી ખાનાર પ્રત્યે વરસતું અમૃત એ લોટ મારફતેજ પેટમાં જતું ને ખાનારને જે તૃપ્તિ થતી—પુષ્ટિ મળતી, જે સ્વાદ મળતો, તેનાં તો આ ગીરણીના લોટના જમાનામાં સ્વપ્નાંજ ને ?

દળવામાં આનંદ ને કર્તવ્ય માનનાર ગૃહિણી પોતાની સખિને દળવાના ફાયદા સમજાવે છે. હે સખિ ! પ્રભાતને પ્હોર દળવાની લ્હાણ ? અરે ! મ્હારા નાથે આણેલી ઘેરી મારી ઘંટી ? એનો—દઢ સંયમી જેવો ખીલડો ? એનાં શા વખાણ કરું ? સવારમાં ઉઠી—સુપડું ભરી અન્ન લઈ—પ્રભાતીમાં ગાતાં ગાતાં જે દળવાની મઝા તે ઓરજ છે હોં !

ઘંટીના બે પડીયાં તે સ્ત્રી પુરૂષ જેવાં છે. એ બેની વચ્ચે જે કાંઇ આવે તે પીસાઈ જઇ દુર જઇ પડે.

વળી એ દળવાથી કસરત પણ કેવી મળે કે શરીર પ્રફુલ્લ, નીરોગી, સુંદર, ઘાટીલું લોહીયાળ બને ને બીચારો વૈદ તો ત્યાં ફરકી પણ ન શકે, કારણ માંદગી વિના વૈદ શો ?



સખી ! પીયરમાં કે સાસરે દળવું તો ખરૂંજ. તું શું જાણે ? દળવાથી શું મળે ! શું ફાયદો થાય ? તે તો દળવાની મઝાહ માણે તેજ જાણે ને ? અલી ! હીસ્ટીરીયાથી પીડાતી મોટા ઘરની ઘાટીરસોયા વાળી શેઠાણીઓ જોઇ છે ? રોજ હીસ્ટીરીયા ને ડૉક્ટરના બાટલા ! ફીક્કો ફચ અને રોજની ખડ માંદલી ! ને થોડા વખત પછી ક્ષય થાય ને પછી સેનીટૅરિયમો શોધવ–દળનારીને માટે એ કાંઇજ નહિં હો ! એ તો કર્તવ્ય બજાવવામાં–ખાવા પીવામાં–ઘરકામ કરવામાં પાણી ભરવામાં બધામાં હસતી હસતી સદાયે તૈયાર. જેને કામ ન કરવું–ને પડ્યા રહેવું. મોટરે ફરવું–નોકરોથી કામ લેવું તેને આરોગ્ય ક્યાનું ! જુવો દળનારીનાં વાન ! રૂપ રૂપનો અંબાર. લાલઘુમ શરીર આંખે ઝીણી સોય પરોવી લે ! (ચશ્મા ન જોઇએ) માથેનો કાળો ભમ્મર ચોટલો ભમર સુધીનો. અને એવી નિરોગી દળનારીનાં બાળકો પણ સબળ અને અલમસ્ત હોયજને ! વધારે શું ! પણ પ્રભાતે દળવાની વાત કહેતા પુસ્તકો છપાય, જાતે દળી જોજે ને એ રસોઇનો અમૃત જેવો સ્વાદ ચાખી મને કહેજે કે વ્હાણામાં દળવાની શી મઝાહ છે.

બ્હેનો ! ગયો જમાનો પાછો લાવો અને જાતે દળી તમારા સ્વજનોને અમૃત જેવી રસોઇ જમાડો અને તમે પણ નિરોગી બનો.

° ° ° °

(મન મંદિર આવો રે, કહું એક વાતલડી...ઢાળ.)

સખિ ! વ્હાણુ અનેરી રે, કે દળવાં વ્હાણલીયે,

મ્હારી ઘંટી તો ઘેરી રે, એ ઝુલવીતી નાવલીયે.–સખિ.




એનો ખિલડો લાખેણો રે, ફરે નવ એ જરીયે,
દ્રઢ સંયમી જેવો રે, એના બળે નીત દળીએ —સખિ.

ઉઠી પરભાત પ્હોરે રે, સુપલડે અન્ન ભરીયે,
પરભાતીયાં ગાતાં રે, દળતાં મઝા કરીયે.—સખિ.

પતિ–પત્નિ શાં પડીયાં રે, બળે કરી ફેરવીયે,
ઓરાય ઓરણીયે રે, પીસાઇને લોટ બને.—સખિ.

કહો કસરત કેવી રે, બધે અંગ સ્ફુર્તિ ભરે,
જેણે ઘંટી બાઇ સેવી રે, ન વૈદડો ત્યાં સંચરે —સખિ.

સખિ! સાસરી મહિયર રે, મળે દળવાં–દળીએ,
એને માણે તે જાણે રે, દળ્યે શું શું મેળવીયે?—સખિ.

મૃગી ક્ષય નવ સ્વપ્ને રે, બદન બહુ બળ ભરીયે,
દળનારીને નીરખો રે, ઝુલે રૂપ સરવરીયે —સખિ.

બહેનો દળવાં પ્રભાતે રે, એની વાત શી કરીયે?
મણિમય દળો જાતે રે, રસોઇ અમૃતસમ તે!—સખિ.



# ખાંડણુ ખાંડણીયે



એક જમાનો એવો આવશે કે જ્યારે ખાંડણીયો ને સાંબેલુ કોઇ કોઇ ઓળખી ન શકશે, ઘંટીની કોઇને ગરજ ન રહે તો યુવતીઓને તેની પિછાન કરાવવા ઘરડાંને ઘંટી, ખાંડણીઓ, સાંબેલુ એની વ્યાખ્યાઓ આપવી પડશે ને 'Dam this ઘંટી and સાંબેલુ' એ જવાબ યુવતીઓ પાસેથી સાંભળશે

દળવાના સંચા, ખાંડવાના સંચા, વણવાના સંચા, પાણી ભરવાના સંચા (નળ) સીવવાના સંચા, રાંધવાના સંચા, આમ સંચાએ હમારા દેશનો ગૃહઉદ્યોગ, આરોગ્ય વર્ધક વ્યાયામ વાળા ઘરકામ સૌ નષ્ટપ્રાય કીધા!

એક વખત એ હતો કે જ્યારે માતા પિતા દીકરીને બાળવયમાંજ રાંધવુ, પાણી ભરવુ, દળવુ ખાંડવુ, કાંતવુ-ચીતરવુ-રંગોળી પુરવી, સંગીત વ્યાયામ આદિ શિક્ષણ આપતા-આજે બાર વર્ષની બાળા આંખે ચશ્મા પગે બુટ મોજા મજેનુ ફ્રોક ને માથે ટોપી પહેરી, રામો સ્લેટ દફતર લઇ આવે તેના રક્ષણ નીચે શાળામાં જાય અને અભ્યાસને અંતે ગાનાપનેય પરાઇ લાગે તેવી સ્વચ્છંદી બની, માથે પડે તેવી બની આવે છે ખીચડી ઓરતા કે ચ્હા બનાવતા પણ ન આવડે એ પતીનુ શુ ઘોળકુ ઘોળે ભલા?

ખાંડવાના ફાયદા હજી તો સૌ સમજે છે કાલે ભુલાશે

   





( ઝીણા ઝરમર વરસે મેહ...ઢાળ. )

ખાંડું ખાંડું ને વળી મન જાય, ખાંડણુ ખાંડણીયે,
થાકું થાકું ખાંડયાના ભાવ થાય, કહોને કયમ કરીયે ?–ખાંડણુ.

શિશમલ સાંબલીયાં ઉછાળી, ખાંડણીયાં ખંડાય રે,
ચપટી વારમાં ખાંડી નાંખું, અધમણુના શા ભાર ?–ખાંડણુ.

પ્રભાત મ્હોર કે ખરા બપોરે, આળસ ઉડી જાય રે !
દળવું ખાંડવું ઘર ધંધામાં, જેમ જીવન ઉભરાય.–ખાંડણુ.

ચુંટી ખણો તો ટપકે ટીપાં, લોહી ભર્યાં તનમાંહ્ય રે !
લટ્ટુ લાલ આ શરીર મ્હારૂં, ઘર ધંધે સચવાય.–ખાંડણુ.

સંચા દળવા, નળ જળ ભરવા, ભાડુત ખાંડી જાય રે,
ઘાટણુ ઘાટી રસોઇઆ ત્યાં, કસરત કેમ પમાય ?–ખાંડણુ.

પછી પધારે દમ ક્ષય ચરબી, હીસ્ટીરીયા ને તાવ રે !
માયકાંગલાં શું સમજે એ, ખાંડણીયાના લ્હાવ !–ખાંડણુ.

માત તાત કરીયાવર દેજો, દીકરી લગ્ને સદાય રે !
ઘંટી ખાંડણીયો સાંબેલું–બેડલું જળ ખેંચાય !–ખાંડણુ.

ધમધમ ધણકે ગાજે શેરી, એ ખાંડણુનાં લ્હાણુ રે !
મણિમય ગુર્જર ગોરિ પામે–પ્રફુલ્લ તન મન પ્રાણુ !–ખાંડણુ.





# અમ્મર ઢાલ તલવાર

ગુર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહનો એ જમાનો: ક્ષત્રિવટ અને રાજપુતીને બિરદાવતા ચારણ દેવનો એ સમય: જ્યારે લક્ષ્મિ અને સત્તાને બદલે વટ અને વિરતા, ટેક અને તલ્વાર, કીર્તિ અને મૃત્યુથીજ માનવ મહત્તા અંકાતાં: ગુર્જરરાષ્ટ્ર વસુ (પૈસો) નહિં પણ વીરતા પુજતું અને પુછતું: રાજાઓ રાષ્ટ્ર–અને રૈયતના સેવકો ગણાતા: જ્યારે નૈતિક પ્રમાણીકપણું ન્યાય તોલે અને પ્રજા વડેજ રાજા રાજ્ય કરે: આ પ્રસંગ લક્ષ્યમાં રાખી આ ગીતનું ગૌરવ તોલવા હૈયાનાં ત્રાજવે બુધ્ધિનાં કાટલાં નાંખવાં:

એ ક્ષત્રાણી છે: એને સસરો–જેઠ–પતિ એટલાં સાસરામાં સ્વજનો છે. સાસરાના એ દીકરાને વારસો વ્હેંચી લેવા સમય આવ્યો છે. વ્હેંચાણ થઇ ગઇ. એક સખિ પુછે છે: સખિરી: હારા પતિને વારસામાં શું મળ્યું? એનો જવાબ આ ગીત આપે છે, અને ગુર્જરરાષ્ટ્રની ગોરિના હૈયાના ઉંડાણમાં રહેલી વીરવટ–કુલવટ–ટેક અને સાચા ધનની સારી પિછાન જગતને થાય છે.

સખિ! ભાગ વ્હેંચાઇ ગયા. મ્હારા વીર પતીને જગતમાં અજોડ એવી કીંમતી ઢાલ અને તલ્વાર મળ્યાં. બરછી ને કટારી મળ્યાં: જે વડે સસરાજીયે હજારો દુશ્મનોને પડકારી સંહાર્યા હતા. પંખાળો ઘોડલો મળ્યો જે સસરાજીનો સમરાંગણનો સદાનો વફાદાર સાથી હતો. વીરવટની રક્ષા અને મરવા–મારવાનો મોંઘામૂલો વારસો મ્હારા પીયુને




મળ્યો છે. મર્દાઇ અને નૉવડી (આખા સમુહની નેતાગીરી) નો વારસો પતી દેવને મળ્યો છે. અવી ! કીંમતી કીંમતી ચીજો તો મ્હારો પીયુ પામ્યા છે.

"ત્યારે ત્હમારાં મ્હેલ મ્હોલાતો–લક્ષ્મી–દરદાગીના–ગામ ગરાસ કૈંજ તમને નહિં?" પ્રશ્ન થાય છે.

"અવી જોતો ખરી એ તો વખત આવ્યે વાત. એ તો સૌ જેઠજીને મળ્યું: થોડાજ વખતમાં સૌ સમજાશે કારણ કે:—

એનો પતી તો—

પીયુજી મ્હાલે ડુંગર ધાર સખિ,
સાદ્યએો ઘુમે રણમાં શિકારે સખિ.

જ્યારે,

મ્હારા જેઠજી મ્હાલે રણુવાસ:

ત્યારે,

વ્હાલમ પડકારે અરિ ડારે સખિ

અને,

રમઝટ બોલાવે પીયુ તલવારે સખિ.

થોડાજ વખતમાં ધમધોર યુધ્ધ મચે છે ત્યારે તો—

મ્હારા જેઠજી મ્હાલે છે ઘર માંહ્ય,
પીયુડો ખેલે છે દાવ રણુવાટ સખિ.

અને ત્યારે એજ રાજપુત ગઢવીનો ગઢ દુશ્મન ઘેરી વળે છે ત્યારે?

ઘરડેરા તાત અરિ ગાજીયો–ગઢ ઘેર્યો સખિ!

ત્યારે

જેઠ શોધે સુલેહના દાવ

અને એનો પીયેડો?

સાવજ શુર દુશ્મન પડકારે સખિ:



આમ થતાં એનો જેઠ ખીચારો ધનમાલ લઈ વૃદ્ધ પીતા તથા ન્હાનાં ભાઈ, ભોજાઈ, તથા વટ અને ગઢ છોડી માળવે ભાગી જાય છે ત્યારે—

જેઠજી ભાગ્યા છે માળવે ધન માલ લઈ,
પીયુ રોળે અરિ રણમાંહ્ય.
અમ્મર યશ પીયુ ચારણ ગાય સખિ.

ચારણના મોઢે ભરસભામાં–ડાયરાના શૂરવીરો સમક્ષ પોતાના પતીના યશ સાંભળતા આ વીર પત્નીની હાયધાય છાતડી ફુલી ઉઠે છે, પોતાના જીવનને સાર્થક માનતી એ વીર પતીનો કાયમ વાસ પોતાની આંખ માથે માગી લે છે. એવા પતીની પત્ની હોવામાં એ થનગની ઉઠે છે. અને માટેજ એનાં **'મનડાં મોહ્યાં ઢાલ તલ્વારે સખિ'** એ શબ્દો સાર્થક કરતાં વિશ્વ તમામ વીરના પગ પાસે ખેંચાઈ આવે છે. એના સાધન અમ્મર ઢાલ તલ્વાર અમ્મર રહો ગુજરાતને એવા વીર દંપતી અને ઢાલ તલ્વાર હૈયે ને હાથે ખપ્યા છે ને ખપશે.

આ ગતિમાં જેઠને ભીરૂ વર્ણવ્યો છે, પણ તેથી કાંઈ બધાજ જેઠ ભીરૂ હોય ને નાનો ભાઈ વીરજ હોય એમ લેખકનો અભિપ્રાય નથી. વીરતા એ જેને વરે તે વીર હોય–વ્યક્તિગત કોઈ ન કલ્પી લે.

o o o o

(રંગ રસીયા રંગરસ બન્યો મન મોહનજી...ઢાળ.)

ઢાલ તલવારનો વારસો મ્હારા પીયુને સખિ!

મ્હારા જેઠને ગામ ગરાસ,
મનડાં મોહ્યાં ઢાલ તલવારે, સખિ.—ઢાલ.

બરછી કટારીનો વારસો મ્હારા પીયુને સખિ,
મ્હારા જેઠને મ્હેલ–મ્હેલાત.
પીયુજી મ્હાલે ડુંગર ધારે સખિ.—ઢાલ.





પંખાળા ઘોડલાનો વારસો મ્હારા પીયુને સખિ,
મ્હારા જેઠને ગરથ ભંડાર;
સાહ્યબો ઘૂમે રણમાં શિકારે સખિ.—ઢાલ.

વીરવટ રક્ષાનો વારસો મ્હારા પીયુને સખિ,
મ્હારા જેઠજી મ્હાલે રણવાસ;
વ્હાલમ પડકારે અરિ ડારે સખિ.—ઢાલ.

મરવા ને મારવાનો વારસો મ્હારા પીયુને સખિ,
મ્હારા જેઠજીને તાતજીની છાંય;
રમઝટ બોલાવે પીયુ તલવારે સખિ.—ઢાલ.

મર્દાઇ ને મૉવડીનો વારસો મ્હારા પીયુને સખિ,
મ્હારા જેઠજી મ્હાલે છે ઘરમાંહ્ય;
પીયુડો ખેલે છે દાવ રણવાટ સખિ.—ઢાલ.

ઘરડેરા તાત—અરિ ગાજીયો, ગઢ ઘેર્યો સખિ,
જેઠ શોધે સુલેહના દાવ;
સાવજ શૂર દુશ્મન પડકારે સખિ.—ઢાલ.

જેઠજી ભાગ્યા છે માળવે ધન માલ લઇ,
પીયુ રોળે અરિ રણમાંહ્ય.
અમ્મર યશ પીયુ ચારણ ગાય સખિ.—ઢાલ.

હાથ હાથ છાંતડી પુલતી વીર પત્નિ સખિ,
આંખ માથે હો પીયુજીના વાસ;
મણિમય અમ્મર ઢાલ તલવાર સખિ.—ઢાલ.



# કમ્મર કટારી



એક જમાનો હતો, જ્યારે પ્રત્યેક ક્ષત્રાણી વાળમાં અંબોડલે યા તો કમ્મરે કટારી રાખતી, એ કટારીજ એની સખિ સહચરી બની રહેતી. આજે પ્રત્યેક શોખ નરનારી બાળક કીરપાણ રાખે છે તેમજ :

યૌવનને આંગણે થનગનતી ઉજ્જવળ ભાવિના ભીતરમાં અનેરા અભિલાષની સફળતા જોઇ રાચતી એ રાજપુતાણી ! એણે કમ્મરે કટાર કસી બાંધી છે. એના સેંથામાં સિંદુર સિંચ્યાં છે, આંખડી તો જાણે તલવારની ધાર : ભાલમાં લાલચોળ ચાંદલો એનાં અખંડ સૌભાગ્યને સૂચવે છે. ડાબા હાથમાં મંગલ લગ્ન તરતનાંજ થયેલાં સૂચવતું મીંઢોળ શોભે છે. અને પરણ્યો પતી હજી બહાર ઉભો છે. એના હાથનાં મીંઢોળ પણ હજી છુટયાં નથી : બહેનના હાથ પગની મેંદી હજી લીલીજ છે બંન્ને વીરવટનાં અનન્ય ઉપાસક છે, બંન્નેના ઉરમાં એકજ અભિલાપ ઉછળી રહ્યા છે; લગ્નવ્રતનાં પ્રતિપાલન : કૌમારવ્રતની ઉજવણી : સંસારસાગરમાં જીવન નાવડું ઝુકાવવું.

એટલામાં અચાનક ઝુબીઓ વાગ્યો–નગારા પર ડાંડીયા ઠોકાયા, સંગ્રામ સૂચક 'માર માર' શબ્દોથી વાતાવરણ ગાજી ઉઠયું. સાચા વીર મર્દને પાનો ચઢાવવા એટલુંજ બસ થઇ પડ્યું

પત્ની સમજી–પતી વીર છે–સમરાંગણનો રસીયો છે, તે રોકયો રોકાય ? અરે પુછવા ઉભા રહેવા જેટલોયે એ કયાં ધીરજ ધરે ? આડા હાથ દીધા–પીયુ વિજયમાળ લાવું ? પણ તે તો ઉડી ગયો રણખેલ ખેલવા.





એ ગયો ને શત્રુનો કચ્ચર ઘાણ કાઢયો-પણ-પણ પોતેય યુધ્ધભુમિનું ઓશિકું કરી વીરની રીતે મૃત્યુ પામી સ્વર્ગની અપ્સરા વરવા ચાલ્યો, એને ન સાંભરી નવપરિણીત નવલવધુ કે સંસાર: એને તો ખપે સ્વર્ગ ને અપ્સરા:

બ્હેનને શુર ચડે છે. પતીજના પતીયેરી પ્રમદાને પતી વિહોણા સંસારમાં માત્ર એકજ સબંધી: તે મૃત્યુ: પતી પાછળ સહગમન: ચીતા-પ્રાણત્યાગ:

કમ્મરે કટારી ઝુલે છે. એને વીચાર શા? તરતજ મુખમાંથી જીભ નીકળે તેમ મ્યાનમાંથી કટારી નીકળી પડી એણે હસતાં હસતાં કટારી હ્રદયમાં ખોસી દીધી-કાળજે પુર્યા પતીને સ્મરતી-હસતી હસતી સ્વર્ગ સંચારેલા પતીને અમર ધામે જઇ મળે છે.

શુરી સતીને-સાચી આર્ય પત્નીને-સાચી પ્રેમી પ્રમદાને ત્યારે પુર્નલગ્નનો નહિ પણ સ્વર્ગ ગમનનોજ રસ્તો માલુમ હતો. ધન્ય એ સતી અને સાચી કટારી.

o o o d

(બેટે ઝુલે છે તલવાર...ઢાળ.)

કુમ્મર કસી છે કટાર,

બેનડીયાં તો કમ્મર કસે રે.

બેનીને સેંથલ સિંદુર લાલચોળ.—(૨)

આંખલડી ધાર તલવાર.—હાંહાં રે બ્હેની! આંખલડી....

કમ્મર કસી છે કટાર.—બેનડીયાં તો.



બેનીને ભાલડે અખંડ ચાંદલો.—(૨)
જ્યોતિ સૌભાગ્ય ઝળકાર.–હાંહાં રે બ્હેની! જ્યોતિ....

બેનીને હાથે બાંધ્યા મીંઢાળીઆં,
પરણ્યો ઉભો હજી બહાર.–હાંહાં રે બ્હેની! પરણ્યો....

બેનીના હાથ પગ મેંદી ભરેલા,
મેંદી શા પ્રેમના સંભાર.–હાંહાં રે બ્હેની! મેંદી શા....

વાગ્યો ત્યાં બુંગીયો ને થડકયાં નગારલાં.
સંભળાય શબ્દ માર....માર.–હાંહાં રે બ્હેની! સંભળાય....

બેનીનો પીયુડો આવ્યો ઝલાય ના,
ચાલ્યો ખેલન રણવાટ.–હાંહાં રે બ્હેની! ચાલ્યો....
બેનીને સાજને શત્રુ સંહારીયા,
પોઢયો પરમ પદ ઘાટ.–હાંહાં રે બ્હેની! પોઢયો....
કમ્મર કટારી હૈયે હુલાવતી,
ચાલી બેની પીયુ સાથ.–હાંહાં રે બ્હેની! ચાલી....
શુરી સતીની ધન્ય કમ્મર કટારી,
મણિમય સિંહણ સાક્ષાત્,–હાંહાં રે બ્હેની! મણિમય ...
કમ્મર કસી છે કટાર–
બેનડીઓ તો કમ્મર કસે રે.



## રૂબી રેકૉર્ડ કું. તરફથી

**તમારા માનીતા સાક્ષરોની કૃતિઓ અવાજ પામશે.**

| | |
|---|---|
| રા. સુન્દરમ્ | બાજુમા જણાવેલા |
| રા. પાદરાકર | કર્તાઓના |
| રા. સ્નેહરશ્મી | **રાસ રજની** |
| સૌ. રસમનબ્હેન બક્ષી | પુસ્તકમાના લોકપ્રીય |
| રા. મુળસુખલાલ દિવાન | રાસની ઓડીઅન રેકર્ડો |
| રા. ત્રીભુવન બ્યાસ | ટુંક સમયમા બ્હાર |
| રા. [illegible]લજીભાઇ પી. શાહ. | પડશે |

## સાહિત્ય અને સંગીતના સુમેળ

તમોને

ઓ ડી અ ન  રેકર્ડમાંજ મળશે

પ્રખ્યાત સાહિત્યકારોની કૃતિઓ રેકર્ડમાં ઉતારવાનો પ્રતિબંધ ઓડીઅન તરફથી થઇ ગયો છે.

સત્વર બ્હાર પડશે.

સચિત્ર લીસ્ટ માટે લખો —

**રૂબી રેકૉર્ડ કું.** ચર્ચગેટ સ્ટ્રીટ: કોટ–મુંબઇ.

## ઉચ્ચ કુટુંબની સંસ્કારી સન્નારીઓના

### કંઠથી ગવાએલા નીચેના રાસની

## ઓડીયન  રેકર્ડઝ.

### ટુંક સમયમાં બ્હાર પડશે.

(૧) 


(૨) મ્હારા સુતાં મંદીરીયા માંહ્ય ગાજે મધરાતલડી,
(૩) સખી ક્યાંરે ખોવાણી મ્હારી દામણી જો,
(૪) માથે ઘડુલા લઇને સજની પાણીડાં જઇએ રે,
(૫) મ્હારૂં ઝમકે ઝમઝમ ઝાંઝરણું,
(૬) વેરણ થઇ હુમને વાંસલડી.
(૭) મેંદી મૂકી મ્હે મેંદી મૂકી,



### રાસ એટલે શું ?

એ જાણવું ને સમજવું હોય તો ઓડીયન તરફથી બ્હાર પડનારી સંસ્કારી તેમજ શિક્ષીત સન્નારીઓએ ગાયેલ રેકર્ડ સાંભળજો.

સંપૂર્ણ લીસ્ટ મગાવો,

**રૂબી રેકર્ડ કું.** ચર્ચગેટ સ્ટ્રીટ, ફોર્ટ,
ચરચગેટ હાઉસ—મુંબઈ.

સ્ત્રી-સમાજમાં લેટેસ્ટ ફેશનનું અગ્રસ્થાન મેળવવા
સાડીની ખરીદી નીચેના સ્ટોર્સમાંથી જ કરશો



ટેલીફોન નં. ૨૭૧૧૮

# ધી હિન્દ સ્ટોર્સ,

૨૬૧, કાલબાદેવી રોડ, રામવાડી સામે, મુંબઈ ૨.

(અગત્યની બાબતો પાછળ વાંચો)

દરેકે દરેક ગુજરાતીએ વસાવવાં જોઇએ.

—એવાં—

# બે ઉપયોગી પુસ્તકો.

૧. ભરત, શીવણ, ગુંથણ અને વેતરવાની કળા.
કીંમત રૂા. ૨–૮–૦

૨. રેશમનું ભરત, શીવણ, ગુંથણ અને વેતરવાની કળા
કીંમત રૂા. ૧–૮–૦

[ બંને પુસ્તકો સાથે ખરીદનારને ૩–૧૨–૦ માં મળશે.]
સંખ્યાબંધ ચિત્રોથી ભરપુર આ પુસ્તકો સામાન્ય ગુજરાતી વાંચી લખી શકતી બ્હેનો પણ સમજી શકે એવાં છે.

કર્તાઃ—શ્રીમતી સુશીલા દલાલ.

લખોઃ—

શ્રી. સુશીલા દલાલ
સેન્ડહર્સ્ટ રોડ, પારેખ હોસપીટાલની સામે,

ધી જનરલ બુક ડીપો,
૧૧૮, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ, ૨.
અને બીજા જાણીતા બુકસેલરો.

# પ્રાઇમાફોન પોરટેબલ મોડલ્સ.

સુંદર દેખાવની, મજબુત બનાવટની, ઓક અને મહોગની રંગની ઉંચી કવોલીટીના ફેબ્રીનેટસ અસલ થોરેનસ મેકરની છેલ્લામા છેલ્લા સુધારા વધારા સાથની ઉંચી સ્ટીલની નીકલપલેટેડ મોટર્સ, છેલ્લી સુધરેલી ઢબના બોલબેરીંગના ટોન આરમસ, મધુર ખુલ્લા બુલંદ અવાજના, ધાતુના કવરવાળા નીકલપલેટેડ સાઉનડ બોકસો, સરવે મલીને,



પ્રાઇમાફોન્સને ચાલુ વખણાયેલા મેકરોની સરખામણીમાં ખુલ્લી હરીફાઇમાં બીનહરીફ પુરવાર કીધાં છે.

પા સદી પહેલાંના હીંદુસ્તાનનાં, સરવે શહેરોમાં ચાલુ થયલાં, શોખીન આલમમાં એક અવાજે વખણાયેલાં "પ્રાઇમાફોન્સે" પોતાની ઉંચી કીરતી, આજ સુધી નીભાવી રાખી છે. એજ તેની ઉંચી લાયકાતની પુરતી સાબેતી છે. હલકી કવોલીટીના તકલીદી સસ્તાં બેસુરા અવાજનાં મશીનોથી લોભાઇ નહીં જતાં, ખરીદવા પહેલાં તમારા નજદીકના વેપારી પાસે "પ્રાઇમાફોન્સ" જોવા માંગજો અને તેના સુંદર દેખાવ,, મજબુત બનાવટ, અને સઉથી વધુ તેના મધુર ખુલ્લા બુલંદ અવાજની ખાતરી કરીને તેની ઉંચી કવોલીટીના સરખામણીમા તેના યોગ્ય ભાવો જરૂરજ તમોને "પ્રાઇમાફોનસ" ખરીદવાની લાલચ રોકાવી શકશે નહી.

## ઓમ ફોનો જનરલ એજન્સી.

૫૧૮-૨૦-૨૨, કાલબાદેવી રોડ, મુંબઇ.

ટેલીગ્રામ-"પ્રાઇમાફોન" ટેલીફોન-૨-